# મ્હારા ધર્મવિચાર.

ભાગ ૧ લો.

લેખક,

રંગનાથ શંભુનાથ ઘારેખાન બી એ.

રાયપુર—અમદાવાદ.

# મ્હારા ધર્મવિચાર.

## ભાગ ૧ લો.

લેખક.

સુનીતિ ભાસ્કર રંગનાથ શંભુનાથ ઘારેખાન બી. એ.

વડોદરા રાજ્યના માજી નાયબ સુબા.

અમદાવાદ.



પ્રકાશક:—

શા. માણેકલાલ અંબારામ ડાકટર

માલેક:—શ્રી સયાજી વિજય—વડોદરા.



સંવત ૧૯૭૯. સને ૧૯૨૩.

પ્રથમ આવૃત્તિ. પ્રત ૫૦૦.

રૂા. ૧-૮-૦



જીવનમુક્ત શ્રી. પરમહંસ ગુરૂદેવ
માધવદાસજી.



(લેખક) રા. રંગનાથ શંભુનાથ
ધારેખા,



વૈકુંઠવાસી
અ. સૌ સત્યભામા

# અર્પણ પત્રિકા.

---

વિદેહમુક્ત પરમ પૂજ્ય પિતાશ્રી

આપશ્રીના પુનીત પાદપંકજમાં મસ્તક મૂકીને વિનતિ કરવાની કે:— નામ પ્રમાણે ગુણ ભાગ્યેજ કોઈ વ્યક્તિમાં જોવામાં આવે છે. આપે તો શંભુનાથ નામ સાર્થક કરી બતાવ્યું છે. આપ સાક્ષાત્ શંભુના ગણ હતા, તેમ સાથે વૈકુંઠવાસી વિષ્ણુના પાર્ષદ પણ હતા એમ જે મનુષ્યને આપશ્રીનાં દર્શનની તક મળી હશે તેને કહ્યા વગર સ્ફુટ઼ેજ નથી. શંકર જેવો ગૌર સ્ફાટિકમય દેહ, ગુલાબી રંગ, વિશાળ લલાટ, ભવ્ય મૂર્તિ, લેશ માત્ર પણ ખોડ ખામી વગરનાં નિરોગી અંગો, ષડ્રિપુને જીતવાથી સ્થૂળમાથી નિકળતું તેજ, એ બધું એકજ વ્યક્તિમાં હમણાંના મલિન જમાનામા દૃષ્ટિગોચર થતું નથી. આપનું શારીરિક સૌંદર્ય તથા તેજ આપના પરિવારમાં હજી પણ પ્રકાશમાન છે. કુળપરંપરાથી શિવ ભક્ત, ને સાથે વિષ્ણુના પણ અપૂર્વ ભક્ત હોવાથી અદ્વૈત પ્રત્યક્ષ કરી આપ્યું છે. આપનાં સ્નાન સંધ્યા, પૂજાપાઠ વિગેરે સાથેનું, સાત્વિક જીવનનું સ્મરણ થાય છે ત્યારે એમજ લાગે છે કે એ નમુનો હવે સૃષ્ટિમાં નહિંજ મળે ! પૂર્ણ પ્રવૃત્તિમાં પણ આપશ્રીના ધાર્મિક કાર્યમાં કમીમાં કમી પાંચ કલાક હંમેશાં જતા હતા. બાહ્ય તથા અંતર શુદ્ધિ એમ બંને શુદ્ધિ પૂર્ણ હતી. આપશ્રીનું સ્મરણ કરવું એટલે બીજા શબ્દોમાં સૃષ્ટિના આદિ પુરૂષનું સ્મરણ કરવું એમ ઠરે છે. આદિ પુરૂષથી આપશ્રી લાખો પેઢીઓ દૂર છતાં આપમાં આદિ પુરૂષનો અંશ ઘણો હતો. તેમ કુટુંબના સાતમી પેઢીના દાદા મુગલ બાદશાહીના જમાનામાં ગુજરાતના સુલ્તાનના દરજ્જાના સુબાના દીવાન જગન્નાથ ધારેખાંના પણ આપશ્રી પ્રત્યક્ષ સ્વરૂપ હતા. સાતપેઢી સુધી વડીલોએ દીવાનગીરીના વૈભવ તથા લક્ષ્મીનો લાભ લેતાં અવશેષ રહેલું હાલનું રહેવાનું આ ઐતિહાસિક મકાન આપશ્રીએ બચાવી લઇને અમારા ઉચ્ચ સંસ્કાર પ્રદીપ્ત રાખ્યા છે. નાનપણમાં પિતા જવાથી પોતાના બાહુબળથી પુરૂષાર્થ કરી અનેક પ્રકારની, ગાયકવાડીમાં થાણુદારની, પાલણપુર એજન્સીમાં તથા કાઠીઆવાડમાં લાઠીના કામદારની તથા એજન્સી તથા રાજસ્થાનિક કોર્ટની એમ વિધવિધ પ્રકારની નોકરી કર્યાં છતાં આપશ્રી ધાર્મિક જીવન

ચુક્યા નથી. પાંચ છ કલાકનું આન્હિક અસ્ખલિત ટકયું હતું. રાજા, યુરોપીઅન, તથા દેશી અધિકારી વર્ગ, પ્રજાવર્ગ સગાં સબંધી એમ બધાની આપના ઉપર કૃપા હતી. પૂજન વખતે તો કાંતિ તથા તેજ અપુર્વ ઝળકતાં હતાં. દેહોત્સર્ગ વખતે જેને દર્શનનો લાભ મળ્યો હશે તેને તે વખતનું તેજ તથા હાસ્ય યુક્ત પ્રફુલ્લિત વદનનું વિસ્મરણ કદી થશે નહિં. અજાયબી એ છે કે સાત પેઢીથી ધારેખાંનું એક કુટુંબ ચાલે છે; દોરી તુટી નથી. સંસ્કૃતનો ખાસ અભ્યાસ નહિં છતાં ગીતા તથા શ્રીમદ્‌ભાગવતના અર્થ કરતા તે જોઇને વિદ્વાનો પણ ચકિત થઇ જતા. તુલસીકૃત રામાયણના અર્થ તો અપૂર્વ કરતા. ત્રણે ગ્રંથો મોઢે હતા. શી પ્રભુની કૃપા ! આખી જીંદગીમાં આપશ્રીના મુખારવિંદમાંથી ક્રોધ યા દ્વેષ યુક્ત એક શબ્દ પણ અમે સાંભળ્યો નથી. આપશ્રીના વખતો વખતનાં વચનો સૌમ્ય અને રોચક ભાષામાં મળતાં. ધર્મ પરાયણતાના બળવિશેનાં આપનાં વચનો વખતો વખત યાદ આવે છે. દરરોજ રાત્રે બધાંને ભેગાં કરી તુલસીકૃત રામાયણ કોઇ બાળક પાસે વંચાવી અર્થ સાથે બોધ આપતા તે બધાંજ બાળકો યાદ કરે છે.

શીતેર વર્ષની ઉમરમાં અનેક અડચણો તથા સંકટોમાં પણ અપૂર્વ મનોબળ બતાવીને આચાર વિચાર છોડયાં નહિ તેમ વિલાયતની દવા જીભે અરાડી નહિ. અમને પણ એજ આજ્ઞા હતી કે પ્રાણાંતે પણ મોંમાં વિલાયતી દવા રેડશો નહિં. પિતાશ્રી, આપના તે કેટલા ગુણ ગાઉં ? પાર ન આવે માટે વિરમું છું. અંતર તથા બાહ્ય શુદ્ધિ પૂર્ણ હતી ! મનોબળનો કેટલો પ્રભાવ ?

સદ્દભાગ્યે મારાં માતુશ્રી અન્નપૂર્ણા તે સાક્ષાત્ અન્નપૂર્ણા દેવીજ હતાં. પારકાંની પીડાથી હંમેશ પીડિત રહેતાં. અખંડિત કુક્ષિનાં હોવાથી દરબારમાં પણ શુભ કાર્ય તેમના હાથથીજ થતું હતું. તેમના હાથથી છઠ્ઠીનું કપડું અગર દાગીનો અનેક બાળકોને અપાતાં હતાં તે બધાં આરોગ્ય રહ્યાં હતાં !

આવાં દૈવી માતપિતા તથા તે સાથે પિતા તુલ્ય કૈલાસવાસી વડીલ બંધુ મુરબ્બી શ્રી માણેકનાથભાઇ પણ આપશ્રીનું ધાર્મિક સ્વરૂપજ હતા. મારા ઉપર આપશ્રીના જેટલીજ કૃપા તથા પ્રીતિ હતી. આહવા સંજોગોમાં મારા સુખનો ખ્યાલજ થવો બસ છે.

આ સાથે વળી વૈકુંઠવાસી આપનાં કુળવધુ, સંસ્કારી કુળમાં મજમુંદાર

મહા વિદ્વાન્ તેજસ્વી વૈષ્ણવરાજ ધર્મપિતા વૈકુંઠવાસી શ્રી *બળવંતરાય તથા માતા શિવદુર્ગાને ઘેર જન્મ લઇને આપશ્રીનાં કૃપાપાત્ર હોવાથી ધાર્મિક વાતાવરણ એવું અપૂર્વ બન્યું હતું કે તેનું વર્ણન કોઇ યોગ્યતાવાળો પુરૂષજ કરી શકે. આવા સંસ્કારોને લીધેજ નાયબ સુબાના પણ પ્રવૃત્તિમય જીવનમાં આ પુસ્તક લખવાની મને સ્ફૂર્ણા થઇ હતી.

હાલના કાળમાં ધર્મની ગ્લાનિ જોવામાં આવે છે ત્યાં આપ જેવા ધર્મના અવતારનું સ્મરણ કરવાથી વાતાવરણમાં કાંઇક આંદોલન થાય એ ઉમેદથી આપશ્રીને તસ્દી આપી છે. આપ તો જીવન મુક્ત હતા, પરંતુ લોક હિતના અર્થે કોઇ દેવભૂમિમાં અગર કૈલાસ વૈકુંઠમાં જ્યાં બિરાજતા હો ત્યાંથી આ ભૂમિ ઉપર કૃપા કટાક્ષ નાંખશો કે જેથી બધાનું કલ્યાણ થાય. ધર્મના સંસ્કાર લગભગ નષ્ટ થયા છે. ઉંચે ચડેલો બ્રાહ્મણ વર્ગ ને તેમાં પણ ઘણા ઉંચા સંસ્કારવાળો મજાતીય વર્ગ અધોગતિને માર્ગે જતો દેખાય છે. હમણાંની **સ્વરાજ્યની** ધમાલમાં **સ્વધર્મને** હાનિ પહોંચવાનો પ્રસંગ આવ્યો દેખાય છે. હવેલી લેતાં ગુજરાત ખોવાનો અગર બકરૂં કાઢતાં ઉંટ પેસવા જેવો મામલો દેખાય છે. મોટાં કાર્યમાં સહિષ્ણુતા પણ બહુજ થવી જોઇએ છતાં **સ્વરાજ્યની** ઉત્કટ પોલિટિકલ ( રાજકીય ) આકાંક્ષામાં લોક નાયકો પોતેજ પોલિટિકલપણું ને રાજ્યનીતિતપણું ભૂલી જઇને **પ્રથમે ગ્રાસે મક્ષિકા** માફક અંદર અંદર કજીયાથી ને તે પણ **સ્વધર્મ** સાથેના કજીયાથી શરૂ કરે છે ! આપશ્રી પૂર્ણપણે ધર્મ પરાયણ તેમ પૂર્ણ પોલિટિકલ હતા માટે આપશ્રીની લોકના કલ્યાણ માટે સહાય માગું છું. આપશ્રીની આમન્યા કદી મેં લોપી ન હતી તેમ મારી માગણીનો આપે કદી અસ્વીકાર કર્યો ન હતો. માટે આ છેવટની વિનંતિ કરૂં છું તે સ્વીકારશો. આપશ્રીનાં ફરજંદો, કુટુંબીઓ, સગાંસ્નેહીઓ, ન્યાતીલા, જાતીલા, આર્યો, અનાર્યો દેશી, પરદેશી એમ સર્વ ઉપર અમૃતમય દૃષ્ટિ કરશો તો જરૂર પુનરૂદ્ધાર થશે.

---

*આ વૈષ્ણવ કુટુંબમાં કડી પ્રાંતના સુપ્રસિદ્ધ ધુરંધર વૈષ્ણવ રાજ વકીલ કેસરી રા. બાબારાયજીની ગર્જના સાંભળવા તથા તેમનું ધાર્મિક જીવન જોવા જેમને તક મળતી હશે તેઓનેજ ખ્યાલ આવશે કે આહવા ધાર્મિક પુરૂષો હવેના જમાનામાં જોવામાં આવશે કે કેમ. પિતા કરતાં પણ પુત્ર વધે તેમ છે. કુદરતની અજબ કૃતિ છે કે બંને વડીલો તથા બંને માતુશ્રીઓ બાળ મિત્ર હતાં, અને અંત સુધી સ્નેહયુક્ત રહ્યાં.

મારા આદિ ગુરૂ આપ છો. પાછળથી જેમ પ્રત્યક્ષ અનુભવને લીધે **ગુરૂદત્તાત્રયના** ચોવીસ ગુરૂ થયા તેમ મારા ગુરૂ પણ દસ બાર થયા છે, પરંતુ તેમાં આપની કૃપાના ફળરૂપ પ્રાપ્ત થયેલ છેવટના સાચા ગુરૂ પરમ પૂજ્ય પરમહંસ શ્રી **માધવદાસજી** માલસર વાળાનું પણ આ સ્થળે સ્મરણ અસ્થાને નહીં ગણાય. આ નિઃસ્વાર્થી દૈવી મહાત્માનો સાધારણ સમાગમ તો વીસેક વર્ષથી હતો, પરંતુ સાત આઠ વર્ષથી મને શિષ્યનું માન આપી મારા ધાર્મિક સંસ્કારને ઉત્તેજીત કરી મને બ્રહ્માનંદનું સુખ આપનાર ગુરૂદેવને પણ વિનંતિ કરૂં છું કે આ મારા સાહસમાં આપશ્રી પણ મારા પિતાશ્રી સાથે રહી નાશ પામતા ધર્મનો પુનરૂદ્ધાર કરાવશો. આ સ્વરાજ્યના સ્વરાટના વાતાવરણમાં સ્વધર્મને મુખ્ય સ્થાન આપ ધારશો તો જરૂર અપાવી શકશો. માટે આપને પણ પ્રાર્થના કરૂં છું. બૌદ્ધોના અમલમાં વર્ણાશ્રમના ધર્મને પ્રહાર થયો હતો તેવો હાલમાં દેખાયછે. સ્થૂળમાં તો આપે હજારોના ઉદ્ધાર કર્યા છે; પરંતુ હમણાં ધર્મનો લોપ સપાટાબંધ થતો દેખાય છે; માટે આપ મુક્ત મહાત્માને પણ શ્રમ આપું છું.

વિદેહ મુક્ત પિતાશ્રી, **हस्ति पदे सर्वपदम्** એ ન્યાયથી આપશ્રીમાં સર્વસ્વ આવી જાય છે ને તેથી આ પુસ્તક આપશ્રીના પૂજ્ય પાદારવિંદમાં અર્પણ કરૂં છું.

આપશ્રીના આજ્ઞાંકિત સેવક

**રંગનાથના સાષ્ટાંગ દંડવત પ્રણામ.**

# પ્રકાશકના બે બોલ.



સુજ્ઞ ગુર્જર બંધુઓ સમક્ષ મારા એક વિદ્વાન અને વડીલ મિત્ર ભાઇશ્રી રંગનાથભાઇનું ધર્મજ્ઞાનનું ઉત્તમ રહસ્ય તથા અનુભવ દર્શાવનારૂં આ પુસ્તક પ્રકાશક રૂપે રજુ કરતાં મને અતિ આનંદ થાય છે. લેખકે કોઇ પણ જાતના ગર્વ કે લોભ વિના કેવળ પોતાના જીવનમાં જે કાંઇ ધર્મનો અભ્યાસ કે શ્રવણ કર્યું છે, તેનુંજ આ પુસ્તકરૂપે રૂપાંતર છે અને હું ધારૂં છું કે મોટા ગહન કે વિકટ શાસ્ત્રીય ગ્રંથો કરતાં આવા ગ્રંથો ઘણીવાર સામાન્ય વાચકોને વધુ પસંદ તથા લાભકર્તા થઇ પડે છે. પુસ્તક પ્રકાશ કરવામાં કાંઇ લાભનો હેતુ રાખતાં, કેવળ મુલ્ય લઈ આપવાનું રાખ્યું છે, તે પણ યોગ્યજ છે.

આ ગ્રંથની સાથે આ ગ્રંથના સુજ્ઞ લેખકના કુટુંબનું મુળથી આજ સુધીનું થોડુંક વૃત્તાંત આપવા મેં યોગ્ય ધાર્યું છે. સને ૧૯૦૧થી એ કુટુંબ સાથેનો મને મિત્ર પરિચય છે અને તેમનાં પૂજ્ય માતા પિતાના દર્શનનો તથા આશિર્વાદનો તો મને પણ લાભ મળ્યો હતો. પાટણમાં નાગર ગૃહસ્થ જ્ઞાતિમાં એ કુટુંબ કુલીન, શ્રદ્ધાળુ તથા સુવિખ્યાત છે.

લેખકની સાતમી પેઢીના જગન્નાથ દાદાના વખતમાં ધારીયાખાંનાં વીશ પચીસ કુટુંબ હતાં અને લક્ષ્મીવાન તથા સુખી હતાં એમ દેસાઈ રા. અમીધરજીની શોધખોળમાં નિકળ્યું હતું. જગન્નાથ દાદા ગરીબ સ્થિતિના હતા. માબાપ નાનપણમાં ગએલાં, પરંતુ સંસ્કૃત ને ખાસ ફારસીનો અભ્યાસ ઉંચો કરેલો હતો. બુદ્ધિ બહુજ તીવ્ર હતી. એક વિધવા કાકીના ભેગા અમદાવાદમાં રહેતા. કચેરીમાં ઉમેદવારી કરતા. કવચિત્ નિર્વાહ જોગ મળતું. એક વખત એહવો પ્રસંગ આવ્યો કે દીલ્હીથી બાદશાહનો જરૂરી હુકમનો લીફાફો લઇને ખાસ જાસુસ આવ્યો. સુબા જાતે ભણેલા ન હતા. તે દિવસે કાંઈ તેહેવાર એહવો હતો કે દીવાનથી માંડીને એક ઉમેદવાર હાજર ન હતો. મુગલાઈ જાસુસ જવાબ માટે તગાદો કરતો હતો. સુબાએ તપાસ કરી પણ કોઇ મેહેતો મુત્સદ્દી મળે નહિં. જગન્નાથ દાદા કંટાળીને એક તરફ બેઠા હતા. સીપાઇએ સુબાને કહ્યું કે કોઇ એક આદમી છે, ત્યારે સુલતાન કહે કે એને પુછો કે લખતાં વાંચતાં

આવડે છે, જો આવડતું હોય તો એકદમ પકડી લાવો. આ પ્રમાણે સુબા પાસે ખડા થયા. સુબાને પૂછ્યું કે આ હુકમ વાંચી શકશો? દાદાજીએ હા પાડીને વાંચી બતાવ્યું તે સાંભળીને સુબા ખુશ થયા. જાસુસની ઉતાવળ જવાબ માટે ઘણી હતી. પછી પૂછ્યું કે આનો જવાબ લખી આપશો? ત્યારે હા પાડી. જવાબ લખીને વંચાવ્યો. સુબાની મહોર છાપ થઈ. જવાબ દીલ્હી ગયો, ત્યાં બાદશાહ એટલો ખુશ થયો કે તેના જવાબમાં હુકમ થયો કે લખનારને દીવાનગીરી એકદમ આપવી. તે દિવસે સ્વારીના ઠાઠ સાથે ઘેર આવવાનું હોવાથી વિલંબ થયો તેથી કાકીબા ફીકરમાં પડયાં કે મારો **જગનીઓ** કેમ ન આવ્યો. પછી હાથી ઉપર સ્વારીના ઠાઠમાં દાદા ઘેર આવ્યા. તે વખતની જાહોજલાલીનું શું પુછવું? પરંતુ જ્યાં આખા ભારતવર્ષની દશા પલટાઇ, મુગલાઇનું નામ નથી સુલતાન અગર સુબાનું નામ નથી ત્યાં અમને તે વખતની પ્રસાદીનું હજી સુધી તો એક ઘર રહ્યું છે એ કાંઇ થોડી વાત નથી. તે વખતની પ્રસાદીમાં આ જુનું બચેલું અઢીસો વર્ષનું બાદશાહી વખતનું ઘર તથા હાથીના હોદ્દાનો એક કકડો બચેલો છે. બાકી બધી ઇક્કામત ખલાસ થઈ ગઇ. રાત પછી દિવસ એમ કુદરતનો ક્રમ ચાલ્યાજ કરે છે. તડકા છાંયડાનાં દ્વંદ્વ કેમ મટે? હાલનું ઘર છે તેનો ઘણો ફેરફારવાળું છે. નાગરવાડાથી ભાઉની પોળ સુધી બંને લાઇનો લેખકના કુટુંબની હતી એમ વાતો સાંભળતા હતા. આ દાદા પછી ખાસ કોઇએ નોકરી કરી દેખાતી નથી. અખુટ લક્ષ્મી તથા જાગીર ગામ ગરાસ પુષ્કળ હતું. નોકરી શા માટે કરે? માત્ર શિવનાથ દાદા કાઠીઆવાડમાં વકીલાત કરતા ને નાણાં ધીરતા. મોરબી સ્ટેટને રૂ. ૪૦ હજાર ધીરેલા તે બદલનો દસ્તાવેજ લેખકે જોએલો. ત્રણ ગામ લખી આપેલાં હતાં, પણ લાંબી મુદત થઈ ગઇ તેથી કાંઈ પ્રયાસ કર્યોજ નહિં. પિતાશ્રીની નજર આગળ પણ ત્રણ ચાર લાખની મીલ્કત ઉડી ગઇ હતી, લેખક અમદાવાદમાં ભણતા હતા તે વખત સાંભળ્યું હતું કે દીલ્હીમાં જગન્નાથના નામના સોનાના ચરૂ નીકળ્યા હતા. પ્રભુ જાણે શું હશે? લેખક પણ નાનપણમાં વૈભવ તથા લક્ષ્મીની વાતો સાંભળતા હતા. અમદાવાદમાં પણ વૃદ્ધ નાગરો તથા નાગર ભૂદેવો તેમ રાયપુરમાં રહેનાર વૃદ્ધ માણસો વાતો કરતાં હતાં. રાયપુરમાં હાલની સડક છે તે અડધી સડક સુધી આરસના ઓટલા છ સાત ફુટ નીચે સુધરાઇની પરવાનગી માગવાને પ્રસંગે ખોદાવતાં નીકળ્યા હતા. નજીકનું ડહેલું વેચાયું તેમાં ટાંકામાં બેડકો ઉત્તમ હતી. આટલું ઘર પણ પિતાશ્રીએ બચાવ્યું, બાકી નામ નિશાન રહેત નહિ. ઇશ્વર ઇચ્છા.

લેખકની અટક ધારેખાં છે. નાસિકના ગોરના ચોપડામાં ધારીઆ-ખાં હતું. મથુરાંમાં પણ હકીકત મળી. પાટણના નાગરના ઇતિહાસના શોધમાં ધારીઆખાં છે. જે હોય તે ખરૂં. બાદશાહ તરફનો કીતાબ હશે એમ સમજાય છે.

મલબારમાં નંબુદ્રી બ્રાહ્મણમાં મોટો દીકરો પરણેને તેજ વારસ થયા એટલે કે એકજ કુટુંબ ચાલે તેમ આ કુટુંબનું કુદરતી રીતે થયું છે. સાત પેઢીથી એકજ ચાલે છે. પિત્રાઇ કોઈ ન મળે! હાલ ઇશ્વર કૃપાથી લેખક સાથે ત્રણ ભાઇનાં ઘર છે. કાકાશ્રીના પુત્ર મુ. મણીનાથભાઇ છે તેમને પુત્રીનો પરિવાર માત્ર છે. શંભુનાથ ત્રીકમનાથ પછીના શિવનાથ દાદા પાટણમાં ઘુઘરાબાવાની વાડીના હનુમાનજીના ઉપાસક હતા. ત્યાં એક સાધુ ઉંચી કોટિનો રહેતો. તેની સેવા સારી કરી તેથી માગવાનું કહેતાં કહ્યું કે બધું છે પણ ભોગવનાર કોઇ નથી. ત્યારે સાધુએ દિવ્ય દૃષ્ટિથી જોઇને નિઃશ્વાસ મૂકયો ને કહે કે ભાગ્યમાં નથી. પરંતુ પ્રભુ ન કરી શકે તે પ્રભુનો ભક્ત કરી શકે એ ન્યાયથી વરદાન આપ્યું. ગિરિજામાને મોટી ઉમરે ગર્ભ રહ્યો. ત્રીકમનાથ દાદા પ્રકટ થયા. તેમનું વર્તન તથા ટુંકું આયુષ્ય વિગેરે ઉપરથી સ્પષ્ટ સમજાયું કે સાધુ જાતેજ અવતર્યા ને વંશવેલો ચલાવીને પાછા ચાલ્યા ગયા, પણ ભક્તને આપેલું વરદાન સાર્થક કર્યું. એ હનુમાન ધારેખાં કુટુંબના ખાસ કુળદેવ જેવા છે.

લેખકના બંને ભાઇઓ કુટુંબ વત્સલ છે. મોટા ભાઇનો મોટો દીકરો એલ. એલ. બી. છે. નાના ભાઇના દીકરા ભણે છે. લેખકના પાંચ પુત્રોમાંથી ચાર ગ્રેજ્યુએટ છે. કળીયુગનો સ્પર્શ લેખકના ઘરમાં આજસુધીમાં દેખાયો નથી.

આ ગ્રંથ જો વાચક સમુહને ઉપયોગી જણાશે, તો ભવિષ્યમાં તેનો બીજો ભાગ પ્રગટ કરવામાં આવશે.

પ્રકાશક.

# પ્રસ્તાવના.

પૂર્વના સંસ્કારથી જે કાંઇ વાંચ્યું, જોયું અને અનુભવ્યું તે ઉપરથી આવા લઘુ ગ્રંથની જરૂરીયાત લાગવાથી ગજા ઉપરાંતનું સાહસ ઉઠાવ્યું છે. અનુક્રમણિકા જોવાથી સાહસનું ગૌરવ ધ્યાનમાં આવી શકશે. "મ્હારા ધર્મ વિચાર" એમાં મ્હારાપણું આગળ કરીને હું દુનિઆને કાંઇ નવું આપું છું એમ નથી, પરન્તુ કુદરતની પ્રસાદી મેં ચાખી તેનો સ્વાદ—જો કે કોઇ પણ વસ્તુનો સ્વાદ કહી શકાતો નથી તો પણ—કંઇક કહી બતાવવા પ્રયત્ન કરૂં છુ. કુદરતમાં નવું કાંઈ છેજ નહિ. સર **આઇઝેક ન્યુટને** ગુરૂત્વાકર્ષણનો નિયમ શોધી કાઢયો તે પહેલાં ન હતો એમ નથી. કોલંબસે અમેરિકા ખંડ શોધી કાઢયો તે અમેરિકાતો હતોજ, નવું કોઇએ કાંઇ બનાવ્યું નથી. આર્યના ચૌદ લોક પૈકી સપ્ત પાતાળમાંજ અમેરિકા આવી જાય છે. તેવીજ રીતે કોઇ વનસ્પતિની શોધ, તેમ યાંત્રિક, રાસાયણિક, અગર વિદ્યુત્ શક્તિની શોધખોળ પણ સૃષ્ટિમાં નવી નથી. કુદરતમાં બધું હતું ને છે, કંઇ ગયું નથી, ને નવું આવ્યું નથી. જે માણસને જે કાર્યમાં જે પ્રથમ મળ્યું તે તેનો શોધક કહેવાયો. તેજ પ્રમાણે લેખકનું પણ છે. લેખકનો ધંધો વળી નવીનતામાં વધારે ઉતરતો છે. એક રીતે એ ધંધો ચોરીનો પણ કહેવાય, અગર ધૂળ ધોયાના જેવો, અગર ટપાલના કાગળના વિભાગ કરવા ( Sorting ) જેવો અથવા ક્ષેત્ર ભેળાઈ ગયા પછી પશુપક્ષી વીણી ખાય છે તેવો છે. **ઉઞ્છ** વૃત્તિના જેવો છે. આવા ધંધામાં જે વધારે કુશળ તેજ કુશળ લેખક. સૃષ્ટિમાં વિદ્યા અને જ્ઞાન એટલાં ભરેલાં છે કે કોઈ પણ લેખક નવું લખવાનો દાવો કરે તો તે ટકી શકે નહિં. તે પ્રમાણે 'મ્હારા વિચાર' એટલે મ્હારા ખાસ નથી, પણ મ્હારી દષ્ટિ મર્યાદા પહોંચી તેમાંથી મળ્યા તેટલા વિચાર, મ્હારામાં આવી શકયા તે, રક્તમાં જે વિચારો પરંપરાથી ભર્યા છે તે, સંસ્કારથી પણ પક્વ થયા છે તે, અને સંસર્ગના યોગથી અનુભવ્યા છે, એ બધા વિચારોની તસ્વીર મગજમાં પડી હતી, તેના ઉપરથી કાગળ ઉપર છાપી લીધી છે. બાકી એક માણસને સર્વ બાબતનું જ્ઞાન હોઇ શકેજ નહિં. અપૂર્ણતા એ મનુષ્યત્વની સાથેજ છે. આત્મશ્લાઘાના દોષમાંથી ભાગ્યેજ કોઇ મુક્ત હશે. **યયાતિ** રાજાનું દષ્ટાંત મશહૂર છે. બાકી મનુષ્યત્વ સાથેજ તે દોષ દંદ્વ તરીકે રહેલો છે; પ્રકીર્ણ ધર્મ વિચાર અગર

સામાન્ય ધર્મ વિચાર આ પુસ્તકમાં છે; પરંતુ ક્વચિત્ મ્હારા પોતાના ઉદ્‌ગાર પણ છે, તેથી ઉપર કહ્યું તેમ નવીનતા છેજ નહિ, પણ અહંભાવથી દોરાઈને 'મ્હારા' કહીને પુસ્તકનું નામ 'મ્હારા ધર્મ વિચાર' રાખ્યું છે.

પેટલાદ વિભાગના નાયબ સુબાની ઉપાધિયુક્ત પૂર્ણ પ્રવૃત્તિના સમયમાં આ પુસ્તક લખાયું છે. છ સાત વર્ષ સુધી ગમે તેવા સંજોગોને લઈને પણ આ પુસ્તક છપાયું નહિં. જો કે પ્રસંગોપાત્ત સ્થળ સમયને માન આપીને ફેરફાર કર્યા છે તો પણ લાંબી મુદત ઉપર આ લેખ લખાયો છે એમ સહજ સમજાશે.

એક માણસ હાલના આગળ વધેલા જમાનામાં દરેક બાબતનું નિરીક્ષણ કરી શકતો નથી. તેમ બધી બાબતોનું જ્ઞાન મેળવી શકતો નથી. વિદ્યાનું ક્ષેત્ર એટલું બધું વિશાળ થયું છે કે, આખી જીંદગી માથાકૂટ કરે તો પણ એકથી વધારે વિષયોમાં કુશળતા મેળવી શકે નહિં. બીજી બાબતોમાં ગુજરાતી ભાષામાં સાહિત્યનો વધારો થવા માંડ્યો છે, પરંતુ સાધારણ નિરીક્ષણને અંતે ધર્મના ક્ષેત્રમાં જોઈએ તેટલું ખેડાણ થયું નથી, ને તે ઉપરાંત ધર્મ તરફ દ્વેષ તો કાંઈક ઘટ્યો છે, પરન્તુ બેદરકારી અને તેથી થતું અજ્ઞાન અને તેના પરિણામે થતાં કલેશ અગર પશુત્વ ઘટતાં નથી એટલુંજ નહિં પણ કંઈક અંશે વધતાં જાય છે એમ દેખાયાથી ધર્મ સંબધી બે શબ્દ લખવાની મને પ્રેરણા થઈ છે. સ્વરાજ્ય માટે જીવતોડ મહેનત લેવાય છે પરંતુ **બીચારા** થઇ પડેલા **ધર્મની** કાંઇક દુદશા થઇ દેખાય છે તેથી ધર્મને ખરા સ્વરૂપમાં જોવાથી **સ્વરાજ્ય** તો શું પણ **સામ્રાજ્ય** પ્રાપ્ય છે એમ જણાશે એ નિઃસંદેહ છે. હિંદુસ્થાનની હાલની અવદશાનું નિરીક્ષણ કરતાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ, પારસી એમ હિંદુસ્થાનનાં તમામ **અંગોમાં ધર્મની** શિથિલતા દેખાય છે અને તેથીજ **હિંદીનું** બનેલું હિંદુસ્તાન પરવશતા ભોગવે છે. ઉદ્ધારનો એકજ રસ્તો છે; ને તે **ધર્મજ** છે.

**ધર્મ** શું અને તેનો વિચાર કેવી રીતે કરવો એ ઉપર દરેક પ્રકારના મનવાળા ગૃહસ્થને જીજ્ઞાસા ઉત્પન્ન કરાવી, તેનું ધ્યાન ખેંચવાનો પ્રયત્ન કરવા આ સાહસ ઉઠાવ્યું છે. વળી આ ઉઠાવેલું સાહસ વિદ્વાનો માટે નહિં પરન્તુ મ્હારા જેવા, જેમને શાસ્ત્રમાં કનિષ્ઠ અધિકારી કહે છે એવા પામર મનુષ્યોને સમજ પડે તે હેતુથી છે. પાંડિત્યનો આડંબર કરી બતાવવા અગર ગુંચવાડામાં ગુંચવાડો ભેળવી કોકડું વધારે ગુંચવવાને બદલે મ્હારી પો-

તાની કુદરતી, સાદી અને સરળ ભાષામાં સ્થળ, સમય, પાત્ર અને આધુનિક સંજોગોને અનુકૂળ થાય તેવી ઉમેદથી મારી પરિચિત તથા પ્રિય શૈલિમાં મ્હારા પોતાના વિચાર દર્શાવ્યા છે, કે જેથી એક બાળકને પણ વાંચવાનું મન થાય. કઠણ કહેવાતો ધર્મ કઠણ ભાષામાં કડવુ લાગવાથી સાધારણ લોકોને તે ઉપર અરૂચિ ન થાય એ હેતુથી ભાષા તથા શૈલિ સરળ રાખ્યાં છે, એટલે કે કુદરતને કુદરતના માર્ગે મૂકી છે. ગ્રામ્ય દષ્ટાંતો, કહેવાતો, તુક્કાઓ વિગેરે ઘણીવાર સામટા જોવામાં આવશે. પરન્તુ તે પણ આધુવિક ઉછરતા કેળવાયલા યુવાનોની રૂચિ તથા ખાસ આગ્રહથી મૂકવામાં આવ્યા છે, તેમ સાધારણ વર્ગને સહજ અભિરૂચિ થાય તે હેતુથી મૂકાયા છે, માટે રૂચિની વૈચિત્ર્ય અગર ગમે તે કારણસર લખાણનો નાપસંદ થાય તે ભાગ પડતો મૂકી ફકત મર્મ સમજવા તસ્દી લેશો, અને સંદર્ભ સંબંધ તથા અનુષંગોનો મેળ કૃપા કરીને મેળવી લેશો. વળી સજ્જન વાંચનારને પૃથ્વી, જળ વિગેરે પંચ મહાભૂત, તથા સૂર્ય ચંદ્ર જેવા સમજવાના છે, કેમકે એ બધા.ની અભેદ વૃત્તિ છે, પાત્ર, અપાત્રનો અગર સ્વકીય, પરકીયનો ભેદ નથી. વળી જુઓ કે સુખને અંતે દુઃખ અને દુઃખને અંતે સુખ; સારૂં લેવા જતાં નકામું અગર નઠારૂં પ્રથમ મળશે; પ્રથમ કાંટો અને પછી ગુલાબ; કાચલી પહેલી અને કોપરૂ પછી; પ્રસૂતિ સાથેજ પીડા રહેલી છે; છાલ કાઢયા પછી કેળું ખાવાને લાયક થાય છે. સ્ત્રી, પુત્ર, સગાં મિત્રો વિગેરેના પ્રસંગમાં પણ સ્વભાવનો નબળો ભાગ સહન કરશો તો સારો ભાગ અને અંતે લાભ મળશે. આ ન્યાયથી નાપસંદ પડે તે ભાગની ઉપેક્ષા કરીને પસંદ પડે તેટલા ભાગમાંથી સાર કાઢશો તોજ શ્રમ સાર્થક થશે.

આ લઘુ લેખનો હેતુ કોઇ પણ ધર્મ અગર મતને ખોટો કહેવાનો, અગર તેના દોષ બતાવવાનો અગર કોઇની લાગણી દુઃખવવાનો નથી; તેમ પંડિતોમાં, સુધારકોમાં, જૂના અગર નવા વિચારવાળાઓમાં, અગર કોઇ પણ એક ધર્મ અગર પક્ષના વર્ગમાં વાહ વાહ કહેવરાવવાનો નથી. પરન્તુ દરેક પક્ષને, દરેક વ્યક્તિને આખા પુસ્તકમાંથી રૂપિયે પાઈ જેટલું પણ ગ્રહણ કરવાનું મળશે તો હું આનંદ પામીશ. મુડી થોડી હોવાથી વેપાર બહુ ટુંકોજ રાખ્યો છે. અમુક પક્ષના લાભમાં કે વિરૂદ્ધમાં લખવાનો ઉદ્દેશ નથી, માટે જો કદાચ હકીકત મુકવામાં, અગર સમજમાં ભૂલ અગર વાંધા જેવું દેખાય, તેમજ ભાષામાં ગમે તે પ્રકારનો વાંધો લાગે તો તે મોટા દિલથી

દરગુજર કરવા વિનંતિ છે, કારણ કે આ લેખમાં કોઇ પણ પ્રકારની નિંદનીય કલ્પના પણ નથી; પરંતુ પ્રત્યેક મનુષ્યે 'ધર્મ' એ વસ્તુ જરૂરની છે, અને તેને માટે વિચાર કરવો એ પણ મનુષ્યત્વની વ્યાખ્યામાંજ આગળ દર્શાવવામાં આવશે તે મુજબ આવી જાય છે એ પ્રમાણે દર્શાવવાનો છે, માટે શુદ્ધ બુદ્ધિથી દરેક ધર્મના માણસે ખરૂં અને સાચું શોધવાની ખાતર સ્વતંત્રતા સાથે હિંમત પૂર્વક વિચાર કરવો જોઇએ એટલોજ હેતુ છે, કે જેને પરિણામે ચોતરફ જાગૃતિ થઇ, અજાન તથા ગેરસમજ તથા તેને અંગે થતો નકામો દ્વેશરૂપી અંધકાર દૂર થઇ, પ્રેમરૂપી પ્રકાશ જોવામાં આવે.

માણસ માત્રને સત્તાનો, ભોગ વિલાસનો, ધનનો, વિદ્યાનો, કીર્તિનો એમ કાંઇને કાંઇ ઉન્માદ લાગુ પડ્યો હોય છે, તેમાં જો ધર્મનો ઉન્માદ લાગે તો તેના તથા દેશના ભાગ્યની વાત છે, કેમકે તેથી પોતાનું તથા બધાનું ભલું થાય. પ્રભુનો સંકલ્પ ધર્મની ગ્લાનિ થાય ત્યારે તેની સંસ્થાપના માટે અને અધર્મના નાશ માટે હોવાથી પોતે ધર્મનો વિચાર કરીને અવતાર લઇને પણ પોતાનો ધર્મ બજાવે છે. શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે તથા વ્યવહારમાં પણ પ્રથમ માતા પછી પિતા, પછી ગુરૂદેવ પછી સ્ત્રી, પુત્રી સગાં સંબંધી એમ ધર્મ વધનોજાય છે. આ બધો ક્રમ ધર્મના વિચારથીજ સમજાય છે માટે " ધર્મ વિચાર " એ દરેકનું કર્તવ્ય છે. પછી તે કર્તવ્યને ધર્મ કહો, પંથ કહો કર્મ કહો, નીતિ કહો, યોગ કહો, ભક્તિ કહો ( ઇષ્ટદેવ અગર ગુરૂની ભક્તિ ), જ્ઞાન કહો, શૂન્ય કહો, મોક્ષ કહો, નિર્વાણ કહો, આનંદ કહો, સુખ કહો, નિર્ભયપણું કહો અગર ગમે તે કહો, પરન્તુ સુખ મેળવી નિડર થવાનો અને મનને શાન્તિ મેળવવાનો દરેક માણસનો મુદ્દો છે તે ધર્મના વિચારથીજ સાર્થક થઇ શકે છે. આખી જીંદગી અજ્ઞાનમાં, મૂર્ખાઇમાં, અગર પાપ કર્મોમાં કાઢી, પછી આખરના વખતમાં બીક લાગવાથી ધર્મના વિચાર સ્ફૂરવાથી ભકિત વિગેરે ગ્રહણ કરવા કરતાં નિર્ભય થવાનું જે વેદાન્ત કહે છે તે પ્રમાણે નિર્ભય થવાનો ઠરાવ અત્યારથી કરશો, એટલે આપો આપ ચારિત્ર શુદ્ધિ રહેશે, અને તે થયું એટલે ધર્મ માટે વિચાર કરવો એ આવશ્યકજ થઇ પડશે. તેવીજ રીતે જો ધર્મનો વિચાર કરતા રહેશો તો આપોઆપ ચારિત્ર શુદ્ધિ થશે અને નિર્ભય થશો માટે " ધર્મ વિચાર " એ પ્રત્યેક સજ્જન પોતાની ફરજ છે એમ સમજી શ્રવણ, મનન અને નિદિધ્યાસનથી સાર કાઢી નિર્ણય કરશે તો જનસમાજમાંના કજીઆ મટી જઇ ભા-

તૃભાવ વધશે, અને ધર્મનો અંતિમ હેતુ સુખ એ માણુસ જાતને મળશે એમાં શંકા નથી.

જેથી કરીને પાપની, પુણ્યની સ્વર્ગની નરકની, શિક્ષાની, મરણની, સંશયની એમ બધી જાતની ભ્રાન્તિઓ ટળી જાય તેજ ધર્મ સમજવો, પછી ધર્મની વ્યાખ્યા ગમે તેમ કરો તે સામે વાંધો નથી. આટલુંજ બતાવવાનો આ લઘુ પુસ્તકનો ઉદ્દેશ છે, તે જો કાંઈક અંશે પણ સફળ થશે તો હું કૃત કૃત્ય થઈશ. માટે આ પુસ્તક આર્ય બંધુઓ સમક્ષ રજુ કરૂં છું. દરમ્યાન ઇશ્વર અગર કોઈ સમર્થ આચાર્ય અગર અવતારી પુરૂષ પ્રકટ થઈ પ્રકાશ કરે તો કહી શકાતું નથી; પણ તેના અભાવે જનસમાજને આ નમ્ર સેવક નમ્ર સેવા બજાવી, શ્લાઘા અગર નિંદાની દરકાર વગર સેવામાં આ પ્રમાણિક વિવેચનનો લેખ રજુ કરે છે તે પ્રેમ પૂર્વક સ્વીકારશો કે જેથી સર્વત્ર પ્રેમ અને ભ્રાતૃભાવ ( Platonic Universal Love ) વ્યાપે; દુ:ખની નિવૃત્તિ કરવાનો અને સુખની પ્રાપ્તિ કરવાનો મનુષ્ય માત્રનો ઉદ્દેશ અને પ્રયત્ન છે તે 'ધર્મ વિચાર'થીજ સફળ થાય, અને અંતે જન્મ ભૂમિ * આર્યાવર્ત—હિંદુસ્તાન—નું, ને તેને લીધે સૃષ્ટિના જનસમાજનું ભવિષ્ય પ્રકાશમય થાય એવી ઈશ્વરને પ્રાર્થના છે. આર્યાવર્તે પ્રાચીન કાળમાં પણ જગતનું કલ્યાણ કર્યું છે ને વળી પાછું કરશે એમ ઇશ્વરથી નિર્માણ છે.

દ્વેષ, કલેશ, અને ઇર્ષ્યા એ સર્વ ગુલામગીરી તથા વ્યાધિનાં લક્ષણો છે, અને પ્રેમ એ સ્વતંત્રતા અને તન્દુરસ્તીનાં લક્ષણ છે. કલેશ ઇર્ષા આદિની વ્યાધિઓ દૂર કરી ને ધર્મ માણસને ગુલામગીરીમાંથી મુક્ત કરીને સ્વાતંત્ર્ય તથા પ્રેમ આપી નિરોગી બનાવી શકે છે.

ઉપર મુજબ ધર્મની ખાતર "મ્હારા ધર્મ વિચાર" રજુ કરૂં છું.

---

* આર્યાવર્તના સંબંધમાં આર્યની ઉત્પત્તિ અને હિંદુસ્થાનમાં આર્યોનું આવવું વિગેરે બાબતો ઉપર વિદ્વાનો પાશ્ચાત્ય વિદ્વાનોના દોર ઉપર જઈને ઘણી કલ્પના કરે છે, પરંતુ ખરા આર્ય ખરૂં સમજે છે. **आ समुद्रात्तु पश्चिमात् । तथा रेवान्तरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥** વળી અમરકોશમાં પણ કહે છે કે **आर्यावर्तः पुण्यभूमि मध्ये विन्ध्य हिमालयोः ।**

એટલે શાસ્ત્રોમાં તો ઘણા ભાગે ઉત્તર દક્ષિણમાં, હિમાલય અને વિન્ધ્યાચળ પર્વતો વચ્ચેનો મુલક હોય એમજ લાગે છે. આર્યાવર્તનો પ્રદેશ ધીમે ધીમે વિસ્તર્યો અને તેનો સંબંધ પૃથ્વીના હાલના બધા ખંડો સાથે થયેલો લાગે છે. વ્યાસ મુનિએ શુકદેવજીને જનક રાજા પાસે જ્ઞાન મેળવવા મોકલ્યા તે પ્રસંગે જે દેશોમાં થઇને ગયા તેનું વર્ણન જોતાં યુરોપ અને એશિઆ ખંડો આવી જાય છે. કેટલીક વાર હિંદુસ્તાનના તાબામાં પરદેશો દેખાય છે. ( જુઓ પ્રકરણ ૨. )

'હિંદુ' શબ્દની ઉત્પત્તિ હિંદુસ્થાન બહારના વિદેશીઓ તરફથી મળી હોય એમ દેખાય છે. 'હિંદુ' શબ્દની વ્યુત્પત્તિ ત્રણ રીતે થઇ શકે છે. (૧) સિંધુનું હિંદુ થયું હોય, (૨) **હિંદુકુશ** પર્વતના સામીપ્યથી હોય, અગર (૩) 'ઇન્દુ' (ચન્દ્ર) ઉપરથી હોય. વળી હ્યુએનસીંગ ( Heuan Tsang) નામનો પ્રસિદ્ધ ચીનનો પ્રવાસી પંડિત કહે છે કે ચીનાઇ શબ્દ 'ઇન્તુ' (In-tu) તે 'હિંદુ' ઉપરથી થયો છે. બૌદ્ધ ધર્મે 'ઈંદુ' ચંદ્ર જેવો પ્રકાશ પાડી અંધકાર દૂર કર્યો માટે હિંદુ તે ચંદ્ર. આ સિવાયની ચોથી વ્યુત્પત્તિ એવી છે કે **हिंसया दूयते स हिन्दुः** અગર ખરી રીતે વ્યુત્પત્તિ કરતાં **हिन्स्य: दुनोतीतिहिन्दुः** અગર **इंद्रस्थान** ઉપરથી **હિંદુસ્થાન** હોય. પણ એ તો પ્રત્યક્ષ છે કે હિન્દુ જેટલી દયાની ભાવના પૃથ્વીમાં નથી. હિંદુસ્તાનનું પ્રાચીન નામ **આર્યાવર્ત** અગર **ભરતખંડ** છે. આર્યનો દાવો હિંદુ સિવાયના લોક પણ કરે છે, પરંતુ આપણા કામ માટે આર્ય તે હિન્દુજ સમજીશું, અને 'હિંદી' શબ્દ હિંદુસ્થાનના બધા લોકને લાગુ સમજીશું. હવે તો હિંદી તેજ હિંદુ ગણવા હરકત નથી.



# અનુક્રમણિકા.



## પ્રકરણ ૧લું.



## પ્રકરણ ૨જું.



## પ્રકરણ ૩જું.

ષડ્દર્શનનું અવલોકન.





# મ્હારા ધર્મ વિચાર.

## પ્રકરણ ૧ લું.

### ધર્મનું સ્વરૂપ તથા તેની જરૂરીઆત.

ધર્મ વિષે કાંઇ પણ બોલવા અવલ તે શું છે અને તેની જરૂરીયાત છે કે કેમ તે જોવાની જરૂર છે હાલના તર્કશાસ્ત્ર વિજ્ઞાનશાસ્ત્ર ( Physical Science. ) તથા માનસિક સ્વતંત્રતાના સુધરેલા જમાનામાં ઠામ ઠામ હાડમાર થતો આ ધર્મ શબ્દ ખરૂં જોતાં નાહક ગેર સમજનો ભોગ થઇ પડેલો દેખાય છે, અને બીચારો નાહક અપમાન ભોગવી રહેલો છે. 'ધર્મ' શબ્દ વ્યવહારમાં ઘણે ભાગે પારલૌકિક સુખના માર્ગના અર્થમાં વપરાય છે, પરંતુ રાજધર્મ, પ્રજાધર્મ, દેશધર્મ, કુળધર્મ વિગેરે ધર્મોના સમાવેશ માટે 'ધર્મ' શબ્દને વિશાળ ભાવનામા લઇએ તો ગીતાના 'ધર્મ'માં તમામ બાબતો સમાઇ જાય છે. યાજ્ઞવલ્કે ધર્મના ૭ પ્રકાર કહ્યા છે. વર્ણ, આશ્રમ, વર્ણાશ્રમ, ગુણ, નિમિત્ત અને સાધારણ આ તમામ પ્રકારના ધર્મોનું મૂળ 'કર્તવ્ય' છે. આ ધોરણે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચાર પુરૂષાર્થ છે તેમાં ધર્મ મુખ્ય અને મૂળ છે. પાયોજ ધર્મ છે. ધર્મ સિવાય બાકીના બધાનું અસ્તિત્વ અગર ઉત્પત્તિ સંભવિત નથી. પિતા હોય તોજ પુત્રનો સંભવ છે. આ પ્રમાણે ધર્મ અંતે મોક્ષ રૂપે થઇ જાય છે. હવે ધર્મ મોક્ષદાયી થયો એટલે ધર્મ શબ્દમાં સાંપ્રદાયિક ધર્મો ( Religions ) નો સમાવેશ થઇ જાય છે, કેમ કે ગુણ તથા કર્મથી બંધાયેલા વર્ણ તથા આશ્રમના ધર્મ ઉપર સંસારના બંધારણનો આધાર છે. લોર્ડ બેકન આવીજ ભાવનાથી કહે છે કે—" Religion is the chief bond of society." એટલે કે સંસારનું મુખ્ય બંધારણ (તેજ) ધર્મ છે. પાશ્ચાત્યોમાંથી આવા કોઇ સંસ્કારીની તેવી ભાવના થયેલી જણાય છે. હમણાંના પાશ્ચાત્યો, આર્યના સંસર્ગથી નૈસર્ગિક ધર્મ ( Natural Religion ) ભૌતિક ધર્મ ( Physical Religion ) આધ્યા-

ત્મિક ધર્મ ! Phychologi Religion એમ અનેક દૃષ્ટિથી ધર્મનું દર્શન કરવા લાગ્યા છે. ' Religion ' શબ્દના ધાતુમાંજ કર્તવ્યની ભાવના છે. ' Lego ' એટલે બંધન કરવું એમ ધાતુનો અર્થ થાય છે. બંધન તેજ કર્તવ્ય ને તેજ ધર્મ મતલબ કે પરિણામે ધર્મ તેજ કર્તવ્ય એમ દુનિઆમાં સર્વત્ર મનાય છે.

આર્યોએ બધી બાબતોનો અનુભવ લઇને બંધારણ એવું તો ઉત્તમ બાંધ્યું છે કે હજારો લાખો વર્ષો થયાં અને અનેક પ્રસંગો આવી ગયા, પરંતુ ગમે તેવા વિકૃત સ્વરૂપમાં પણ તે અસ્તિત્વ ભોગવે છે. પૃથ્વીમાં પ્રાચીન પ્રજાનું નામ નિશાન નથી ત્યાં પછી આ પ્રાચીન શુદ્ધ આર્યપ્રજાની અધોગતિમાં શી મણા હોય ? દુનિઆમાં પ્રાચીન તથા અર્વાચીન પંડિતો આર્ય વર્ણાશ્રમની યોજનાથી ચકિત થઇ ગયા છે ને હજી થાય છે. ધર્મની આવી કલ્પના અને યોજના પૃથ્વીમાં કોઇ ઠેકાણે ઘડાયલી દેખાતી નથી. કારણ કે આર્ય ( આર્ય તે હિંદુસ્તાનના આર્ય સમજવાના છે ) જીવનમાં તેના રકતમાંજ ધર્મ છે પવિત્ર મેવાડની ભૂમિ હજી પ્રત્યક્ષ છે. ઇતર પ્રજાઓમાં જન્મયોગ સિવાયનો વર્ણભેદ હિંદુ વર્ણભેદ જેવોજ છે. 'બાસુંબીલ' અગર ' પટેલબીલ ' જેવો વર્ણસંકર કરવાનો ઉન્માદ કોઇ પણ પ્રજા ખાસ બતાવતી નથી. ભલે ઇતર પ્રજાઓમાં ન્યાત જાત નથી, પરંતુ તેના કરતાં પણ સખત બંધનો, દરજ્જા તથા લક્ષ્મીને લઇને છે. હવે એક તરફથી આ વર્ણસંકરતાના ઉન્માદ જુઓ અને બીજી તરફ પ્રાચીન પવિત્ર મેવાડ ભૂમિ જુઓ. રક્તશુદ્ધિ માટે ખુદ રાજાને કેટલી કાળજી છે તે જરા આંખ ઉઘાડીને જુઓ. પંદરસં વર્ષથ. સતત તેજ શીસોદીયા મેવાડમાં રાજ્ય કરે છે એવું પ્રાચીન એક પણ રાજ્ય આજ દુનિયામાં હોય તો જોઇ વળો વર્ણસંકરતાનું સ્વપ્ન પણ નથી, કારણ કે વર્ણસંકરતાના શોખીનો માટે વર્ણસંકર જાતો મોજુદ છે તે પણ સ્વધર્મ પરાયણ છે. બાકી શુદ્ધવર્ણ–જાતિ–ને પૂર્ણ શુદ્ધ રાખી છે, તેમાં પણ ' ક્ષત્રિય ' શું હશે તે જોવું હોય તો મેવાડમાં જવું જોઇએ. કોઇ પણ ક્ષત્રિય વર કન્યાનું લગ્ન ખુદ રાજાની પરવાનગી સિવાય થઇ શકે નહિ રક્ત શુદ્ધિની કેટલી કાળજી ? મેવાડનાં પરાક્રમો હિંદુસ્તાનમાં તો શું પણ આખી દુનિયામાં મશહુર છે. ' ટોડ ' જેવા યુરોપીઅનો તો હેરત પામી જાય છે. સતત

તેરસેં વર્ષ સુધી જે ભૂમિમાં અસ્ખલિત પરાક્રમો થયાં છે તેનું કારણ શું? રક્ત શુદ્ધિ ભલે હાલના સુધરેલા ર જન્મ પ્રપંચના મુકાબલે ખામી કાઢી શકાય પરંતુ સ્મૃતિ પુરાણના કાળમાં હિંદુસ્તાન કેવું હશે, અગર જનક આદિ ક્ષત્રિયો કેવા હશે તેનો ખ્યાલ હજી મેવાડજ આપી શકશે. શુદ્ધ આર્ય વીર્યની આર્ય પ્રજામાં આવા અશુદ્ધ સંસ્કાર કેમ સ્ફુરે છે તેની પ્રભુને ખબર! પામરની અક્કલ આ રહસ્યમાં પ્રવેશ કરી શકે નહિ. ખેર.

ઉપર કહ્યું તેમ જન્મયોગ સિવાયનો વર્ણભેદ ઇતર પ્રજાઓમાં હિંદુ વર્ણભેદ જેવોજ છે.

બાસુમીશ તથા પટેલમીસના વર્ણસંકરપણાની સાથે પ્રાચીન પ્રસિદ્ધ મેવાડની રક્તશુદ્ધિ માટેની હાલમાં વ્યવસ્થા જોશો તો કંઇક ખ્યાલ આવી શકશે. ઇતર પ્રજાઓમાં જન્મયોગ સિવાયનો વર્ણભેદ હિંદુ વર્ણભેદ જેવોજ છે; એટલે કે તે પ્રજાઓ જાણે કે અજાણે તેજ ધોરણ ઉપર ચાલી જાય છે; પોતાને અનુકૂળ પડતા ભાગ તે તે પ્રજાઓ પાડે છે; એટલે કે ગમે તેવા સ્વરૂપમાં પણ ગુણ કર્મથી વર્ણાશ્રમનો ભેદ તેમનામાં પણ જોઇએ છીએ. હિંદુના 'જન્મના યોગથી' થતા વર્ણભેદને મળતો યુરપના હાલના ફિલસુફોનો Law of heredity એટલે વારસાઇનો કાયદો કાંઇ અશે દેખાય છે પ્લેટોના Division of labor નું મૂળ પણ તેજ વિભાગ છે. 'વર્ણ' નો ભેદ યુરપમા અને તેમાં પણ જ્યાં પ્રજાસત્તાક રાજ્ય નથી ત્યં વધારે સ્પષ્ટ દેખાય છે. પ્રાચીન મિસર તથા ઇરાનમાં જન્મનો વર્ણ-ભેદ આર્ય જેવોજ હતો. સીકંદરે ઇજીપ્તમાં ઇ. સ. પૂર્વે ૩૩૦ માં ન્યાત જાત જોઇ હતી. ચીનમાં ચાર ભાગ ( Groups ) કર્યા છે તે પણ એજ. એશિયાખંડના દેશોમાં તેમજ સુધરેલા જાપાન તથા યુરોપ અને અમેરિ-કામાં હાલપણ વર્ણભેદ શું નથી? ધંધાને લઇને એક પ્રકારે બધા મુલ-કમાં વર્ણના ભેદ છે. હિંદુઓ રક્તશુદ્ધિ માટે ઘણાજ કાળજીવાળા હોવાથી જન્મના વર્ણભેદ કરેલા છે; બાકી દરેક દેશમાં એક જાતના બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય અને શૂદ્રો હોય છે યુરપમાં જર્મન, ફ્રેન્ચ. ઇંગ્રેજ. અને રૂશિયન પ્રજાઓ ચતુર્વર્ણના અનુક્રમે ગુણો બતાવે છે એમ કહેવાય છે. ઇંગ્લાંડમાં 'લૉર્ડ,' ડ્યૂક વિગેરે અમીર ઉમરાવો ઉતરતી પંક્તિના માણસો સાથે

એક ટેબલ ઉપર ખાણા માટે કદી બેસે નહી, અગર તો તોપખાનાના અમલદારની દીકરી પાયદળના અમલદારને તથા કલેકટરની દીકરી એન્જીનીઅરને બનતાં સુધી કદી આપે નહિ, અગર કોઇ સમારંભમાં સાથે આ જૂદી જૂદી "ન્યાત" ના લોકો ખાણા ઉપર સાથે બેસે નહિ. એકંદરીએ તેમના સાંસારિક બંધારણના ભેદ આપણા જ્ઞાતિ બંધન કરતાં પણ બળવત્તર છે એ વાત મશહુર છે. સ્વતંત્ર પ્રજાસત્તાક અમેરિકામાં ગરીબ તવંગરનો ભેદ ન્યાત જાતના ભેદ કરતાં પણ ઘણોજ તીવ્ર છે. જેવી રીતે જમતી વખતે રેશમી પોશાક આપણામાં મુખ્યત્વે ઇષ્ટ છે, અને અપવિત્ર પોશાકથી અભડાવાય છે, તેજ મીસલે યુરોપીઅનોમાં વખત વખતના તેમ ખાણાના પોશાક પણ ખાસ હોય છે, તેમાં જરા પણ ફેરફાર થાય તો અભડાયાં કરતાં પણ વધારે નિંદનીય તથા હાસ્યજનક દેખાવ થાય છે. જ્ઞાતિ બહિષ્કારના સબંધમાં આપણામાં મૂળ જોતાં (કાળે કરીને તેમાં વિકાર થવાથી ભલે પ્રસંગે ગેર ઉપયોગ થાય) સમાજના બંધારણના ભંગ કરનારને ન્યાત બહિષ્કાર કરે છે; પરંતુ પશ્ચાત્યોમાં તો 'ફેશન' માં લેશમાત્ર ખામી આવી કે બસ બહિષ્કાર! પારસની ફેશન તેજ નમુના, ને તેમાં ન્યૂનતા તેટલાજ ગુન્હાઓ; વળી પ્રસિદ્ધ સમાજના બંધારણના ભંગની ( Public Scandal ) શિક્ષા તે લોકોમાં એહેવી પ્રબલ છે કે તે માણસને મુલક પણ છોડવો પડે છે.

વર્ણ અને જાતિ એ બેમાં જરા ભેદ છે. જાતિ સંસારના માનુષિક વ્યવહારમાં થઇ છે, ને વર્ણ કુદરતના ભેદને લઇને ધર્મમાંથી થયો છે. હિંદુસ્તાનમાં પરમાર્થ માટે ઝઘડા અને યુરપ આદિમાં લક્ષ્મી તથા દરજ્જા ( Position ) માટે ઝઘડા છે હિંદુસ્તાનમાં સંપત્તિ ઘણી અને વસ્તી થોડી તેથી સ્પર્ધા નહિ, તેમાં વળી ઉત્તમ જે બ્રાહ્મણ તેને ત્યાગ પ્રિય એટલે ઉતરતા વર્ણને ઝઘડો કરવાનો ઉત્સાહ પણ નહિ. છતાં પ્રજાઓમાં આ લોક તથા પરલોક સ્વર્ગના વૈભવ ભોગવવા એટલે કે જીવને પશુત્વનો અનુભવ લેવાનું સૂત્ર છે, અને આર્યાવર્તમાં પશુત્વ દૂર કરી મનુષ્યત્વ અમર જીવના આત્મ તત્વનો અનુભવ લેવાનું છે, ને તેટલાજ માટે વર્ણાશ્રમના નિયમ વિગેરે છે. પશુત્વના અનુભવ માટે કંઇ કેળવણીની જરૂર નથી. આર્યાવર્તના તો ભોગ વિલાસ પણ ધર્મ અને મોક્ષ માટેજ છે.

આશ્રમનો ભેદ સહજ સમજાય તેવો છે. બચપણ અને યુવાવસ્થાના આશ્રમો આર્ય તથા ઇતર પ્રજાઓમાં કુદરતી રીતે સામાન્ય છે. અવસ્થાઓ માણસ જાતને જન્મથીજ લાગુ પડતી હોવાથી એટલે કે કુદરતી હોવાથી તેમાં કાંઈ તફાવત હોઇ શકેજ નહિ. પણ વાનપ્રસ્થ અને સન્યસ્ત આશ્રમ બીજી પ્રજાઓમાં ખાસ નહિ હોવાથી તે વિષે કંઇક જોવાનું રહે છે. અંદરથી જોઇશું તો બધી પ્રજાઓમાં તત્વ એકજ છે; માત્ર અનાર્ય પ્રજાઓમાં સ્પષ્ટ દેખાતું નથી. યુરોપીયનો, આર્યપ્રજાને જાતિભેદથી દબાઇ ગએલા ( Caste ridden ) બાયલા ગુલામ જેમ કહે હોય તેમ કહે; અને આર્યો તેમને મ્લેચ્છ, મર્કટ રાક્ષસ વિગેરે જે કહેતા હોય તે કહે તેનો ઇલાજ નથી. આપણા સ્મૃતિકારોએ પણ કળિયુગ માટે ‘ વાનપ્રસ્થ ’ તથા સન્યસ્ત કિલષ્ટ હોવાથી અશક્ય કહી વર્જિત લખ્યો છે ( તો પણ સન્યાસ લેવાય છે. ) આ કારણથીજ અમે તે સ્થિતિમાં પણ ઇશ્વરનું નામ ભજવા રૂપી સહેલોસટ ઉપાય શાસ્ત્રે કહેલો છે, તે એક * **कलौ केशव कीर्तनात् ।** વાનપ્રસ્થના નિયમ ઉપરથી સમજાશે કે મોટા રાજાઓ પણ પૂર્ણ સ્વરૂપથી છતાં પણ કેવા સાદા હતા, અને મજુર અગર હલકામાં હલકા માણસ જેવી જીંદગી ગાળતા હતા ! વાનપ્રસ્થના ધર્મ ગમે તેવા સ્વરૂપમાં પણ દરેક પ્રજામાં હયાતિ ભોગવે છે યુરપમાં અમુક માણસ ધંધામાંથી અગર સાર્વજનિક સંસ્થામાંથી ‘ રિટાયર ’ થયો એમ સાંભળીએ છીએ, તેનો અર્થ આપણો ‘ હાલના જમાનાનો વાનપ્રસ્થ ’ આશ્રમજ છે સરકાર અગર બીજી ખાનગી સંસ્થાઓ નોકરને પેન્શન ગ્રેચ્યુઇટી વિગેરે આપીને ‘ રીટાયર ’ કરે છે તે પણ તેજ ધોરણ ઉપર છે. ખરી રીતે જોતાં માણસ દાદો થાય અગર પુરૂષાર્થ લગભગ પૂરો કરી માતપિતા, સ્ત્રી, પુત્ર, પૌત્ર, સગાં સંબંધી મિત્ર વિગેરે બધાની ચાકરી કરી—માત્ર પોતાનું મૂળ—ને પછી પચાસ વર્ષ ઉપર જાય અને જ્યારે જાણે થાક ખાતો હોય તેમ નિરાંતે ભૂત વર્તમાન તથા

---

* વિષ્ણુ પુરાણમાં કહે છે કે “ ध्यायन्कृते यजन्यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् । यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥ ” સત્યયુગમાં ધ્યાનથી, ત્રેતામાં મંત્રથી અને દ્વાપરમાં પૂજાથી જે ફળ મળતું તે કળિયુગમાં કેશવના નામ સ્મરણથી મળે છે.

ભવિષ્યનું નિરીક્ષણ કરવા માંડે કે આ બધાગંધી હું શું કમાયો ત્યારે તેને એકદમ ભાન આવે છે કે મારી જીંદગીમાં ક્રાન્તિ થઇ. મદારીની મરજી મુજબ માંકડું બીચારૂં મહેનત કરે અને તેના બદલામાં માલમત્તા મદારીને મળે તેવો સંસારનો ખેલ જોઇને પોતાને પણ મદારીના માંકડા જેવો જોવાની દૃષ્ટિ થાય છે; આ દૃષ્ટિમાં પાછુ જરા વિચાર પૂર્વક જૂએ તો માલુમ પડે છે કે હવે આપણી જરૂરીયાત કમતી થઇ; આપણા ભાવ ઘટયા અને મહત્ત્વ તથા સત્તા પોતાની હતી તેમ હવે ભાગ પડયો; અગર રાજ્ય પ્રકરણી ભાષામાં 'દુમાલા વહીવટ શરૂ થયો' એમ કહીએ તો ચાલે, માટે વિચારીને ચાલવું જોઇએ; સંસ્કાર ઓછો હોય અને સમજે નહિ તો પછી કુટુંબના ઉમરલાયક સભાસદો તથા બીજાં નિકટનાં સંબંધિયો તેમજ કહેવાતા ઇષ્ટ મિત્રો જો અનિવાર્ય સ્વાર્થ તથા હિતના પરત્વે નહિ હોય તો તરત સમજાશે કે; 'પરી ગરજ કછું ઓર હય, સરી ગરજ કછુ ઓર.' 'ગુમડું ફાટયું ને વૈદ્ય વેરી' ગરજ સર્યા પછી વળગી રહેવું એ વ્યવહારમાં મૂર્ખાઇ નહિ તો શું ! કાજીની કુતરી મરી ગઇ ત્યારે કાજીને મ્હોંએ આખું ગામ આવ્યું હતું, અને કાજી ગયા ત્યારે કોઇ નહિ ! આ પ્રમાણે સંસારની ઘટના છે; માટે જો આંખ ઉઘાડીને માણસ જોશે તો જણાશે કે પછી પછી પણ ઉમ્મર લાયક બચ્ચાંને સ્વતંત્રતા આપી પોતાનો ઉપયોગ કમી થયો સમજે છે, તેમ પોતાનો ઉપયોગ કમી થયો જાણી વર્તન તે પ્રમાણે રાખે તો જીવને સુખ આવે, અને ન ચેતે તો પછી વિજકીમ માફક સંસારમાં માન અપમાન ખમતો, 'લે લે !! જા' બોલતો ને માર ખાતો, તેમ લાગ આવે તો કોથળામાં પાંચશેરી નાંખીને મારતો એન અફાળકૂટ કરતો. કહેવાય છે કે 'બાપનો ગર્વ છોકરોજ ઉતારે' તેમ ચો તરફ માર ખાતો, સંસાર સાગરમાં ડુબકાં મારીજ કરે ! રાજા કે રંક બધાને કુદરતનો નિયમ એક સરખો લાગુ છે; માત્ર પ્રકાર અને પ્રમાણમાં ભેદ છે.

રાજાઓ મહારાજાઓ અને ચક્રવર્તી રાજાઓ આગળના વખતમાં વાનપ્રસ્થ થતા હતા તેમાં ધર્મનું અંગ 'સ્વમાન' એ મુખ્ય મુદ્દો છે. બાદશાહોએ ફકીરી એ ધોરણેજ લીધી છે. યુરોપીયન લોકોમાં તો વાનપ્રસ્થ આશ્રમ આપો આપ થઇ જાય છે; કેમકે કુટુંબની વ્યાખ્યા તથા

વ્યવસ્થા જુદીજ છે. દીકરો મુખ્ય પ્રધાન હોય અને મા અગર બાપ અનાથાશ્રમ ( Poor House ) માં પણ કદાચ હોય, એટલે કે સાધન વગરનો તે દશાને પ્રાપ્ત થએલો પુરૂષ હોય તો હેરાન થાય અને સાધન વાળો હોય તો એકાદ ધૂન ( Hobby ) ઉપર ચાલ્યો જાય, અગર એકાન્તમાં સ્વતંત્ર જીંદગી ગાળી આનંદ ભોગવે ! સંન્યસ્ત આશ્રમની વૃત્તિનો અનુભવ દરેક પ્રજાને વહેલો મોડો હરેક રીતે થાય છેજ. આ આશ્રમના કુદરતી નિયમ માણસને છોડતા નથી; પછી તે લોકો તથા આર્ય સિવાયની બીજી પ્રજાઓ આ બે આશ્રમ કબુલ કરે અગર ન કરે તો પણ તેથી તેનું અસ્તિત્વ બંધ થતું નથી. હવે હિંદુસ્થાન બહાર વર્ણ આશ્રમની વ્યવસ્થા ગમે તેવા સ્વરૂપમાં હોય પરંતુ તેમના મુલકમાં "ટ્રેડયુનિયનો" બેનીફીટ સોસાઇટીઓ, પૂઅર હાઉસો, "વર્કહાઉસો" ગિલ્ડો, યુનિયનો, કલબો * સોસાઇટીઓ ઇત્યાદિ અનેક જાતની સંસ્થાઓ (Institutions or organizations ) થઇ છે અને થાય છે, તેવી સંસ્થાઓ આર્યાવર્તમાં કેમ નથી? કારણ વર્ણાશ્રમની સંસ્થા છે. છતાં તે શિથિલ થવાથી અને નવીન સંસર્ગથી માત્ર હવે નવી સંસ્થાઓની શરૂઆત થઇ છે. આ બધી સંસ્થાઓનો પાયો વાસ્તવમાં ગુણ તથા કર્મને અનુસરીને બંધાતી વર્ણાશ્રમની સંસ્થાના ધર્મ ઉપરજ અવલંબે છે. પછી નામ ગમે તેવાં પાડો. દરેક ન્યાત જાત જેમ પોતાના લાભ ગેરલાભ તપાસે છે તેમ આ મળતા વિચારના માણસો સંસ્થાઓ બાંધીને તેજ કામ કરે છે. ન્યાત એક પ્રકારની મહાન પાઠશાળા University અગર વ્યાપારિક મંડળ Guild or Trade Union ઉપરના કારણોથી સમજાશે કે માણસ માત્રનું આ લોકનું તથા જેમને માન્ય હોય તેમને પરલોકનું સુખ પણ વર્ણાશ્રમના ધર્મ ઉપરજ આધાર રાખે છે; માટે અત્રે 'ધર્મ' શબ્દનો ઉપર દર્શાવ્યા મુજબ વિશાળ વ્યાપ્તિમાં ઉપયોગ કર્યો છે. ધૃ ધાતુનો અર્થ 'ધારણ કરવું' થાય છે, મતલબ કે એક રીતે 'આધાર' 'આશ્રય' 'કર્તવ્ય' એ પ્રમાણે તેનો અર્થ થાય છે. આ વ્યુત્પત્તિ સિવાય ઘણી રીતે યુક્તિ સર ધર્મના અર્થ થાય

---

—મંડળીઓ—

* વિલાયતમાં જાતજાતની કલબો હોવાનું કહેવાય છે કાણાની આંધળાની, વાંઢાની, નાશકારતી અમુક મુદતે એક ખુન કરનારની નિહિલિસ્ટોની અમુક મુદતે વારા પ્રમાણે આત્મહત્યા કરનારની એવાં વિચિત્ર કલબો સંભળાય છે.

છે. પણ "ધર્મ" અને વિચાર આ બન્ને શબ્દો એટલા સ્હેલા તથા હમેશના વાપરના છે કે તેના માટે કાંઇ પણ ખુલાસો કરવાની જરૂર દેખાતી નથી પરંતુ કપાળે કપાળે જુદી મતિ "भिन्न रुचिर्हि लोकः" લોકોની રૂચિ જુદી જુદી હોય છે. (Tastes vary) રૂચિમાં ભિન્નતા હોય છે; (Opinions differ) મતમાં ભેદ હોય છે; बहु रत्ना वसुंधरा પૃથ્વીમાં અનેક રત્નો પડ્યાં છે; ઇત્યાદિ કહેવતો પ્રમાણે બાપ બતાવ કે શ્રાદ્ધ કર એ શાળાના કોઇ સત્પુરૂષના મનમાં એમ પ્રશ્ન ઉઠે કે 'ધર્મની ખરેખર જરૂર છે કે કેમ' તો તે પણ સહજ છે; કેમકે પાશ્ચાત્ય ધર્મની કલ્પનામાં જ્ઞાન તથા વિજ્ઞાન એટલે આધુનિક સ્થૂળ વિજ્ઞાન શાસ્ત્ર (Modern Material Sciences) એ બધાનો ધર્મ વિરોધી છે એહવી સમજ હતી, અને હજી પણ કેવળ બાઇબલના ધર્મનેજ વળગી રહેવામાં આવે તો વિપરીત પરિણામ આવે એ ખરૂં છે; પરંતુ આર્યાવર્તમાં તો બન્ને બાબનો સાથે રહીને વૃદ્ધિ પામી છે, અને મૈત્રીથી પોતપોતાના ક્ષેત્રમાં કામ કર્યું છે; અગર કહો કે વિજ્ઞાન શાસ્ત્ર પણ ધર્મનોજ પરિવાર છે, કેમ કે વેદમાંથી બધાંની ઊત્પત્તિ છે; એટલે આપણી ભૂમિમાં 'ધર્મ' શબ્દથી ડરવાનું કે ભડકવાનું કોંઇજ કારણ નથી. હવે આ મહાત્માનો પ્રશ્ન જેવો ટુંકો ટચ છે તેવો તેનો ઉત્તર પણ ટુંકો ટચ જોઇએ; કેમકે લંબાણમાં સાંભળવાની આતુર અતિ પ્રશ્ન કનારા નરરત્નોને ઇચ્છા અગર સબુરી હોતી નથી, તેટલા માટે 'લાલા લાખ તો કહે સવા લાખ' એ ન્યાયથી તેનો ટુંકો ઉત્તર એટલોજ કે આહાર આદિ ચાર બાબનો પશુ તથા માણસને સામાન્ય છે, વિશેષમાં માત્ર ધર્મજ છે आहार निद्रा भय मैथुनंच सामान्य मेतत् पशुभिर्नराणाम् । धर्मोहितेषामधिको विशेषः માટે પશુ કરતાં આપણે કાંઇક ચઢતા દરજ્જાના છીએ એમ માનતા હો તો ધર્મની જરૂર છે; અને વળી આ પ્રશ્ન કરવાની તમને બુદ્ધિ થઇ તેજ સાબીત કરી આપે છે કે જરૂર તો છેજ ! પાશ્ચાત્ય તર્ક શાસ્ત્રમાં માણસની વ્યાખ્યામાં Rational being, એટલે 'બુદ્ધિ અગર જ્ઞાન યુક્ત પ્રાણી' એ પ્રમાણે છે. મતલબ કે પ્રાણીથી વિશેષમાં બુદ્ધિ અગર જ્ઞાન એટલે કે ધર્મ છે. धर्मेण हीनाः पशुभिः समानाः નરવાનરમાં તેટલોજ તફાવત છે ! મનુસ્મૃતિમાં કહ્યું છે કે भूतानां प्राणिनः श्रेष्ठाः । प्राणिनां बुद्धिजीविनः बुद्धिमत्सुनराः श्रेष्ठाः ॥ ઉપરના શ્લોક પહેલો અધ્યાય

એટલોજ છે કે કોઇ કોઇ પ્રાણીઓમાં—હાલ ભૌતિકશાસ્ત્ર કહે છે તેમ—કાંઇક બુદ્ધિ છે; પરંતુ માણસ જાતમાંજ મુખ્યપણે છે: એટલે કે 'પ્રયોજન' માણસમાંજ દેખાય છે: ઇતર પ્રાણીઓની બુદ્ધિમાં 'પ્રયોજન' ( Deliberate adjustment of acts to ends ) દેખાતું નથી. પ્રયોજન વગર મૂર્ખ પણ કાંઇ કરતો નથી; **प्रयोजन मनुद्दिश्य न मंदोऽपि प्रवर्तते ।** આ 'પ્રયોજન'માં પ્રથમ વિચાર, પછી અનુકૂળ યા પ્રતિકૂળ સંવેદના, અને અંતે ઇચ્છા. એમ ત્રણ સ્થિતિ છે. આ 'માનસિક' વ્યાપાર—ધર્મ—, મનુષ્ય જાતનોજ છે, એટલે કે બધાનું મૂળ 'મન' ઠરે છે. આ ધર્મની ભાવનામાં મનને ઠેઠ 'બંધ' અગર 'મોક્ષ'નું કારણ કહેલું છે. **मनएव मनुष्याणां कारणं बंध मोक्षयो:** આ 'મન' વાળું જંતુ અગર પ્રાણી તેજ માણસ. 'મન' અગર 'બુદ્ધિ' સરવાળે એકજ છે. મન, બુદ્ધિ, ચિત્, અંતઃકરણ એ બધાં એક બ્રહ્મનાંજ સ્વરૂપો છે. કાર્યના ભેદથી જૂદાં નામ પડયાં છે. બાકી વસ્તુ એકજ છે, અને તેજ અર્થ 'Rational' શબ્દમાં છે. 'મન' તે લગામ છે, બુદ્ધિ તે સારથી છે, અને જ્ઞાનદૃષ્ટિથી બંને એક છે. ધર્મનું સ્થાન છેવટ આ 'મન'વાળું પ્રાણી મનુષ્ય છે; તે માણસ જાતમાંજ ધર્મે પ્રવેશ કરેલો છે: તે સંબંધમાં. તેમ ધર્મનું ખરૂં રૂપ સમજવા માટે શ્રુતિ શું કહે છે તે જુઓ.

**हरिः ॐम् चत्वारि शृंगा त्रयो अस्य पादा द्वेशीर्षे सप्त हस्तासो अस्य । त्रिधाबद्धो वृषभो रोरवीति महोदेवो मर्त्यां आविवेश ॥ ऋग्वेद सं० २, ३, २२, ५,**

ચાર પ્રકારના પુરૂષાર્થ એજ જેનાં ચાર શીંગડાં છે, શ્રુતિ, સ્મૃતિ, તથા સદાચાર એજ જેના ત્રણ પગ છે, પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બે જેનાં બે માથાં છે, વેદાંગ સહિત ષડ્દર્શન એ જેના સાત હાથ છે, અને જ્ઞાન, કર્મ તથા યોગ, એમ ત્રણ બંધન વડે જે બંધાએલો છે, એવો દેદીપ્યમાન "ધર્મ," વૃષભ રૂપથી, ગંભીર ગર્જના કરીને, "મનુષ્ય"માં સંચાર કરે છે.

ધર્મની વ્યાખ્યા, હેતુ, પરિણામ, તેનું સ્થાન વિગેરે એકજ સ્થળે બતાવવા માટે આના કરતાં બીજો સારો દાખલો દેખાતો નથી. ધર્મ. મર્ત્ય—મનુષ્ય—માં પેઠો; મતલબ કે ધર્મ મનુષ્ય માટેજ છે; તેમ તેનો જન્મ પણ મનુષ્યની સાથેજ છે; અને સહોદરજ છે. ગીતામાં કહ્યું છે કે—

**सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।**
**अनेन प्रसविष्यध्वम् एषवोऽस्त्विष्टकामधुक् ॥**

આ શ્લોકમાંનો 'યજ્ઞ' તેજ 'ધર્મ,' પછી તેનું સ્વરૂપ ગમે તેમ કલ્પાય તેની મનાઇ નથી. ગર્ભવાસમાં આઠે મહીને બુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને નવમે માસે સર્વાંગ સંપૂર્ણ થવા સાથે ગર્ભસ્થ બાળક અનેક વિચાર કરે છે એમ શ્રુતિ કહે છે. તેનો અર્થ એટલોજ કે જન્મ સાથેજ, અગર કે તે અગ્રલ પણ ધર્મનો જન્મ છે. પુરૂષ સૂક્તમાં કહ્યું છે કે—

**तानिधर्माणि प्रथमानि आसन् । तथा अतो धर्माणि धारयन् ।**

આ પ્રમાણે ધર્મ મનુષ્ય જાત માટેજ છે, માત્ર પુરૂષાર્થની જરૂર છે. પશુ જેવા અજ્ઞાનીને વિલાયત અગર પાંચમા જ્યોર્જ મહારાજાની ખાત્રી ન હોય તો અનુભવીના વચનના વિશ્વાસથી બતાવેલે રસ્તે પુરૂષાર્થ કરશે તો વિલાયત તથા મહારાજા પંચમ જ્યોર્જ બંનેનાં દર્શન થઈ શકશે; તેજ પ્રમાણે પોતાની પામરની દૃષ્ટિમર્યાદા ન પહોંચે પણ વિદ્વાન અનુભવી બતાવે તે માર્ગે એટલે કે ધર્મને માર્ગે જવાથી મોક્ષ સુદ્ધાંત સહજ પ્રાપ્ત થઈ શકશે. છતાં પણ કોઈ મહાત્માની ઉત્ક્રાંતિ પશુમાંથી બીલકુલ તાજી હોય, અને તેને લીધે કેવળ જડપણું હોય, અને વિચાર શક્તિનો અત્યંતાભાવ હોય તો બેહેતર છે કે તે નરવીરે 'ધર્મ' અને તેનો 'વિચાર' પડતાં મૂકવાં. વળી જુઓ કે ઇતર પ્રાણીને વર્તમાન કાળનો વિચાર છે, અને મનુષ્યને ભેગો ભૂત ભવિષ્યનો પણ છે: પ્રાણી પોતાની દષ્ટિ મર્યાદાથી આગળ જોઈ શકતું નથી, અને માણસ જોઈ શકે છે, એજ કુદરતનો ભેદ. હવે જ્યારે નિર્જીવ કરતાં જીવવાળાં ઉત્તમ છે, અને જીવવાળામાં પણ પશુ પક્ષી કીટ ઈત્યાદિ પ્રાણીઓ કરતાં આપણે ઉત્તમ છીએ, તો હજી પણ એથી ઉત્તમ કોટિ હોય, અને તે સાધારણ દૃષ્ટિને દશ્ય ન હોય પરંતુ બુદ્ધિ ગ્રાહ્ય હોય તો શું આશ્ચર્ય ? ને તે માટે વિચાર કરવામાં પણ પછી શું હરકત છે ? ખરૂં જોતાં આ કારણથીજ દુનિયાંમાં સર્વ દેશોમાં ધર્મના વિચાર થયા છે. ખરૂં કારણ તો એજ લાગે છે કે મૃત્યુની બીક માણસ માત્રને ઘણીજ છે; વળી મૃત્યુ અનિવાર્ય છે એ પણ માણસ જાણે છે, વજ્ર જેવા હૃદયવાળો પણ કવચિત્ દુનિયાંના મારથી નરમ થાય છે, તે વખતેજ તેને ધર્મની જરૂર પડે છે; માટે તેને અનુસરીને આપણે વિચાર કરીશું તો નિરર્થક નહિં થાય.

ગર્દભને સાકર અનુકૂળ ન થાય, મૂર્ખને વિદ્યા અનુકૂળ ન થાય, અને ગાંડા અગર અજ્ઞાનીને રત્નની કિંમત ન થાય તેથી શું સદર ત્રણે ચીજો દુનિયાંમાં નકામી અગર જરૂર વગરની ગણાશે ? વિચાર કરશો તો એકદમ સમજાશે કે ધર્મ વગર *માણસ જાતનું બંધારણજ નહિં ટકી શકે. જંગલનાં પશુમાં પણ કાંઇક બંધારણ દેખાય છે. પશુપક્ષી વનસ્પતિ કોઇ પોતાનો ધર્મ છોડતું નથી, એટલે પ્રશ્ન ફક્ત મનુષ્ય માટેજ રહે છે; ને તેથી ધર્મ વગરનાં માણસની સૃષ્ટિ તો પશુની સૃષ્ટિ કરતાં પણ અધમ સમજવી. પૂર્ણ સુખ છતાં પણ માણસને કાંઇક ન્યૂનતા લાગે છે તેજ ધર્મ, અને તે ધર્મમાંથીજ આખર આનંદ–પરમાનંદ–સતતનો આનંદ–મળવો જોઇએ, એ વાત નિઃસંદેહ છે. દષ્ટાંતો જોવાં હોય તો ભૂત તથા વર્તમાન કાળનાં અનેક છે. મૂર્ખ, દુષ્ટ, ગાંડો તથા જ્ઞાની એમ ચારે આનંદ ભોગવે છે પણ તેમાં ભેદ છે કે કેમ તે જરા જુઓ.

ધર્મની જરૂરીયાત વિષે સાધારણ વિવેચન કર્યું. હવે કોઇ જીજ્ઞાસુ, ધર્મની ઉત્પત્તિ માટે જો પ્રશ્ન કરે તો તે પ્રશ્ન આપણને ન્યાયના ' અનવસ્થા 'ના દોષમાં ઘસડી જશે. બાપનો બાપ ને તેનો બાપ ને તેનો બાપ એમ આગળ વધતાં છેવટનો બાપ જડવો મુશ્કેલ છે; તે ઠેકાણે વિચારવાન પુરૂષ પરમેશ્વરને સ્થાપે છે; માટે ધર્મની ઉત્પત્તિનો પ્રશ્ન સૃષ્ટિની અગર પરમેશ્વરની ઉત્પત્તિના જેવો છે. મતલબ કે એ ત્રણે પ્રશ્નો અતિ પ્રશ્નો છે. સેંકડો ગાઉ મુસાફરી કર્યા બાદ ભૂલા પડેલાને કહેવું કે તું ક્યાંથી નિકળ્યો તે મૂળ સ્થાન મને પાછો ફરીને ચાલીને બતાવ; પછી તને આગળનો રસ્તો બતાવું; અગર કોઈ બુડેલા તણાતા માણસને કહેવું કે તું ક્યાંથી તણાયો તે સ્થાન બતાવ, એ જળાશયનું મૂળ બતાવ, એહવા પ્રકારના આ પ્રશ્નો છે. વિદ્વાનો ઘણા તર્ક કરેછે; દરેક પ્રજાના તર્કો છે; પરન્તુ પરિણામે ' અનાદિ ' માંજ જવાબ સ્થિર થાય છે. ધર્મનું ઉત્પત્તિ સ્થાન, મૂળ અગર આધાર જે કહો તે ઇશ્વરજ છે. ધર્મ તેજ ઈશ્વર. કર્મના સંસ્કાર રહિત પણ હાજર જવાબી એક ચાલાક બ્રાહ્મણને એક ગૃહસ્થે પોતાની માતુશ્રીના શ્રાદ્ધમાં આમંત્રણ આપ્યું હતું તે પ્રમાણે ગયો, પરંતુ પહેરણ કાઢવા ભેગી જનોઇ પણ ખીંટીએ ભરાઇ ગઇ. જનોઈ નહિં હોવાથી યજમાને પુછ્યું કે જનોઈ કેમ નથી ત્યારે કહ્યું કે શ્રાદ્ધ કોનું છે ? ત્યારે કહે કે મારી માનું છે; એટલે કહે કે તમારી માતુશ્રીને જનોઈ હતી ? પછી બીજા બ્રાહ્મણોએ આધાર માગ્યો ત્યારે કહે કે પુસ્તક ઘરમાં છે તે આપને બતાવીશ. પછી ઘેર જઇને આધારમાં ' ખીંટી

ગણાયો ' દરેક પ્રજાનાં અનાદિ સિદ્ધ ઈશ્વરકૃત મનાતાં પુસ્તકોનાં ફરમાન પ્રમાણે ચાલવું એ ધર્મ એમ દેખાય છે; અને તેથી આગળ ચાલતાં ધર્મના બે વિભાગ થઈ શકે છે-સૃષ્ટિ કર્તાને સમજવાની બુદ્ધિ. અને તેને અનુસરીને વર્તવું તે. આ બે બાબતો ઉપરજ દુનિયાંના ધર્મો આધાર રાખે છે.

ધર્મને શરૂવાતમાં કર્તવ્યની ભાવનામાં લીધો છે, તેમાંથી પરિણામ પામીને ક્રમે ક્રમે ધર્મ, ઉપર મુખ્ય સર્વમાન્ય થયો છે; અને પછી તેમાંથી સ્વર્ગાદિક સુખ ભોગવી અંતે મોક્ષના માર્ગરૂપે પણ સ્વીકારાયો છે. વળી દરેક પ્રજાનું તે તરફ વલણ ગયું છે. તે ઉપરથીજ સાબીત થાય છે કે માણસ માત્રને આખર ધર્મ તરફ ગયા વગર છુટકોજ નથી. મરણ પછી પણ માણસની ચેતનશક્તિ જડ શરીરથી જુદી રહે છે એ વિચારજ ધર્મ તરફ દોરે છે. ધર્મને માર્ગે જવું હોય તો પ્રથમ ઇંદ્રિયજન્ય સુખોથી તૃપ્ત થઇને, અગર તેમાં કષ્ટ દેખીને કાંઇક નિત્ય સુખ માટે વ્યાકુળતાની શરૂવાત થવી જોઇએ; પછી વિનય વિવેક જોઇએ, એટલે અહંકારનો ક્ષય થવા માંડશે; પછી વિશ્વાસ આવશે એટલે ધર્મ તે કર્મ અને કર્મ તે સપ્રેમ કર્મ અગર પ્રેમ સ્વરૂપ થશે; છેવટ પાપ પુણ્યમાંથી છૂટીને નિર્ભયતા મળશે; પછી આત્મ પરીક્ષાની શરૂવાત થશે; તે ઉપરથી આપોઆપ સાધન નિષ્ઠા શરૂ થશે; અને અંતે માનસિક એકાન્તવાસથી એકાગ્રતા પ્રાપ્ત કરવાથી ' ધર્મ ' આત્મા રૂપ થઇ જશે; એટલે કે સદા સર્વદા આનંદમાંજ રહેવાનું થશે; દુઃખની ભ્રાન્તિ ટળી જશે; અને ઇતર ધર્મો ઇશ્વરને પોતાના શરીરની બહાર ખોળે છે તેને બદલે આ ' ધર્મ ' વાળાને પોતાના શરીરમાંજ ઇશ્વર જડશે. આ ઠેકાણે ' ધર્મ ' કર્તવ્યરૂપે સમજવામાં હરકત નથી; કેમકે ધર્મ એ પણ એક વ્યવહારિક વસ્તુ છે; ધુમાડાના બાચકા જેવી ભ્રમણા નથી; સ્વતઃ સિદ્ધ વસ્તુ છે; તેને માટે પ્રમાણની જરૂર નથી; પ્રમાણ જોઇએ તો ધર્મનું ઉત્પત્તિ સ્થાન—મૂળ—વેદ—ઇશ્વરનો શ્વાસ છે તે વેદથી જોવા માંડો તો મળશે. **वेद प्रणिहितो धर्मोह्य धर्मस्तद्विपर्ययः ।** એમ મનુ મહારાજ કહે છે. આખી પૃથ્વીમાં પ્રાચીન ગ્રંથ વેદ છે; વેદ ધર્મનું મૂળ છે. **वेदोऽखिलो धर्म मूलं स्मृति शीलेच तद्विदाम् । आचार श्चैव साधूना मात्मन स्तुष्टिरेवच.** વેદમાં તો ' ધર્મને ' જગતનો આધારજ કહેલો છે. **धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा** ' વેદના ષડ્દર્શનોમાં પણ ધર્મને સાધન તરીકે જૈમિનિઋષિ કહે છે કે **चोदना लक्षणोर्थो धर्मः** એટલે કે પ્રેરણા લક્ષણવાળો અર્થ તેજ ધર્મ; એટલે કે સત્ય ધર્મની પ્રેરણા થાય તે ધર્મ. કણાદ

મુનિ સાંખ્ય તાર્કિક વૈશેષિક દર્શનના પ્રથમ શ્લોકમાં ધર્મનું [illegible] છે. તે કહે છે કે **यतो अभ्युदयनिःश्रेयससिद्धिः सधर्मः** એટલે કે જે આચરવાથી આ લોકનું અને પરલોકનું કલ્યાણ થાય તે ધર્મ. એક સાધન દૃષ્ટિથી જુએ છે ને બીજા સાધ્યની દૃષ્ટિથી જુએ છે. બંનેના હેતુ એકજ છે. આ ઉપરાંત ધર્મની વ્યાખ્યાઓ ઘણી છે જેમ કે **अनुष्ठानानुबंधि इष्ट फल साधनं धर्मः ॥ वेदेन प्रयोजनमुद्दिश्य विधीयमानोऽर्थो धर्मः । प्रततो जनानाश्रयो भूत्वाधरतीति धर्मः ॥ यंत्वार्याः क्रियमाणं प्रशसन्ति स धर्मोयं गर्हते सोऽधर्मः ॥** એમ શાસ્ત્રોમાં અનેક રીતે ધર્મની વ્યાખ્યાનું વિવેચન છે. એટલે કે ધર્મ માટે શુદ્ધ આચાર તથા શુદ્ધ વિચાર એમ બંનેની જરૂર છે. ગીતાની શરૂવાતના પ્રથમના શ્લોકનો પ્રથમનો શબ્દ 'ધર્મક્ષેત્ર' છે. કુરૂક્ષેત્રને ધર્મક્ષેત્ર કહેલું છે. તેજ 'ધર્મ' શબ્દનો વિશાળ અર્થ બતાવી આપે છે. હાલના કેળવણી પામેલા વર્ગમાંથી ઘણાને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે નીતિ અને ધર્મને જૂદા પાડવાથી ધર્મની વ્યાખ્યા અગર અર્થ સમજવાને કાંઇ સાધન મળતું નથી એમ તેઓની ફરીયાદ સંભળાય છે; પરન્તુ માત્ર આંખ ઉઘાડીને જોવું હશે તો જ્યાં જોશો ત્યાંમ ળશે. એકાદ નમુનો જોવાથી જણાશે કે ફરીયાદ કરનારનો પોકાર ખોટો છે. યાજ્ઞવલ્ક્ય આદિ સ્મૃતિઓમાંથી એકાદ બે શ્લોક લઇએ તો પણ બસ છે. મનુ મહારાજ ધર્મનાં દશ લક્ષણ કહે છે. ધૈર્ય, ક્ષમા, ઇંદ્રિયદમન, અસ્તેય, શૌચ, ઇંદ્રિય નિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય અને અક્રોધ. તેવીજ રીતે યાજ્ઞવલ્ક્યના એક+ શ્લોકમાં ધર્મનાં તેવાજ લક્ષણ કહ્યાં છે. ધર્મને કર્તવ્યના અર્થમાં વ્યવહારિક ભાવનામાં લેશો તો પણ હિંદુને તો વેદનો આધાર, સંસ્કાર, વર્ણ વ્યવસ્થા અને આશ્રમ વ્યવસ્થા એ ચાર બાબતમાં બધું આવી જશે. માત્ર સ્થળ, સમય, અને પાત્ર ધ્યાનમાં લઇને એ ચારે બાબતો આચરવાની છે. દુનિયાંની બધી પ્રજાઓમાં ઉપરના ચાર મુદ્દાઓ 'ધર્મના' છે એમ દેખાશે; માત્ર બાહ્ય રૂપોમાં ભેદ દેખાશે; પરન્તુ આંતરિક સ્વરૂપ એકજ જોવામાં આવશે. જે અનંત નીતિ ચક્રવડે મનુષ્યને મનુષ્યત્વ પ્રાપ્ત થાય છે. અને મનુષ્યત્વની વૃદ્ધિ થાય છે તે નીતિયંત્ર એજ માનવ 'ધર્મ'

---

* **धृतिः क्षमादमोऽस्तेयं शौच मिन्द्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणम् ॥** મનુ. ૮

\+ **सत्यम स्तेयमक्रोधोह्रीः शौचंधीर्धृतिर्दमः ।**
**संयतेंद्रियता विद्या धर्मः सर्व उदाहृतः ॥** યાજ્ઞવલ્ક્ય. ૯

સમજવાનો છે. સમાજની વ્યવસ્થા તેજ ધર્મ. સૃષ્ટિ સાથેજ સૃષ્ટિના ધર્મ બનેલા છે. તે સિવાય સૃષ્ટિનું બંધારણ ક્ષણ પણ ટકી શકે નહિ. જે વડે આપણને આ ધર્મનું જ્ઞાન થાય તે શાસ્ત્ર સમજવું, અને શાસ્ત્ર પ્રમાણે 'ધર્મ'નો અભ્યાસ કરવો તથા તે પ્રમાણે વર્તવું એજ કર્મ. પાછું કર્મના અંતે જ્ઞાનરૂપી પ્રકાશ વડે આપણને આપણાં કર્તવ્ય તરીકે જે દેખાય તે કરવું એજ ધર્મ. શ્રી વ્યાસનું **अहिंसा परमो धर्मः** અગર તુલસીદાસના 'દયા ધર્મકા મૂલ હૈ' એ બન્નેનું રહસ્ય એક છે. **अहिंसा** અને દયાના અર્થનીજ વ્યાપ્તિમાં સર્વ ધર્મ છે; ને તેજ શાસ્ત્રોનું રહસ્ય છે. આગળ કહ્યું કે ધર્મ સ્વતઃ સિદ્ધ પ્રમાણ છે; જેમ ખાવું પીવું ઊંઘવું આદિને પ્રમાણ ની જરૂર નથી, તેમજ ધર્મ માટે પણ છે. પરંતુ હિંદુ આર્યનું ડહાપણ જુઓ કે એહવા ધર્મ માટે પણ ઠેઠ વેદથી માંડીને પુરાણો સુધીમાં જોઇએ તેટલું વિવેચન છે. સાધારણ માણસને પણ સમજણ પડે તે હેતુથી જુઓ કે મહાભારતમાં કહ્યું છે કે મહાજનો કરે તે કરવું એજ ધર્મ. '**तर्कोऽप्रतिष्ठः स्मृतयो विभिन्नाः नैको ऋषिर्यस्यवचः प्रमाणम् ॥ धर्मस्यतत्त्वं निहितं गुहायां महाजनोयेन गतः सपन्थाः**' ॥ દુનિયાંની સુધરેલી પ્રજાઓના પ્રાચીન ધર્મો તથા ભાષાઓની માતૃભૂમિ હિંદુસ્થાન છે, એમ વિદ્વાનો નિર્ણય કરે છે એ બદલનું વિવેચન જે તે સ્થળે (પ્રકરણ ૨ ની શરૂવાતમાં) કરવામાં આવશે. હિંદુધર્મની એક ખાસ ખુબી એ છે કે ધર્મને કર્તવ્યના અર્થમાં લ્યો અગર તો વ્યવહારમાં હિંદુ, મુસલમાન, ખ્રિસ્તિ આદિના ચાલતા ધર્મોના અર્થમાં લ્યો તો પણ હિંદુશાસ્ત્રની રચના એહેવી છે કે બધા સમાસ તેમાં થાય છે: ને બન્ને એકજ છે એમ નિકળે છે. હનુમાને કિયાં જપ તપ યજ્ઞ દાન કર્યાં હતાં? માત્ર સ્વામી સેવા ધર્મ બજાવ્યો, તેનુ ફળ મોક્ષ મળ્યો. જો કે બાહ્યમાં તેલ અને સિંદુર દેખાય છે. પરન્તુ આંતરિક માહાત્મ્ય કેટલું છે તે જુઓ. હનુમાન વગરના રામજ નહિ! તેમ સાવિત્રી આદિ સતીઓને પણ સ્વામી ધર્મથી મોક્ષ મળ્યો હતો; તેથી 'કર્તવ્ય' એજ ધર્મનું સ્થૂળ રૂપ છે. કર્ત્તવ્ય પરાયણ એક સ્ત્રીને કથામાં લઇ જવામાં આવી. ત્યાં સ્વામી સેવાનું ફળ સાંભળ્યું. ઘેર આવીને સ્વામી સેવામાં પ્રવર્ત થઈ ફરી કથામાં ન ગઈ. કહે કે એકજ ધર્મ બજાવીશ તો બસ છે. હવે કર્મ એજ ધર્મ કહીએ તોપણ જ્ઞાનની જરૂર પડશે; કેમકે જ્ઞાન સિવાય ધર્મ સમજાયજ નહિં, માટે આર્ય ધર્મમાં જ્ઞાનજ મુખ્ય દેખાય છે. જ્ઞાન. પરોક્ષ અને અપરોક્ષ એમ બે પ્રકારનું

છે. પરોક્ષ જ્ઞાન તે શાસ્ત્રથી તથા બાહ્ય દૃષ્ટિથી મેળવવાનું તે. આ જ્ઞાન દરેક સુધરેલી પ્રજામાં છે. પરંતુ બીજું અપરોક્ષ જ્ઞાન અગર વિજ્ઞાન છે, તેની કલ્પના હિંદુસ્થાન સિવાય ભાગ્યેજ કોઈ ઠેકાણે થઈ હશે એમ દેખાય છે. પરોક્ષ જ્ઞાનનો પ્રત્યક્ષ અનુભવ ન થાય અને એકલુ શુષ્ક જ્ઞાન થાય તો માત્ર વાદવિવાદ કરવામાં, અને પોતાના પાંડિત્યના ગર્વમાં પડી પરિણામે હારવા જીતવાના પ્રવાહમાં ઘણા વિદ્વાનો ઘસડાઇ જઇ માર્ગ ચૂકે છે તેવું થાય. માટે અનુભવ કરવાનું કામ અપરોક્ષ જ્ઞાનનું છે તેજ ખરૂં છે. ફક્ત જાણવાથી, પ્રાર્થના કરવાથી, વાતો કરવાથી બસ નથી: ને તેથીજ અનુભવી જ્ઞાની ભક્તોએ ચોખખા માર્યા છે કે એકલાં સ્નાન, તીર્થ, જપ, તપ, કામનાં નથી; પણ અપરોક્ષ જ્ઞાન થાય તો તેજ મુક્તિ છે. અપરોક્ષ જ્ઞાનના માર્ગ કર્મ, ઉપાસના તથા જ્ઞાન છે. અપરોક્ષ જ્ઞાન મેળવવાના શાસ્ત્રે માર્ગો બતાવ્યા છે, તે રસ્તે ગયા સિવાય પત્તો લાગેજ નહિં; કેમકે વધારે તર્કવાળા હોય તેજ જીતે, અને તેથી નિશ્ચય થઇ શકેજ નહિં. વળી ધર્મ સમજવામાં બુદ્ધિની પણ જરૂર છે; જેમકે ધર્મ શાસ્ત્રમાં કહ્યું છે કે 'પિતૃનું ઋણ પ્રજાથી ફેડવું,' ત્યાં "પ્રજા"નો લાક્ષણિક અર્થ પણ લેવાનો છે; માત્ર 'સ્થૂળ પ્રજા' નહિં પરંતુ સત્કર્મ, સદ્વિદ્યા આદિ ગુણ યુક્તતાનો સૂક્ષ્મ અર્થ પણ રહેલો છે: તેવીજ રીતે ધર્મશાસ્ત્રનો ઉપયોગ કરવામાં બુદ્ધિના ઉપયોગની ખાસ જરૂર છે. આ પ્રમાણે જ્ઞાન વિજ્ઞાન બંને માટે કર્મની જરૂર શરૂવાતથીજ છે. 'કર્મ' શબ્દમાં ઘણોજ ગૂઢ મર્મ છે. ગીતામાં પણ 'કર્મ'માં અકર્મ' જુએ અને અકર્મમાં કર્મ જુએ તેજ કર્મ સમજી શકે એમ આશય છે. આખર કર્મની ગતિ ગહન કહી છે. માટેજ કર્મને બીજો આધાર જોઇએ છીએ. આ આધાર તેજ 'ધર્મ' છે. જ્યાં કર્મો વચ્ચે ઝઘડા ઉઠે ત્યાં ધર્મ નીકાલ કરી શકે: જેમકે દાન અને અર્થશાસ્ત્ર, દયા અને ન્યાય એમ નીતિનાં કર્મ વચ્ચે સંશય પડે ત્યાં પછી ધર્મ નીકાલ કરી શકે; માટે કર્મ કરવાં તે ધર્મ સમજ્યા સિવાય થાય નહિ, અને ધર્મ સમજવો એટલે કે ધર્મ માટે વિચાર કરવો, એમ પરંપરાથી ધર્મ વિચારની જરૂરીયાત ઠરે છે. આહાર નિદ્રા આદિ પશુઓનાં ચાર કર્મ કરી બેસી રહેવું હોય અને કુદરતમાં પશુવત ભળવું હોય તો તેને આપણે છેડીશું નહિં; બાકી મનુષ્યત્વનો દાવો કરે તેને માટે તો કહેવું પડશે કે હાલના જમાનામાં નિર્વાહ માટે ઘણી સખત મારામારી ચાલે છે તેવી સ્થિતિમાં પણ ધર્મ ચુકયા તો સર્વસ્વ ચુકયા સમજજો, નિર્વાહ વિગેરેની

ધમાલમાં પણ જે સંસ્કારી માણસને ઇચ્છા થાય કે મારૂં કર્તવ્ય ફક્ત પેટ ભરવા ઉપરાંત કાંઇક વિશેષ છે, તો પછી તે ભાગ્યશાળી પુરૂષે ધર્મ વિચારને સ્થાન આપવું રાસ્ત છે. ખરૂં જોતા તમામ પ્રજાઓનું અગર વ્યક્તિઓનું મોડું વહેલું પણ ધર્મ તરફ વલણ જાય છે, તેનું કારણ એ કે હોકાયંત્ર ગમે ત્યાં હશે પરંતુ તેનો કાંટો લોહચુંબક છે તે ઉત્તર દિશામાંજ રહેશે. બીજે ક્યાં જાય? તેવુંજ ધર્મનું છે: આત્મા પરમાત્માનો હોવાથી બીજે ક્યાં જાય! જરા આંખ ઉઘાડશો તો જણાશે કે એકજ માણસ ધાવણ મૂકીને મોટો થઇ ક્રમે ક્રમે બોલવા માંડે છે ત્યારથી તે અંતકાળ સુધી બોલે છે, તે ક્રમ તપાસો એટલે બસ છે. સુખ માટેનાં સતત ફાંફાંજ દેખાશે. બચપણમાં જે સુખ હતું તે અંત સુધી રહ્યું કે કેમ તે જુઓ. જુવાનીમાં જે મસ્તી હતી તે મસ્તીવાળાને એક દશકા પછી પુછશો તો ભાપા બદલાઈ ગયેલી જણાશે; અને પચાસ પછી તો ભાપા માટે પુછવુંજ શું? નાનપણમાં અગર મોટપણમાં સહજ આફ્તમાં અગર સંકટમાં 'ઓમા' 'ઓ બાપરે' બોલનાર તેજ માબાપનો તિરસ્કાર કરે છે. ને કહેશે કે આ ખોખાં ક્યારે ખસસે! માટે આખર દરેક માણસ સંસારના ચોતરફના તાપથી તપીને દાઝે છે ત્યારેજ કહે છે કે આ સંસાર બીલકુલ ખોટો છે. બાલકપણામાં માંના છેડા ન મૂકે અને છુટો ન પડે તેજ મા આખર અવસ્થામાં અપ્રિય થાય છે ને તેને દૂર કરવાનેજ જીવ ઉત્સુક થાય છે. પ્રત્યક્ષ અનુભવની વાત છે કે મા બાપ, ભાઇ, ભાંડુ, મિત્ર સંબધિયો બધાં ચાલ્યાં ગયાં: કોઇનું નામ નિશાન નથી: પરંતુ 'ધર્મ' શબ્દ કેવા અખંડ રહ્યો છે! મનુ મહારાજ કહે છે કે એક ધર્મ સિવાયના બધાં સગાં સંબંધી મૃત્યુ પછી પાછો ફરે છે. ફક્ત ધર્મ સાથે જાય છે.

**मृतंशरीर मुत्सृज्य काष्ठ लोष्ठ समंक्षितौ ।**
**विमुखा बांधवा यांति धर्मस्तमनुगच्छति ॥**

અનિત્ય ખાનપાનના ક્રમ ચાલ્યા જાય છે પણ સંતોષ શાન્તિનું નિત્ય સુખ ધર્મની બુદ્ધિથીજ કેવું નિત્ય રહે છે? ગમે તે જાતના ગૃહસ્થો અગર બદમાસો પણ કહેશે કે ભાઇ ધર્મ ચુકીશ નહિં; ગમે તેવાં કર્મો કરીને કોટયાધીશ થયો પણ જરૂર પડશે ત્યારે ધર્મને આગળ કરશે. માટે ખરો સંબંધી ધર્મજ છે પછી તેને ગમે તે નામ તથા વ્યાખ્યા આપો; ઇશ્વર કહેશો તોપણ તે ધર્મના રૂપેજ ઇશ્વર છે, કેમકે ધર્મ તથા ઇશ્વર

સૃષ્ટિની શરૂવાતથીજ અસ્તિત્વ ભોગવે છે માટેજ નિત્ય છે; અને નિત્ય એટલુંજ સાચો આનંદ આપનાર છે; અનિત્ય એટલું કષ્ટદાયી છે; મિષ્ટાન્ન ખાતાં સુખ, અને ચુંક આવે એટલે કષ્ટ છે. એ પ્રમાણે બધાં અનિત્ય સુખોનું સમજવું. અને તેથી સરવાળે નિત્ય સુખદાયી ' ધર્મ 'ની, અને તેની સાથે **इदं धर्मेण योजयेत्** એ ન્યાયથી તેના ' વિચાર 'ની જરૂર છે. હિંદુનું તો જીવનજ ધર્મ કરી ચુક્યું છે. ધૃતરાષ્ટ્રને સંજય છેવટ કહે છે કે **यतो धर्म स्ततो जय: ।** ધર્મમાંજ અંત જય સમજવાનો છે. " ધર્મ " એટલે " સત્ય " અને **सत्यमेव जयति** તથા **नास्ति सत्यात् परोधर्मः** એ પ્રસિદ્ધ ધર્મ વાક્યો વ્યવહાર માટે પણ પ્રસિદ્ધ છે. સ્વધર્મ આચરવાનું પરિબળ જુઓ કે દુષ્યંતને શકુન્તલા જોવા સાથેજ અભિલાષા થઇ ત્યારે વિચાર કર્યો કે ઋષિના આશ્રમમાં રહેનારી આ બાળા મને આકર્ષે છે માટે તે જરૂર બ્રાહ્મણ નહિ પણ ક્ષત્રિય કન્યા હોવી જોઇએ. કેમકે તે સિવાય મારા દિલમાં વિપરીત બુદ્ધિ હોયજ નહિ. આનુંજ નામ ધર્મપાલન ! ચિત્રસેનને પાવતીના શાપે શી અસર કરી ? અને દુર્વાસાની તથા કાશીના રાજાની કૃત્યા તેમનીજ પાછળ પડી એ બધા ચમત્કાર ધર્મ પાલનનાજ છે.

કમનસીબે ' ચક્ર નેમિક્રમ 'ના કાયદા પ્રમાણે આપણા દેશમાં ધર્મના ક્ષેત્રમાં કાંઇક સમયથી શુદ્ધ અંતઃકરણની પ્રવૃત્તિ થવાને બદલે અજ્ઞાન અનિચ્છા અને ભ્રાન્તિના પ્રવાહમાં આપણે નાહક ઘસડાઇએ છીએ. અને તે એટલે સુધી કે કાશીના નવીન હિંદુ વિશ્વ વિદ્યાલયમાં ( The Hindu University of Benares ) ધર્મનો વિષય કેવી રીતે શિખવવો એ મોટો પ્રશ્ન થઇ પડયો હતો. હાલ પણ સનાતન ધર્મનું અપમાન થાય છે. એમ પોકાર છે. ધર્મની બાબતમાં ખાસ જોવાનું છે કે બોધ કરતાં પણ દૃષ્ટાંતો વધારે અસરકારક થાય છે. અને તેથી આચાર ઉપર ઘણો આધાર છે. અભિમન્યુને કૌરવોએ અન્યાયથી મારી નાંખ્યો છે એમ સાંભળ્યા છતા પણ અર્જુને સંધ્યા પડતી ન મૂકી એવી દૃઢતાથી ધર્મ પાળવો તેજ ધર્મ. ધર્મની મહત્તા એટલે સુધી સ્મૃતિમાં આપી છે કે **स्वधर्मेनिधन श्रेय: परधर्मो भयावह: ॥** એમ કહેલુ છે. આના મુકાબલામાં ઈંગ્લાંડનો નેલસન કહે છે કે England expects every man to do his duty. દરેક માણસ પોતાની ફરજ—ધર્મ—બજાવે એટલું ઈંગ્લાંડ માગે છે, અને હાલના પ્રધાન લૉઈડ જ્યોર્જે હાલના મહાન વિગ્રહના સંજોગોને

લઈને expects ને ઠેકાણે compels એટલે કે ફરજ પાડે છે એમ સુધારો કર્યો હતો. ફ્રેન્ચ કહેવત છે કે aut vincere aut more એટલે કે either victory or death જેના મુકાબલનું **अर्थं साधयामि वा देहं पातयामि वा** છે. અહિં 'અર્થ' શબ્દ ધર્મ વાચક છે. મતલબ કે ધર્મ બજાવવામાં મૃત્યુ થાય તો પણ તે આવકાર દાયક ગણેલું છે; એટલુંજ નહિં પણ દરેક પ્રજાઓમાં લડાઈમાં સામે મોંઢે મરનાર સ્વર્ગ પામે છે, એ તત્ત્વ પણ ધર્મથીજ ઠરેલું છે. ધર્મ–કર્તવ્ય–ની મજા ખુદ વિષ્ણુ તથા શંકરે પૂર્ણ રીતે બતાવી છે. લક્ષ્મી તથા પાર્વતીની સાથેના વિલાસ માંથી પણ ધર્મ–ફરજ ચુકયા નથી. સ્કંદ સેનાપતિની ઉત્પત્તિનું રૂપક જોવાથી જણાશે કે શંકર સાક્ષાત્ રતિ ક્રીડામાંથી પણ અભ્યાગતની ખાતર ઉઠયા હતા! તેજ રહસ્ય હજી સુધી પણ બ્રાહ્મણ ક્ષત્રિય વિગેરેની કર્તવ્ય પરાયણતામાં રહેલું છે. માત્ર સમજવાની જરૂર છે! ધર્મની ખાતર રામચંદ્રજીએ પ્રાણથી પ્રિય સતી સીતાનો ત્યાગ કર્યો, વનવાસ ભોગવ્યો, તથા સતી સ્ત્રી કરતાં પણ પ્રિય ભાઇને ત્યાગ્યો. શ્રીકૃષ્ણે ન્યાતિલા, જાતિલા, સગાં, સંબંધી કુટુંબ કબિલો, પુત્રો પ્રપૌત્રો એમ તમામ કુળનો સંહાર પણ ધર્મની ખાતર કરાવ્યો. જ્યાં ધમ છે, ત્યાંજ જય છે. તુલસીદાસે તો ધર્મનું મૂળ દયા અને પાપનું મૂળ અભિમાન કહી ટુંકામાંજ બોધ આપ્યો છે. ખરૂં જોતાં ધર્મને કર્મ કહો, સત્ય કહો, દયા કહો ઇશ્વર કહો પણ અંતે એકજ છે. સુખમાં ધર્મની પરીક્ષા નથી, પરન્તુ દુઃખ વખતેજ કસોટી લેવાય છે. કહેવત છે કે 'સુખે સૌની અને દુઃખે રામ' મોટાં રાજ્યો પણ આફતના પ્રસંગે જાહેર બંદગી, ધર્મ કર્તવ્ય તરીકે કરે છે, અને પ્રજા પાસે કરાવે છે. અહંકાર રૂપી વ્યાધિનું 'આફત' એ મોટું રામબાણ ઔષધ છે; અહંકારના અંધાપાનું નેત્રાંજન છે. ધર્મના બળથી ગમે તેવું સંકટ સહન કરી શકાય છે, અને જીંદગીભર આનંદ આનંદ રહે છે; માત્ર મહાત્માઓ જેમને સુખ દુઃખ સમાન છે. એટલે કે જેઓ ધર્મ સમજ્યા છે અને જેમણે અનુભવ પણ કરેલો છે તેમને કાંઇ લેવા દેવા નથી; કેમકે તેમાં પણ રહસ્ય ધર્મજ છે. 'બુનિયને' "પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ" જેલમાં લખ્યો હતો. "મિલ્ટને" અંધાપામાં, ને વળી જેલમાંજ ઉત્તમ પુસ્તક લખ્યાં હતાં. "ડેનિયલ ડીફો"નો "રોબિન્સન ક્રુઝો" જેલમાં લખાયો હતો; વૉલ્ટર રૉલ્ફે 'હિસ્ટરિ ઑફ ધી વર્લ્ડ' જેલમાં લખી હતી; તેમજ હમણાં શ્રીયુત તિલક ગીતાની ટીકા વિગેરે પુસ્તકો જેલમાંજ લખ્યાં છે. આ બધાઓને

બળ માત્ર ધર્મનુંજ હતું. ધર્મનું બળ જુઓ કે જે મેઝેલના ન લોકો મારી નાંખવા જતા હતા તેના ઘરમાં ક્રાઇસ્ટ રહેતા હતા; ભગવાન ગૌતમ બુદ્ધ એક વેશ્યાના ઘરમાં રહ્યા હતા; શ્રીકૃષ્ણ ગોપીઓના સંગમાં રહ્યા હતા; શ્રી શંકરાચાર્યે પરકાયા પ્રવેશ કરી ગૃહસ્થાશ્રમનો અનુભવ લીધો હતો. શ્રી રામાનુજાચાર્યે શ્રી કૃષ્ણ સાથે યવનીની પ્રતિષ્ઠા કરી હતી, અને બધા આચાર્યોએ શૂદ્ર અને મ્લેચ્છને પણ પાવન કર્યા હતા. આ મહાત્માઓ ધર્મ રૂપજ હતા એટલે પછી તેમને વિધિ નિષેધ ક્યાંથી નડે? પાશ્ચાત્ય વિચાર મુજબ ધર્મની ઉત્પત્તિ ભયમાંથી અને તત્ત્વજ્ઞાનની જીજ્ઞાસામાંથી છે. Religion originates from fear and philosophy from curiosity એક પક્ષ એમ પણ માને છે કે પિતૃભક્તિમાંથી પણ ધર્મની ઉત્પત્તિ છે. પ્રાચીન મિસર, બેબિલોન તથા ચીન જાપાનમાં પિતૃ પૂજાજ હરેક પ્રકારે ધર્મનો પાયો છે. આપણું શ્રાદ્ધની કાંઇક તે છાયા છે. બારિકીથી જોતાં દરેક ધર્મની ઉત્પત્તિ, અતીદ્રિયત્વમાં પ્રવેશ કરવાની માણસ માત્રની જીજ્ઞાસામાંજ દેખાય છે; પરંતુ હિંદુના તો અસ્તિત્વમાંજ ધર્મ છે; બાકી ભૌતિક અનિત્ય સુખમાંથી ખાસ કંઇક નિત્ય સુખની ઇચ્છા થવી એજ ધર્મનો પાયો છે. પાશ્ચાત્યો ધર્મ અને નીતિને જુદાં પાડી શકે છે; કેમકે તેમને તેમ કર્યા વિના છૂટકો નથી. આર્યાવર્તમાં તેવું નથી. ઈંગ્રેજીમાં 'નીતિશાસ્ત્ર' કહે છે તેવું આર્યમાં સ્વતંત્ર નથી. ધર્મથી નીતિ સ્વતંત્ર રહી શકતીજ નથી. એકલી નીતિના કાયદાને માન આપવાનું કારણ શું? પાપ નથી, પુણ્ય નથી, સ્વર્ગ નથી, નરક નથી, ઇનામ નથી, શિક્ષા નથી, આશા નથી, ધાસ્તી નથી ત્યાં પછી નીતિના નિયમ શા માટે પાળવા? એવો પ્રશ્ન સહજ થાય છે. આ પ્રશ્નના ખુલાસા માટે જુઓ કે અપવાદ દાખલ એકાદ બહુજ નીતિમાન પુરૂષને કદાચ ધર્મની જરૂર નથી; પરંતુ તેની સ્ત્રી તથા સંતતિ તેટલી યોગ્યતાવાળાં નહિં હોવાથી ધર્મના અભાવનાં પરિણામ તપાસો. પ્રત્યક્ષ જોઇને નિર્ણય કરશો એટલે બસ છે. નીતિ પાયો છે, અને ધર્મ ઇમારત છે. શ્રુતિ બંનેને સાથે રાખે છે. **ધર્મંચર સત્યં વદ.** ખરો ધર્મ નહિ સમજવાથી હાલના પાશ્ચાત્ય વિચારને અનુસરનારા યુવકો આવો ધર્મ શૈથિલ્યનો પ્રલાપ કરે છે, અને પ્રજાકીય બંધારણ માટે ધર્મ ઉપયોગી છે એમ કહે છે; પરંતુ સાધારણ બુદ્ધિવાળો પણ 'ધર્મ વિચાર'વાળો માણસ તરત સમજાવી શકે તેમ છે કે ધર્મ વિના છૂટકોજ નથી. ક્રમે કરીને આ પાશ્ચાત્યોને પણ 'અવ્યક્ત સર્વ ભૂતાત્મૈક્ય"ના

સ્વરૂપનું ગત માનાર વર્ગનું અદૃશ્ય સ્વરૂપ અલગ કરવું પડ્યું છે. એ સ્વરૂપ વિદ્વાનોમાં દેવ તરીકે પૂજાય છે અધર્મી માણસને તમે વિજયી દેખો, સુખી દેખો, ફાવતો દેખો પરંતુ તેમાં સવાલ માત્ર કાળનોજ છે. રાવણ, દુર્યોધન, કંસ ઇત્યાદિ ફાવ્યા પણ તેમને કાળની પરિસીમા હતી; હાલપણ કોઇ કહેશે કે ધાર્મિક પ્રજાઓની સ્થિતિ બહુજ અધમ છે, માટે ધર્મની જરૂર નથી; 'ધર્મીને મેર ધાડ ને પાપીને કુશળ' એવું દુનિયામાં દેખીએ છીએ માટે શી આશા ઉપર ધર્મ પાળવા ? વિગેરે ભલે બોલે પરંતુ ઉપર કહ્યું તે પ્રમાણે બધામાં કાળ તથા ધર્મજ મુદ્દાની વાત છે. કહેવાતા અધર્મીઓ પણ પોતાના ધર્મમાં ચુસ્ત હતા. જે પ્રજાઓની પડતી કહેવામાં આવે છે તે પ્રજાઓ જો ખરેખર પોતાનો ધર્મ પાળે અને દંભ અગર અસત્ય છોડીને સત્ય પરાયણ થઇને વર્તે તો કોઇ દિવસ નાશ થાય નહિં. ઇતિહાસ કહે છે કે જે તે પ્રજાઓએ ખરેખર ધર્મ પાળવાના સમયમાં ધર્મથીજ ઉન્નતિ મેળવી હતી. પોતાનો ધર્મ મૂકી અધર્મમાં અગર બીજાના ધર્મમાં માણસ પેસે છે એટલે વિનાશ ઉપર જાય છે. વૈદક શાસ્ત્ર શિખીને ઇન્જીનીયરનું કામ કરે અગર ઇન્જીનીયરનું કામ શિખીને વૈદું કરે તો જાન-માલની ખુવારી સિવાય બીજો શો પરિણામ આવે ? સ્થળ સમય અને પાત્રના વિચાર કરીને દરેક દેશમાં ધર્મની સ્થાપનાઓ થઈ છે, અને વખતો વખત તેજ ધોરણે ફેરફાર થયા કરે છે. તે પ્રવાહના સામા થવામાં ફાયદો કેમ કરીને થાય ? જેને ધર્મ સ્વાતંત્ર્ય કહેવામાં આવે છે તેનો અર્થ વાસ્તવમાં કાંઇજ નથી. જે પોતાનું જાણતો નથી અને બીજાનું લેવા જાય તેમાં તે બન્નેને ગુમાવે છે. માટે પોતાનામાં સ્થિર રહેવું, તે અંધ થઇને નહિં પણ આંખ ઉઘાડીને: વિશ્વાસથી નહિં પણ શ્રદ્ધાથી: બીજાને માન આપવું પરંતુ પોતાનું છોડવું તો નહિંજ: કેમકે આપણે આગળ સાબીત કરીશું કે બધા ધર્મો એકજ તત્ત્વ ઉપર બનેલા છે. **सर्व देव नमस्कारः केशवं प्रतिगच्छति.** પછી ધર્મને કર્તવ્યગણો કે પરલોક માટેનો માર્ગ કહો, બન્ને સરવાળે એકજ છે. દુનિયામાં જેટલી પ્રજાઓ બની છે તે ધર્મના ધોરણથીજ બંધાયેલી છે, અને તેના આચરણમાં ભૂલ થઇ એટલે વિગ્રહ થઇ અંતે નાશ થયો છે. હિંદુસ્થાનની લગભગ હજાર વર્ષથી થયેલી અધમ સ્થિતિનું કારણ ધર્મનું શૈથિલ્ય છે, અને યૂરોપ અમેરિકાની ઉન્નતિનું કારણ તેજ ધર્મની જાગ્રતિ છે. આ ઠેકાણે ધર્મને વેદાન્ત સ્વરૂપનો ધર્મ સમજવાનો છે. જાણે અજાણે પણ આ નવીન પ્રજાઓ વેદાન્ત ધર્મનું આચરણ કરે છે; માત્ર

ત્યાગ નિરીક્ષણ કરવાથી સમજાશે. જુઓ કે અમેરિકાના કેટલાક મહાત્માઓ લોકના કલ્યાણની ખાતર અન્તરા માટે, પોતાના શરીરને જીવતાંજ વાઢકાપ ( vivisection ) માટે આપે છે. શું આત્મભોગ અને ત્યાગ ? ધર્મની પરાકાષ્ઠા છે ! હવે જુઓ કે હિંદુસ્થાનમાં જ્યાં સુધી ધર્મ પ્રબળ હતો ત્યાં સુધી ફિનિશિયન લોક ફાવ્યા નહિ; ઇજીપ્શીયનનું પણ ફાવ્યું નહિ. ઇરાન મહા પ્રબળ છતા ફાવ્યું નહિ; રોમ તથા ગ્રીસ પણ ફાવ્યાં નહિ. એલેકઝાંડરે પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિં; ઉલટ ચંદ્રગુપ્તે સેલ્યુકસને હરાવ્યો. વિક્રમ અને શાલિવાહન સુધી ધર્મનું પ્રાબલ્ય હતું ત્યાં સુધી આર્યત્વ અગર કહો કે હિંદુત્વ હતું; પૃથ્વીરાજ સુધી પણ કાંઇક ખરું. વેદાન્તનું ખરૂં રહસ્ય ત્યાં સુધી ધર્મરૂપે હતું. આ ધર્મનું બળ શિથિલ થવા સાથેજ શહાબુદીન છેવટ ફાવ્યો, મહમદ ગિઝનિની ચઢાઇઓ શરૂ થઇ, ને તેમાં ફાવ્યો પણ ખરો. આની સાથે વળી એ પણ જુઓ કે મહાભારતનું યુદ્ધ યાદવાસ્થળિ અગર હાલની યુરોપીયન યાદવાસ્થળિઓ પણ ધર્મની ખામીજ બતાવે છે.

આર્યોમાં નીતિશાસ્ત્ર જેવું કાંઇ હોય તો તેમાં મુખ્ય રાજ્યનીતિ છે. પરંતુ સદ્વર્તન માટેની નીતિ અગર જેને આપણે આચાર કહીએ છીએ તે 'ખરા ધર્મનો આચાર' ધર્મથી છુટો પાડી શકાય તેમ નથી. નીતિ ઉપરાંત ધર્મમાં વિશેષ તત્ત્વોમાં ભક્તિભાવ તથા માનવભાવ વિગેરે છે, જેને શુદ્ધ પ્રેમ ( pure love ) કહે છે. નીતિ તે માત્ર જીંદગી ગુજારવાની સીધી રીતિ છે.

આચાર, અગર શુદ્ધ વર્તન એટલે કે નીતિ માટે કેટલી કાળજી ઠેઠ વેદ કાળથી છે તે સંબંધમાં જુઓ શ્રુતિ કહે છે કે **येतत्र ब्राह्मणाः संमर्शिनः । युक्ता आयुक्ता वा अलूक्षाः धर्मकामाः स्युः । यथा तेतत्रवर्तेरन् । तथा तत्रवर्तेथाः ॥** મતલબ કે મૂળથીજ 'વર્તન' ઉપર આધાર છે એટલે કે ધર્મ ભેગીજ નીતિ આર્ય ધર્મમાં રહેલી છે; પરંતુ કમનસીબે પાશ્ચાત્યોમાં બન્ને જૂદાં તો શું પણ ક્વચિત્ વિરોધી હોવાથી હાલ જોશો તો ઉછરતી પ્રજાના મનમાં આ ગુંચવાડો ઘણો થઇ ગયો છે. ધર્મના સવાલમાં મૂર્તિ પૂજા, ન્યાત જાતના ભેદ, સ્પર્શાસ્પર્શ, અંત્યજનો પ્રશ્ન, પુનર્વિવાહ, ઇત્યાદિ ભેળવી નાંખીને પછી મુંઝાય છે; અને જીંદગીમાં

તે બધા ખુલાસા કરનાર ન મળે તો આખી જીંદગી પશુવત્ એળે પણ કાઢી નાંખે છે; એમ ચોતરફ પોકાર છે. પરંતુ શાંતિથી જોશો તો માલુમ પડશે કે એ બધી બાબતોમાં હિંદુ ધર્મ આગડી નથી દેશકાળ અને પાત્ર જોઇને દરેક બાબતના ખુલાસા તેમાં છે. ધર્મને કર્તવ્યના અર્થમાં તો આગળ કહ્યું છે તેમ આર્યોજ સમજ્યા છે. જુઓ કે બૌદ્ધોએ વૈરાગ્ય વિસ્તારવામાં અને બધાને મોક્ષ પાત્ર કરવામાં દેશને શૌર્ય હીન કરી નાંખ્યો; તેમજ બૌદ્ધ, જૈન, ખ્રિસ્તિ અને ઇસ્લામી ધર્મોએ પણ બધા માટે એકજ ન્યાય અને નિયમ કરી એક સરખા કરવા પરિશ્રમ લીધો; પરંતુ કુદરત-માંજ ભેદ ત્યાં પછી કેમ ચાલે ? આ બધા ધર્મો ફક્ત એકલા પરલોકના સંબંધમાં વિચરે છે, અને વ્યવહાર વિરૂદ્ધ દયા ક્ષમા વિગેરે પ્રબોધે છે. પણ આર્ય ધર્મની મઝા જુઓ કે વર્ણાશ્રમ બનાવીને દરેક પ્રકૃતિ તથા શક્તિવાળાને માટે ક્ષેત્રો કરી આપ્યાં છે ! ગૃહસ્થ માટેનો ધર્મ તે કર્તવ્ય અને તેમાંથીજ પાછો મોક્ષ એ કલ્પના બીજી કોઇ પ્રજાને થઇ હોય તો બતાવો. રહસ્ય એ છે કે ભોગ ભોગવ્યા વિના ત્યાગ શી રીતે થાય ? ભોગ ભોગવ્યા શિવાય કોઇને એકદમ ત્યાગ કરવાનું કહેશો તો તેને ગળે કેમ ઉતરશે ? એક અમલદાર માનનો એટલો બધો ભુખ્યો હતો કે બદલી થઇ તે જગ્યાએ જતાં પોતાની સ્વારી ગાજતાં વાજતાં તથા ગુલાલ ઉરાડતા લઇ જવા લોકો આગળ ઇચ્છા બતાવી: ત્યારે કોઇ કહે કે સાહેબ અહિં તો કાંઇ સાધન નથી: ત્યારે પાછો બોલ્યો કે વાજાં નથી તો ડબલાં તો છે ને ? અને ગુલાલ નથી તો ધૈસાળી ( ઇંટનો ભૂકો જેને ઝિંકાળવો કહે છે ) તો છેને ? એમ કહી તેવા વૈભવ સાથે મોટા ઠાઠમાઠથી પોતાની સ્વારી કઢાવી. એક ગૃહસ્થે જોશીને પૂછતાં ચંદ્રમા બીજો કે ત્રીજો કહ્યો અને નોકર ચાકર એમ બીજાને કોઇને સાતમો બારમો એમ કહ્યા, તે ઉપરથી તેને માઠું લાગ્યું ને જોશીને કાઢી મુકયો, પછી તેના બાપે આવીને કહ્યું કે એ તો છોકરો મૂર્ખ છે; બધા કરતાં બાપાને ચંદ્રમા મોટો છે ઠેઠ છપનમો છે, એટલે ખુશ થઇને ઇનામ આપ્યું. આવાં રત્નો માટે શો ઇલાજ ? ખેર ! શાસ્ત્ર કર્તાઓએ નિયમ બાંધ્યા છે તેમાં ઉદારતા અને સ્વતંત્રતા ઘણી રાખી છે. અપવાદમાં આપદ્ ધર્મની વ્યાખ્યામાં જે સ્વતંત્રતા હિંદુ ધર્મમાં છે તે ભાગ્યેજ દુનિયામાં બીજે હશે. આપત્ કોને કહેવી એ સૌ સૌના પ્રમાણિકપણા તથા હૃદયબળ ઉપર આધાર રાખે છે. પાણિપતમાં બ્રાહ્મ-ણોએ પખાલનું પાણી પીધું અને શીવાજીના કુંવરના રક્ષણ માટે તેને

બ્રાહ્મણ કહીને મથુરાના બ્રાહ્મણ તેની સાથે જમવા બેઠા મેવાડી નાગદા બ્રાહ્મણની ઉત્પત્તિનો તથા જેસલમીરના ચારણની હભુ નામની જાત થાય છે તેમનો ઇતિહાસ જોશો તો પણ તેવાજ પ્રકારના આપદ્ ધર્મનાં ઉંચ દ્રષ્ટાંતો દેખાશે. આનુંજ નામ આપદ્ ધર્મ. શાસ્ત્ર કર્તાઓએ નિયમો કર્યા છે તે લોકના કલ્યાણ અને સુખને અર્થે છે, દુઃખ અગર કલેશ કે સંતાપ માટે નથી; આર્યત્વના રક્ષણાર્થેજ સ્થળ સમયને લઈને કરેલા છે; કાંઇ નિશામાં અગર અટક્યાળા તરીકે કર્યાં નથી, માટે આવા સવાલો ઉભા કરીને મુંઝાવાને બદલે પોતાના ધર્મનું નિરીક્ષણ કરી પછી તે રસ્તે આચરણ કરવા માંડશો તો એકદમ હૃદયનાં દ્વારો ખુલી જશે. સદ્ભાગ્યે હમણાં કોંગ્રેસની સાથે ધર્મ પરિષદો પણ ભરાય છે ને ઉહાપોહ થાય છે. હિંદુ ધર્મમાં "માનવા" કરતાં "આચરવા" કહેલું છે. **आचारः प्रथमोधर्मः** ( **आचारः प्रभवः धर्मः** એમ પણ પાઠ છે. એટલે કે આચારમાંથીજ ઉત્પત્તિ છે ) **सधर्मः किंनसेव्यते ॥** આ આચારનો તેજ શ્લોકમાં મનુમહારાજે ખુલાસો કરેલો છે કે **श्रुत्युक्तः स्मार्तएवच** મતલબ કે મનસ્વી અગર સ્વછંદી નહિ પણ આધાર સાથેનો. શુદ્ધ આચરણ થયું કે પછી સત્યજ્ઞાન આપોઆપ આવશે. આ સાથે એમ પણ કહેવું જોઇએ કે જમાનાને માન આપીને યુક્તિથી સમજાવનાર ગૃહસ્થો પણ જવલેજ છે. સર્વ કોઈ પોતપોતાનો પક્ષ અને મત ખેંચે છે તેથીજ દુર્દશા થાય છે; પરંતુ ગ્રાહકની શક્તિ જોઇને સમજાવે તો પછી ભાગ્યેજ અડચણ આવે. ગ્રાહક પણ ફક્ત વાતો કરવાને બદલે કાંઇક પરિશ્રમ લે અને વાંચન મનન ને નિદિધ્યાસન કરે તોજ તેણે પણ જ્ઞાનની અને શાન્તિની આશા રાખવાની છે, કેમકે છેવટમાં **धर्मस्य प्रभुरच्युतः** એટલે કે મોક્ષ પણ તેમાંથીજ છે. **ધર્મ** તે **सत्य** અને શ્રુતિ કહે છે કે **सत्य** તેજ **ब्रह्म**.

વિચાર કરી જુઓ કે જન્મ, મરણ, સુખ, દુઃખ આદિ દ્વંદ્વો તેમજ આધિ વ્યાધિ અને ઉપાધિ દરેક માણસે જાતે ભોગવવાનાં છે, એ સ્વતઃ સિદ્ધ છે. તેને માટે બોધની અગર શાસ્ત્રના આધારની જરૂર નથી. રોગી મોટો બાદશાહ હોય પરંતુ દવા બીજો ખાય અને પોતાને રોગ મટે એ કેમ બને ? તેમજ પથ્ય પણ બીજો પાળે અને પોતાને મટે એ પણ કેમ બને ? એક નસીબદાર ગૃહસ્થનો હાથ ઉતરી ગયો ત્યારે હાડવૈદે આવીને હાથ ચોળવા માંડ્યો, ત્યારે પેલો નસીબદાર કહે કે તારો પોતાનો હાથ ચોળીને

મારો હાથ મટાડે ત્યારે ખરો ! ભુખ તરસ જેને લાગી હોય તે માણસ, જાતેજ ખાય અગર પીએ તો હિત થાય. ખાવાની ફક્ત વાતો કરવાથી અગર મિષ્ટાન્ન પેટે માથે એમ મૂકવાથી અગર તેની વચ્ચે માત્ર બેસવાથી ભૂખ મટશે ? તેમ સગો દીકરો, સ્ત્રી, મિત્ર અગર ગમે તેવા ઇષ્ટ હોય તેના ખાવા પીવાથી પોતે તૃપ્ત થશે ? આ ન્યાયથી ધર્મની ખાતર આચાર પાળવાનો તો પોતેજ પાળવાનો છે. શાસ્ત્રોએ તથા વ્યવહારમાં પણ કેટલીક બાબતો બ્રાહ્મણ તથા ઇતર માણસો મારફત કરાવવા છૂટ રાખી છે; પરંતુ ઉપરની બાબતોની માફક વર્તન તો જાતેજ પાળવાનું છે. વર્તન તે સદ્વર્તન, ઈંગ્રેજીમાં Conduct અગર character ને મળતો શબ્દ છે. આ વર્તનનો અસ્ખલિત પ્રવાહ ચાલુ રાખવા માટે મનુ મહારાજ કહે છે કે **येनास्य पितरोयाता येन याता: पितामहा: तेनयायात् सतांमार्गं तेन गच्छन्नरिष्यति ॥** વર્તન. અગર શુદ્ધ આચાર માટે આટલી કાળજી પૂર્વજ રાખે છે ! શાસ્ત્ર શું કહે છે ? **आचारहीनंन पुनन्तिवेदा: ।** આચાર વિનાનાને વેદ પણ પાવન ન કરી શકે ! માટેજ પાંચમો વેદ કહેવાય છે. પરંતુ આચારને વ્યવહારમાં બાહ્ય આચાર કે જેને અંગ્રેજીમાં Form કહીએ તો ચાલે તેમ છે, તેવા અર્થ આધુનિકો કરે છે ને ને ઉપરથી 'જરૂરીઆત' અને બીન જરૂરીઆત એવા ભાગ પાડે છે, ( અંગ્રેજીમાં જેને Essential અને Nonessential કહે છે તેવા ). એવા ભાગ પાડીને હાલના વિદ્વાનો મતભેદ પાડીને વાદ કરે છે. જરૂરીઆતના સંબંધમાં મતભેદ નથી; પરંતુ બીન જરૂરીઆતમાં બહુ મતભેદ પડે છે. સનાતની અને સુધારક એમ પક્ષ પડી જાય છે, આ સુધારાવાળા પણ સનાતની અંતઃકરણથી તો ખરા, પણ સહજ મતભેદ વાળા છે. જેને સનાતની જરૂરીઆત કહે છે, તેને સુધારાવાળા બીન જરૂરીઆત કહે છે.

નહાવું, ધોવું, હાથ પગ ધોવા, અમુકના હાથનું ખાવું, સ્પર્શાસ્પર્શ પાળવો, એ બધાને સુધારાવાળા બીન જરૂરીઆત કહે છે, ને સનાતની જરૂરીઆત કહે છે, ખરા જરૂરીઆત આચાર એટલે કે સત્ય દયા, ક્ષમા ઇત્યાદિ વિષયોમાં કોઇને વાદ નથી. હવે બીન જરૂરીઆતના વાદમાં તો એમ લાગે છે કે સુધારાવાળા કહે છે કે સમજ્યા વગર એ બધા આચાર પાળવામાં કાંઇ અર્થ નથી; ઘોડે પાછળ રાખીને આગળ ગાડી રાખીએ તો એ ગાડી કેમ ચાલે એમ તેઓ મશ્કરી કરે છે: એ વાત નદૂન હસી

કાઢવા જેવી નથી. એક બ્રાહ્મણની સ્થિતિ બહુ સારી નહિ હોવાથી વૈશ્વદેવ વખતે નાની પોતડી પહેરતો હતો તેથી કાછડી નીકળી જતી હતી, તેનો નાનો દીકરો જ્યારે મોટો થયો ને સ્થિતિ બહુ સારી થઈ તેથી મોટું પીતાંબર પહેરીને બેસતો પણ કાછડી કાઢવાની વિધિ–કુળ ધર્મ કહો કે શાસ્ત્ર વિધિ કહો–સમજીને મુદ્દામ કાછડી કાઢીને બેસતો, માટેજ આચાર પણ શાસ્ત્ર સંમત જોઇએ. કર્મ ઉપાસના અગર જ્ઞાન એ ત્રણમાંથી એકાદ પણ માર્ગ ઉપર સમજીને જેને જવું છે તેને બાહ્ય આચારના નિયમો સાધક બાધક છે; પરંતુ સમજ્યા વિના દેખાદેખીથી અગર દંભથી માત્ર અનુકરણ કરે તેને તો નિરર્થક ચેષ્ટાજ છે. સાધારણ રીતે તો સુધારાવાળાની દલીલ ખરી છે; પરંતુ વિચાર કરો કે ગોળ અંધારામાં ખાઇએ, તો પણ ગળ્યો લાગે, ને લીંબોળી કડવી લાગે. અજાણતાં પણ ખાંડ ખવાથી મોં ગળ્યુંજ થાય; પછી ભલે ખાંડની બનાવટના જ્ઞાનથી તે ખાનારો અજ્ઞાત હોય; તેમ બાહ્યાચાર અગર જેને બીન જરૂરીઆત આચાર કહેવામાં આવે છે તે પાળવાથી પણ માણસને ખાનપાનમાં શુદ્ધિ થવાથી બાહ્ય શુદ્ધિ સાથે આંતરિક શુદ્ધિ ઉપર પણ આંદોલન થાય છે એ વાત પણ મગજમાં પેસી શકે તેવી છે.

નાનપણમાં અગર સમજે અમરકોષ, અગર સમાસ ચક્ર, અગર ધાતુ રૂપાવળી ગોખ્યાં હોય તો આગળ કામ લાગે છે. વિદ્યાર્થીઓ પાસે મોટા લેખકો અગર કવિયોનાં વાક્યો ગોખાવવામાં આવે છે, અગર તેનું નાટક પણ તેમની પાસે ભજવવામાં આવે છે, તેનો મર્મ જ્યારે તે વિદ્યાર્થી આગળ અભ્યાસ કરે છે ત્યારેજ સમજે છે. મતલબ કે બીન જરૂરીઆત આચાર જેને કહેવામાં આવે છે તે પણ કેવળ નિરર્થક નથી. બેશક સમજીને કરનાર જેટલું તેને ફળ નથી; પરંતુ કેવળ નકામું નથી. દુનિયામાં જોશો તો પ્રથમ બાહ્યાચારની જરૂર પડે છે. કોટ પાટલુન ને યુરોપીઅન ટોપી ( Hat ) પહેરીને રેલ્વે મુસાફરીમાં અગર કોઈ તેવા સમારંભમાં જશો તો માન મળશે, અને દેશી પોશાકમાં મોટા રાજાનું પણ અપમાન થશે; શરીરને પણ વસ્ત્રાલંકારની જરૂર છે; માટે આ વાદ નિરર્થક છે. આ બે આચાર છે. આ બે આચાર વચ્ચે શીમાડો કાઢવો ઘણો કઠણ છે. દરેકની પાત્રતા અગર અધિકાર ઉપર તેનો આધાર છે. ખરી રીતે જોતાં દરેક માણસને એક સરખા આચાર લાગુ પાડી શકાય નહિં. માટે પોતાને અનુ-

કૂળતા પ્રમાણે આચાર ઠામ ઠામ પળાતા દેખીએ છીએ. કાશ્મીરના બ્રાહ્મણ માંસાહારી, બંગાળાના મત્સ્યાહારી, એમ આ ગૌડ બ્રાહ્મણમાં જોઇએ છીએ, પરંતુ ગુજરાત દક્ષિણ એમ ઇતર પ્રદેશના દ્રાવિડ બ્રાહ્મણમાં માંસ અગર મત્સ્ય તદ્દન અદૃશ્ય થઇ ગયું છે ( દ્રાવિડોનો ઇતિહાસ આર્ય કરતાં પણ પ્રાચીન કહેવાય છે. ), તેવીજ રીતે દરેક બાહ્ય આચારમાં ભેદ છે, પરંતુ બધાજ બ્રાહ્મણો પૂજ્ય ગણાય છે. મતલબ કે એ ચર્ચા નિરૂપયોગી છે. આહ્યાચાર અગર બાહ્ય શુદ્ધિની કેટલી જરૂર છે તે બદલનો અનુભવ યોગશાસ્ત્ર પ્રત્યક્ષ કરી બતાવે છે ( પાતંજલ યોગ ઉત્તરાર્ધનો શ્લોક ૪૦ જુઓ ). આ યોગ તે કંઇક કલ્પના નથી, પરંતુ ગણિત જેવું પ્રત્યક્ષ શાસ્ત્ર છે. મતલબ કે બન્ને આચાર જરૂરના છે એટલુંજ રહસ્ય છે; માટે દુરાગ્રહ છોડી, કેવળ શુષ્કવાદ કરવાની આકાંક્ષા પડતી મૂકી, સત્યની શોધ પર જવાની જીજ્ઞાસાથી વાદ કરો તોજ કાંઇક પ્રાપ્ત થશે; બાકી પાંડિત્યના અગર મૂર્ખાઇના ગર્વમાં સામસામા પૂર્વપક્ષો રૂપી દ્વંદ્વ યુદ્ધો (challenge) કરવાથી અર્થ સરવાનો નથી. બેશક **वादे वादे जायते तत्त्व बोधः** એ ખરૂં છે; પરંતુ તે ઉપર કહ્યા પ્રમાણેનો વાદ ફળદાયક છે. કોઇ એક કહેશે કે વેદમાં હાલની મૂર્તિ પૂજાનો આધાર બતાવવા શક્તિમાન હોય તે આગળ આવી જાઓ, ત્યારે બીજો કહેશે કે બ્રાહ્મણોને ઇતર વર્ણના હાથનું ખાવાની છુટ છે એવો આધાર બતાવનાર આગળ આવી જાઓ. આવાં દ્વંદ્વ યુદ્ધો ( duels ), ઉપર બતાવ્યા મુજબ નિરર્થક છે. કેવળ દંભ છે. વધારે દંભી અને વધારે જબરો તે જીતે તેમ વધારે વાચાળ જીતે. આનો અર્થ એવો છે કે આ બંને પક્ષવાળા સત્યશીલ અને દૃઢ નથી, સત્યવક્તા પરીક્ષક મળે તોજ કાંઇક પ્રકાશ પડે. એક સાધુ સમાધિનો ચાળો કરીને બેઠો હતો અને મનમાં વિચાર કરતો હતો કે અહીંથી આટલું મળશે, પછી અમદાવાદમાં પાંચસો મળશે, પછી મુંબઇમાં હજાર મળશે. બીચારા શ્રદ્ધાળુ લોકો તો મહાત્મા પાસે બેઠા ત્યાં તુકારામ બુઆ પણ જઇને બેઠા, પછી મહાત્માએ સમાધિમાંથી ઉઠી પુછ્યું કે ક્યારના આવ્યા છો ત્યારે તુકારામ કહે કે આપને અમદાવાદમાંથી પાંચસો મળ્યા ત્યારથી ! ! ! દંભ અને અસત્ય એજ ખરા દોષ છે. ઇશ્વર અગર કૃષ્ણ, ક્રાઇસ્ટ, રામ, કોઇ પણ ધર્મવાળો પ્રત્યક્ષ બતાવી શકે તેમ નથી. " ખુદા અક્કલસેં પયચાનના ચાહીએ "નો ભાવાર્થ પણ તેજ છે; પછી " ચું કર કે પું કર તોલમાં આયા હે કાલા કાલા એકબી ન છોડું " તેને માટે ઇલાજ નથી; મતલબ કે

વિવેક બુદ્ધિ એટલે શુદ્ધ બુદ્ધિથી વાદ કરીને સત્ય મેળવવું હોય તોજ વાદ કામનો છે; બાકી વેદમાં તો જે જોઇએ તે છે. જેને જેવો આધાર જોઇશે તેવો મળશે; કોઇનું અભિમાન રહેવાનું નથી: માટેજ અખાએ 'અંધારો કુવો' કહ્યો છે. બાદશાહની મરજી મુજબ એંગણનું ડીટડું છત્ર પણ થાય અને મેખ પણ થઈ જાય! બુલ્લાસો પૂછો તો 'મારી બલ્લા જાણે' જેવો પ્રસંગ આવે; તેથી માણસે સબુરીથી, યુક્તિથી, અને શાસ્ત્રના આધારથી ચાલી પ્રયત્ન કરવો જોઇએ; નહિંતો પછી 'આંધળું દળે ને કુતરૂં ચાટે' તેવો પ્રસંગ આવે; બીચારો ઉંદર દરની બહાર જઈ, ચો તરફ શોધ કરી દાણા વીણી લાવીને દરના મોંમાં પેસવા જાય, તેવો દરના મોંને બદલે સર્પના મોંમાં દાણા સાથે પેસે છે તેવો ખેલ દુનિયાનો છે. માટે જરા શાંતિથી ચોકશી કરીને શ્રમ લેવો જોઇએ; કેમકે જુઓ કે એક વેદમાંથી કેટલા ફણગા ફૂટયા છે? કાંઇ પાર છે? જેમ એક બીજમાંથી છોડ અગર વૃક્ષ થઇને ફળ અને બીજ વિગેરે થાય છે તેમ વેદ છે; માટે સત્ય શોધની જીજ્ઞાસા હોય તો સર્વ પોત પોતાનું તપાસો, અને પછી વેદના આધાર જોવા માંડો. તમારાં કર્મ કેવાં છે, આચાર કેવો છે, વૃત્તિઓ કેવી છે, વાસના કેવી છે, એ બધું તપાસી જોઈ વિચાર કરો એટલે ધર્મનું સ્વરૂપ આપો આપ ખડું થઇ જશે, અને શંકા માત્ર નાશ પામશે; પ્રયત્ન અગર સખ્ત પરિશ્રમ લીધા વગર કેવળ બકવાદથી અગર દંભથી કાંઇ વળવાનું નથી એજ હિંદુ ધર્મનું રહસ્ય છે. બ્રહ્માએ અથાગ શ્રમ કરીને નારાયણની સ્તુતિ કરી પરંતુ આજ્ઞા એટલીજ થઇ કે "તપ કરો" **तपस्तप**। મોંઘી ચીજનું મોંઘું મૂલ્ય હોય એ વાસ્તવિક છે. મોંઘી ચીજ તે મોક્ષ અગર નિત્યસુખ, અને મોંઘું મૂલ્ય તે સ્વાર્થત્યાગ અગર ધર્મ. તપ વગર ફળ સિદ્ધિ નથી એટલે કે દુઃખ વગર સમજાતું નથી. પત્થરની મૂર્તિ પૂજાય છે; પરંતુ પૂજાના પહેલાં સલાટના ટાંકણાના કેટલા ઘા ખમે છે તેજ પ્રમાણે તિતિક્ષાને અંતે સુખ મળી શકે! આર્ય ધર્મમાં "માનવા" નો નહિં, પણ 'અનુભવવા'નોજ મુદ્દો છે.

ફક્ત વાંચવાથી, ભાષણો સાંભળવાથી અગર શુષ્કવાદ કરવાથી ધર્મ સધાતો નથી; પરંતુ એ સર્વ, ધર્મ માટેના ક્ષેત્રની તૈયારી કરીએ તો ચાલે. બુદ્ધિની ઉન્નતિ અગર અવનતિ, ધર્મ નથી; પરંતુ જેમ જ્ઞાનેંદ્રિય વિષયક વસ્તુઓ સાથે પ્રત્યક્ષ સમાગમ કરીએ છીએ તેમ ધર્મશાસ્ત્રમાં કહેલા ધોરણે 'પ્રત્યક્ષ ધર્મ' અનુભવવાનો છે. ભૌતિક દુઃખો ભૌતિક સામગ્રીથી ટળે છે કે

કેમ તે જરા જુઓ. જેનો દીકરો મરી ગયો હોય તેને વિજળીનો દીવો શા અર્થનો ? અન્નની ભૂખ હોય તે સોનું અગર હીરા માણેકથી મટે ? માટે તમારી યોગ્યતા તથા જરૂરીયાતો સમજીને પછી કર્મો કરવાનું શરૂ કરો; પછી તેને ભલે કોઇ જરૂરીયાત કહે કે બીન જરૂરીયાત કહે જેને જે કહેવું હોય તે કહે. માત્ર તમને આનંદ મળે છે કે કેમ તે જોવાનું છે; તમારા મનને શાંતિ અને સંતોષ મળવાં જોઇએ. વળી **धर्मोरक्षतिरक्षितः ।** તમે ધર્મનું રક્ષણ કરશો તોજ તે તમારૂં રક્ષણ કરશે માટે આ ધર્મની ભાવનાનો વિસ્તાર કરીને પોતાનાં સ્ત્રી તથા બાળકને આલોક તથા પરલોક બંનેના ભલા માટે કર્ત્તવ્યની ભાવનામાં ધર્મ સમજાવીને મોક્ષના માર્ગ ઉપર લઇ જવાની તમારી ફરજ છે, તેમાં જો ચુકશો તો તમે પોતે પિતા અગર પતિ થવાને પાત્ર નથી, અને તમારી પોતાની અધોગતિ અહિં તથા ઉપર થવાની છે, એમ નક્કી સમજજો. માટે શરૂથીજ ઘરમાં સારામાં સારાં કર્મોની ભાવના બધાંને કરાવવી જોઇએ. જૈમિનિ ઋષિએ તો ધર્મને, કર્મના રૂપમાંજ સ્વીકાર્યો છે, ને તેથી સત્કર્મ એજ ધર્મ એમ કહ્યું છે. કહેવત છે કે "કર્મ પ્રમાણે ધર્મ;" પણ ખરૂં જોતાં કર્મ પ્રમાણે સ્થિતિ અને સ્થિતિ પ્રમાણે કર્મ હોય છે. તેજ પ્રમાણે કર્મ પ્રમાણે ધર્મ અને ધર્મ પ્રમાણે કર્મ સમજવાનું છે. ધર્મનું ફળ તે કર્મ અને કર્મનું ફળ તે પ્રત્યક્ષ સુખ દુઃખ. ધર્મ એટલે ઇશ્વરની આજ્ઞા—તેનો શ્વાસ—વેદ. આ બધાનો ભાવાર્થ એટલોજ છે કે નિડરપણે ધર્મ પાળવો અને ધર્મ પાળીને નિડર થવું. શુરાતનથી નિડર થવાનું બળ તે શારીરિક તથા માનસિક એમ બંને બળની જરૂર છે. **नायमात्मा बलहीनेन लभ्यते ।** ( મુંડકોપનિષત્ ૩–૨–૪ ) પ્રાણી નિડર થયો એટલે સુખની સીમા આવી ગઇ. ગીતાજીમાં શું કહ્યું છે ? **क्लैब्यं मास्मगमः पार्थ ।** હિંદુ ધર્મમાં ભય અગર ડર માટે અવકાશજ નથી. મનુષ્યત્વનો દાવો કરનાર નર યા નારી—નું જીવન આ પ્રમાણે ધર્મ વગરનું હોઇ શકેજ નહિ.

ધર્મની જરૂરીયાત માટે આટલું વિવેચન બસ છે. ધર્મની જ્યારે જરૂર છે તો પછી મનુષ્યને ઇતર પ્રાણી કરતાં વિશેષ પ્રભુએ આપ્યું છે તે વિવેક અને તે માટે વિચારની પણ જરૂર છે. આ પ્રમાણે 'ધર્મ વિચાર'ની જરૂરીયાત પણ સિદ્ધ થાય છે. ધર્મ વિચાર શરૂ કર્યો એટલે સૃષ્ટિની શરૂવાતની કલ્પના અને ત્યારથી ચાલતા આવેલા ધર્મ વિચારની જીજ્ઞાસા થશે. એટલે કે ધર્મનું ઐતિહાસિક સ્વરૂપ તથા તેની ક્રાંતિ માટે કાંઇક વિવેચનની

જરૂર પડશે. ક્રાંતિનું કાંઇક સ્વરૂપ બતાવ્યા પછી તત્વજ્ઞાન તથા ત્યાર પછી પ્રજાઓના જૂદા જૂદા સંપ્રદાય રૂપમાં ચાલેલા અને ચાલતા ધર્મોનું ક્રમિક વિવેચન કરવું પડશે. જો કે ઇતિહાસ એ મસ્તકગત બુદ્ધિનો વિષય છે અને ધર્મ એ હૃદયગત આત્માનો વિષય છે તોપણ આપણે બુદ્ધિ અને આત્માનું ઐક્ય કરીને બંનેને એકી વખતે ઐતિહાસિક રૂપમાં નિહાળીશું, ને તેથી પ્રથમ ક્રાંતિનું સ્વરૂપ તપાસીએ, પછી બાકીનો ક્રમ સ્વીકારીશું.

## પ્રકરણ ૨ જું.



## ધર્મની ક્રાંતિઓ.



ધર્મની અને ધર્મ વિચારની જરૂર છે એમ જ્યારે પ્રકરણ ૧ માં સાબીત કર્યું તો પછી ધર્મના ઇતિહાસના સ્વરૂપનું કાંઇક જ્ઞાન હોવાની પણ આપોઆપ જરૂર છે. સૃષ્ટિની શરૂઆતની કલ્પના છે ત્યાંથી માંડીને સુધરેલા દેશોના જે કાંઇ મિશ્રિત ઇતિહાસ અગર પ્રાચીન ખંડેર ઇત્યાદિ વસ્તુઓ ઉપલબ્ધ છે તેમાંથી યુક્તિ અને બુદ્ધિથી સાર કાઢતાં જણાશે કે બીજી બાબતોમાં જેમ ક્રાંતિઓ તથા વિપ્લવો થઇ ગયા છે તેમ ધર્મના ક્ષેત્રમાં પણ થયું છે, અને હજી થાય છે; એક સરખી સ્થિતી રહેતી નથી. અને રહી પણ નથી. પાશ્ચાત્ય આધુનિક તત્વજ્ઞાનીઓની ઉત્ક્રાંતિ ( evolution ) જુઓ અગર આર્યધર્મ પ્રમાણેની—યાહુદિ * કબાલીઓના માફકની ઉત્ક્રાંતી જુઓ તો જણાશે કે સ્થલ અને સમયને અનુસરીને ફેરફારો થાય છે તેમાં

---

* 'કબાલા' નામના રહસ્ય દર્શક ગ્રંથમાં કહે છે કે " શ્વાસ પ્રથમ પાષાણ બને છે, પાષાણ રોપો બને છે, રોપો પ્રાણી બને છે, પ્રાણી મનુષ્ય બને છે, મનુષ્ય ધ્યાની બને છે, તેમાંથી ધ્યાનીઓ—ચોહાન—દૈવતા બને છે " હવે જુવો કે મનુષ્યના દેહમાં પણ જીવ પ્રથમ પાષાણ જેવો, પછી કાંદાના સ્વરૂપનો વનસ્પતિ જેવો, પછી દેડકા જેવો, અને છેવટ માણસ જેવો હોય છે. આકૃતિ ધારણ કરવા પહેલાં કુતરાનો ગર્ભ પણ માણસ જેવો દેખાય છે એમ કહેવાય છે. આ પ્રમાણે જીવ, ખનિજ વનસ્પતિ વિગેરેમાંથી ઉત્ક્રાંતિ પામે છે.

પણ જાણે કે અમુક મુદ્દતે પુનરાવર્તન ( Cycle ) થતું હોય એટલે કે યુગમાં પાછા અંતર્યુગ નિયમિત મુદ્દતે થતા હોય તેમ પણ જોવામાં આવે છે. આપણા શાસ્ત્રમાં તો બ્રહ્મ લોકથી માંડીને બધા એટલે ચૌદ ભુવનના લોક ફરી ફરીને આવનારા કહેલા છે. ( **आ ब्रह्मभुवना ल्लोकाः पुनरावर्तिनोऽर्जुन** ) તેમ પરમેશ્વરે સૃષ્ટિ રચી તે પણ **यथापूर्वमकल्पयत्।** એટલે કે પૂર્વે હતી તેવીજ રચી—અગર કહો કે કલ્પી. કેમ કે અદ્વૈતને તો સિદ્ધ દશામાં બધી કલ્પનાજ છે અને તેથીજ સૃષ્ટિની યુક્તિસર અનેક કલ્પનાઓ છે. આ મુદ્દતી ક્રાંતિનું તત્વ આર્ય ધર્મમાં સ્પષ્ટ છે. પાશ્ચાત્ય સાહિત્યમાં પ્રાચીનતા વિશેષ દેખાતી નથી; કેમ કે દુનિયાની તમામ પ્રાચીન પ્રજાઓ નષ્ટ થઈ ગઈ છે. કેલ્ડિઅન, ફિનિશિયન, સિરિયન, ઇજીપ્શિયન, ઇરાની, ગ્રીક, રોમન આદિના પત્તા નથી, અને હિંદુસ્થાન સૌથી પ્રાચીન છતાં ગમે તેવી અવદશામાં અમુક સ્વરૂપમાં પણ હયાત છે, માટે આર્યાવર્ત બહાર એ ક્ષેત્રમાં આપણને બહુ પ્રાપ્તિ થાય તેમ નથી. ઇસુ ખ્રિસ્તના પહેલાંની હકીકતમાં ઉગ્રમૂર્તિ પૂજા—આર્યાવર્તમાં મૂર્તિ પૂજા થાય છે એવી નહિ પણ તદ્દન અજ્ઞાન નિરીશ્વરવાદ ક્રૂરતા અને અનીતિથી ભરેલી—નો સમય હતો; તેમ જડવાદ નહિ પણ સુધારકો જેને વહેમ અગર ભ્રમણા કહે છે તેવી સૂક્ષ્મ ભૂતો કે ચૈતન્ય શકિતની હયાતી મનાતી હતી. ઇસુ પયગંબરના સમયમાં પણ તેજ સ્થિતિ હતી; પણ ત્યાર બાદ સેંકડો વર્ષે રાજકીય વિગેરે પ્રસંગોને લઈ ખ્રિસ્તિ ધર્મ ઉત્પન્ન થયો. મતલબ કે મૂર્તિ પૂજામાં ઘણો વિકાર અને અનર્થ થયો ત્યારે તેમાંથી ખ્રિસ્તિ ધર્મ પ્રકટ થયો. આ ધર્મના અંગે ગ્રીસ અને રોમનાં રાજ્યને—બુદ્ધ ધર્મથી જેમ હિંદુસ્થાનને થયું છે તેમ—અસર થઇ એમ મનાય છે. શરૂઆતમાં રોમના પોપનું જોર વધ્યું. બાઇબલ ઉપરની એવી શ્રધ્ધા વધી કે તે બહારની કાંઈ ચીજ અસ્તિત્વ ધરાવી શકે નહિ એમ ઠર્યું. ખગોળ, ભૂગોળ ઇત્યાદિ વિષયો

---

**આર્ય ઉત્ક્રાંતિમાં** પ્રત્યેક જીવ—જડ સુદ્ધાંતનો—સૂક્ષ્મ દેહ વડે ઉત્તરોતર કોટિમાં જઈ અનુક્રમે દેવત્વ કિંવા બ્રહ્મત્વ પ્રાપ્ત કરી શકે છે. આધુનિક પાશ્ચાત્ય ઉત્ક્રાંતિ પ્રમાણે દરેક વસ્તુ અગર પ્રાણીનો જીવ તે તે સ્વરૂપમાંજ નાશ પામે છે, ને તેના સંસર્ગમાંથી અનુક્રમે ઉત્તરોત્તર નવા જીવો જૂદા રૂપથી ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે; એકજ જીવની સંકલના નથી. જીવ થયો તે થયો ને નાશ પામ્યો તે પામ્યો; પછી કાંઇ તેની પંચાત નહિ.

તથા ઇતર શાસ્ત્રો પણ જાણે કે નાશ પામ્યાં હોય તેવાં થઈ ગયાં. બાઇબલને અનુસરીને હોય તેટલુંજ માન્ય, ને બાકીનું તે બહારનું માનનારને દેહાંત દંડ સુધીની સજા થવા માંડી. છતાં જેમ સત્ય વાત અને કુદરત હમેશને માટે દાબી શકાતાં નથી તેમ શાસ્ત્રીયજ્ઞાનનો ( Sciences ) તથા સાહસનો જુસ્સો ઉછળ્યો. જર્મનિમાં માર્ટિન લ્યુથર પ્રકટ્યો. તેના પ્રતાપથી પ્રોટેસ્ટ ( પ્રતિવાદ ) રૂપે પ્રોટેસ્ટંટ વિગેરે ધર્મો નિકળ્યા, અને પોપની વિકાસ પામેલી સત્તાને ધા લાગ્યો. યુરોપમાં ઈંગ્લેન્ડના વિખ્યાત **બેકન** તથા ટ્યુરેન **નાડેકાર્ટ** જેવા મહાન પુરૂષો પાકયા. આ મહાત્માઓએ કેવલ શુષ્ક ધર્મનાં ફરમાનોને નહિ વળગતાં માણસ જાતના સુખને અર્થે શ્રમ લેવામાં લોકોની પ્રવૃત્તિ કરાવી, નકામા તર્કો ( Sophistry ) ને સખત ફટકો માર્યો ને તેથી શોધ ખોળો થવા માંડી. આ ક્રાંતિના પરિણામે હાલ જોઇએ છીએ અને પચાસ વર્ષ ઉપર કોઇ માને પણ નહિ એવી આશ્ચર્યજનક શોધો* માણસના સુખની ખાતર થવા માંડી હવે યુરપમાં મૂર્તિ-

---

* જર્મન ' ફોકર ' ( એકજ માણસ બેશીને તેનો ઉપયોગ કરી શકે તેવું વિમાન ) તથા ઝેપલીન તથા ઇંગ્રેજ તથા ફ્રેન્ચનું ટૅંક ( લશ્કરી મોટરને ચોતરફથી ટાંકી માફક ઢાંકી અંદર રહી ગોળીઓ મારી શકે પણ બહારથી અંદર ગોળી કે કાંઈ લાગી શકે નહિ તેવું, આપણામાં જૂના વખતમાં બનાવટી હાથી બનાવી અંદર લડવૈયા રહેતા તેવું સબમરીન, પ્રવાહી ગેસ, પ્રવાહી અગ્નિ, ઇત્યાદિ હાલના મહાન વિગ્રહમાં અનેક નાશક શોધો થઇ છે, તથા તે સામે બચાવ માટેની શોધો એમ અનેક શોધો થઇ છે. ટ્રૅંચ ( હાલની લડાયક ખાઇ ) તથા કાંટાવાળા લોખંડી વાળાની ફૂલગુંથણી કરે છે તે સામે ઉપર કહેલી ટૅંક છે, અને પ્રવાહી ગેસ સામે તથા અગ્નિ સામે હેલ્મેટ (બુરખા), ફ્રેંચોએ બનાવ્યા હતા. આ પ્રમાણે શોધો થઈ છે ને થાય છે. આ બધી શોધો જો કે હાલ નાશને માટે છે પરંતુ હમણાં પચાસ વર્ષમાં માણસના સુખને માટે એકંદર શોધ ખોળના ક્ષેત્રમાં બાકી રહી નથી, આ વિગ્રહને અંતે આ નાશ કરનારી બધી શોધખોળોનો ઉપયોગ બીજા વ્યવહાર માટે ઉત્તમ રીતે કામે લાગવાથી લોકોને સુખ થશે એ નિર્વિવાદ છે. સબમરીન પકડવા માટે તેનો અવાજ ( Sound ) ગ્રામોફોનના ધોરણે હાઇડ્રોફોનથી પકડેલો, તે હાલમાં પણ ફોનોગ્રાફ માફક બનાવવામાં આવે છે. વિમાનો મારફત વિલાયત બે દિવસમાં જવાના પ્રોગ્રામો હાલથીજ ગોઠ-

પૂજાના દુરૂપયોગમાંથી જેમ ખ્રિસ્તિ ધર્મ નિકળ્યો, ને પોપની સત્તાના દુરૂપયોગમાંથી પ્રોટેસ્ટંટ વિગેરે પંથો નિકળ્યા, તેમ પાછા નવીન શોધક સુધારકો પણ ધીમે ધીમે જડવાદની ટોચ ઉપર ગયા છે એટલે આઘાત પ્રત્યાઘાતના ધોરણે પાછા "પ્રોટેસ્ટંટને પાત્ર થયા છે, તેઓ આર્યાવર્તના ચાર્વાકને દરજ્જે, બલ્કે તેથી પણ આગળ જઇ સોસ્યલિસ્ટ ( સમાજ હિતવાદી, ) નિહિલીસ્ટ ( શૂન્યવાદી ), એનાર્કિસ્ટ ( આશાશકવાદી ), અને હમણાંના બોલ્શેવિક વિગેરે નામોથી પ્રસિદ્ધ થયા છે. આ પ્રમાણે વિકાર પામી જડવાદીઓ રાક્ષસી વૃત્તિઓવાળા થયા એટલે પાછો પ્રત્યાઘાત ( Reaction ) થવા માંડયો છે, અને જડની પાછળ ચેતન અગર સૂક્ષ્મ છે એ ઉપર શોધો ચાલી રહી છે, એટલુંજ નહિ પણ જડવાદના દિવસ પૂરા થઇ રહ્યા છે એમ પણ મનાય છે; કેમકે સ્પિરિચ્યુઅલિઝમ્, થિઓસોફિ, હિપ્નોટિઝમ્, ઇત્યાદિ અનેક દૃષ્ટિથી સૂક્ષ્મ તત્વ ઉપર લક્ષ્યબિંદુ કરીને પાશ્ચાત્ય શોધકો પરિશ્રમ લેવા મંડયા છે. આ લોકો એકાગ્રતા કરીને એટલે દરજ્જે પહોંચ્યા છે કે આર્યનું વેદાન્ત અને યોગ જાણે અજાણે યુરપ અમેરિકામાં રગે રગે પ્રસરી ગયાં છે. જ્યારે તેમના યુરપમાંના બીચારા પાદરીઓ આર્યાવર્તમાં આવીને લોકોને ક્રિશ્ચિયન કરવાની મેહેનત કરે છે ત્યારે તેમના યુરપમાંના ધર્મ બન્ધુઓમાંથી તેમના પોતાના મુલકમાંજ પાછા આર્ય વેદાન્તી વધતા જાય છે એ તેમની જાણ બહાર કદાપી હશે ખરૂં ? એનો અર્થ એટલોજ છે કે આખર સત્યનોજ જય છે. આ વેદાન્તનો ચેપ આખા યુરપમાં તથા અમેરિકામાં ઉડયો છે; ને તેના પરિણામે આર્યભૂમિમાં અજ્ઞાન લોકોને ક્રિશ્ચિયન કરેલાની સંખ્યાના મુકાબલામાં યુરપ અમેરિકામાં સંસ્કારી વિદ્વાનોમાં વેદાન્ત ધર્મ કેટલો પ્રસર્યો છે તે આંખ ઉઘાડીને જો કોઇ જોઇ શકશે તો માલુમ પડશે કે સત્યજ વૃદ્ધિ પામે છે. આર્યાવર્તના સ્વામી વિવેકાનંદ, બાબા પ્રેમાનંદ ભારથી, તથા સ્વામી રામતીર્થ ઇત્યાદિ મહાત્માઓને યુરપ અમેરિકામાં ઘણુંજ માન મળતું ને હજી પણ મળે છે.

---

વાય છે. પારીસ અને લંડન વચ્ચે શરૂઆત થઈ ગઇ. એડવોકેટ ન્યુસપેપર મુંબાઇ અને પૂના વચ્ચે વિમાન મારફત ગયું. મુંબાઇ અને કરાંચી વચ્ચેની ટપાલ વિમાનમાં ગઇ. વૈદકશાસ્ત્ર અને ખાસ કરીને વાઢકાપ શાસ્ત્ર (Surgery) ના ક્ષેત્રમાં તો એટલો સુધારો વધારો થયો છે કે દુનિયાનું ઘણુંજ કલ્યાણ થશે એ નિર્વિવાદ છે.

મેકસમૂલર જેવા ગૃહસ્થો કહે છે કે " વેદાન્ત જાણ્યા પછીજ મને મોતની બીક ટળી. " પેરેસેલ્સસ, જેકબ બોમ, શોપનહોઅર ઇત્યાદિ મહાત્માઓ તેમજ થિઓસોફીના મહાત્માઓ પણ વેદાન્ત ઉપર કેટલો પ્રેમ ધરાવે છે એ કહેવાની જરૂર નથી. શોપન હોઅરે અંતકાળ સુધી વેદાન્તમય ઉપનિષદનું પુસ્તક છાતી સરસું રાખ્યું હતું એમ કહેવાય છે.

બે ચીજનું સંઘર્ષણ થતાં તેમાંથી ત્રીજું ફળ નિકળે છે. બે મત અગર બે ધર્મોના સંઘર્ષણથી પણ થતાં ફળ આપણે જોયાં છે. એકમેકના ગુણ દોષને લઇને વિચિત્રજ પ્રકાર નિકળી આવે છે. નિર્દય માણસ કોઇને મારવા જતાં અંતરનો સાક્ષી જાગી ઉઠવાથી પોતેજ પલટાઇને દયાવાન થઇ જાય છે. આ ન્યાયથી ઉપર કહ્યા મુજબ યુરપના જડવાદમાં પાછો ચેતન શરૂ થઇ ગયો છે. બારમા અને તેરમા સૈકામાં જેને અંધાધુંધીનો સમય ( Middle or Dark Age ) કહે છે તે સમયના કમકમાટી ભરેલા ઇન્કિવિઝિશન ( નાસ્તિકો માટેની તપાસણીની ન્યાયાધીશી ) એ નામની સંસ્થાથી થએલો કાળો કેર વર્ણવી પણ શકાતો નથી. મોટા રાજાઓ બાદશાહો તેમજ મોટાં રાજ્યો પણ ધ્રુજતાં, અને લાખો નિર્દોષી મનુષ્યોના કમકમાટી ઉપજાવે તેવી રીતે વધ કરવામાં આવતા હતા. યુરપના સારા ભાગ્યે આર્ય ભૂમિમાંથી ઇરાન અરબસ્તાન મારફત તેમજ મિસર તથા ગ્રીસની મારફત અને બીજી દિશામાં મૂર લોકો મારફત ફ્રાન્સ તરફથી જ્ઞાન વિજ્ઞાનનો પ્રવેશ યુરોપમાં થયો, ને તેથી તેમનો બચાવ થયો. હાલ પણ હિંદુસ્થાનના પ્રત્યક્ષ સમાગમથી યુરપના જડવાદમાં ચૈતન્ય પ્રસરવા માંડયું છે. યુરપના લોક બડાઈ કરે કે અમે એશિયાને પ્રકાશ આપ્યો તે હાલ જો કે ઘણે ભાગે સત્ય છે; પરંતુ હાલ જેમ હિંદુસ્થાનમાંથી કાચો માલ યુરપ જઈ ત્યાંથી રાચરચીલું તૈયાર થઈ ને આવે છે તેમ છે, અગર ચંદ્ર જેમ સૂર્યનું તેજ લઇને બીજાને આપે છે તેવું છે. ગમે તેમ હોય પરંતુ ઇતિહાસ ઉપર મુજબ છે. વાસ્તવમાં દુનિઆના આચાર્યો અગર પયગંબરો એશિઆ ખંડમાંજ પાકયા છે. ક્રાઈસ્ટે યુરપને ખ્રિસ્તિ ધર્મ આપ્યો, પણ પોતાની ખુદ જન્મભૂમિ એશિઆ ખંડજ છે. તેવી રીતે મહમદ પયગંબર પણ એશિયા ખંડનાજ હતા. તેમણે એશિઆ ખંડને ધર્મ આપવા ઉપરાંત આફ્રિકા તથા યુરપને પણ કાંઇક આપ્યો છે. ઉપર કહ્યું તેમ દક્ષિણમાંથી મૂર લોકો તરફથી મળ્યો અને પૂર્વમાં ઇરાન, અરબસ્તાન તથા મિસર મારફતે મળ્યો.

આ ક્રાંતિઓ યુરપ ખંડમાં થઇ તેવીજ એશિયા ખંડમાં થઇ છે, એશિઆ અને યુરપખંડની ક્રાંતિઓ પ્રથક્ પ્રથક્ બતાવવાને બદલે બધાનું મૂળ જે આર્યાવર્ત, તેની ક્રાંતિઓ નિરખીશું એટલે ચોતરફ પ્રકાશ પડશે. મૂળને પાણી મળે એટલે ડાળાં પાંખડાં એમ સર્વ અંગો પામે માટે મૂળ તપાસીએ.

આર્યશાસ્ત્ર જોશો તો જણાશે કે વિષ્ણુ ભગવાનના પ્રથમના અવતારથી માંડીને આજ સુધીમાં અનેક ક્રાંતિઓ થઇ ગએલી છે. હાલની કહેવાતી ઇતિહાસની વ્યાખ્યા મુજબનો ઇતિહાસ ઉપલબ્ધ નથી, તેમ તેવા ઇતિહાસ કોઈ પણ પ્રાચીન દેશમાં ભાગ્યેજ મળશે; પરંતુ શ્રુતિ, સ્મૃતિ અને પુરાણના અર્થો કે જે એક પ્રકારના સ્પષ્ટ અને બોધદાયક ઇતિહાસજ છે તેમાંથી સ્થૂળ સમય અને યુક્તિથી ગ્રહણ કરતાં માલમ પડશે કે ઋષિઓ અને વેદના દસ્યુ વચ્ચેના ઝઘડા, દેવ અને દાનવ અગર સુર અને અસુર વચ્ચેના ઝઘડા, આર્ય અને પુરાતની આર્યાવર્ત બહારના અગર અંદરના અનાર્ય મલેચ્છ, હૂણ, શક, યવન વિગેરે વચ્ચેના ઝઘડા, ક્ષત્રિયના રાક્ષસો તથા દૈત્યો સાથેના તેમજ અંદર અંદરના ઝઘડા, વેદનાં પડ્દર્શન વચ્ચેના ઝઘડા, ચાર્વાક સાથે વૈદિકના ઝઘડા, બૌદ્ધ જૈન વિગેરે સાથેના વૈદિકના ઝઘડા, સાદવાસ્થળિઓ, શ્રી શંકરાચાર્ય સાથેના બધા મતવાળા સાથેના ઝઘડા, અને તેમના પછીથી તેમના મત વિરૂદ્ધના વિશિષ્ટાદ્વૈત દ્વૈત તથા શુદ્ધાદ્વૈત વિગેરેના અંદર અંદરના તથા અદ્વૈત સાથેના ઝઘડા, આર્યોના યવન તથા અનાર્ય પ્રજા સાથેના ઝઘડા, હિંદુસ્તાન બહારના ખ્રિસ્તિ મુસલમાન. યાહુદીના ખુદાના સેતાન સાથેના ઝઘડા, ઇરાનના અહુર્મઝદ અને અહ્રીમાન વચ્ચેના ઝઘડા, અને હાલના વર્તમાન ધર્મવાળાના અંદર અંદરના ઝઘડા માત્ર એટલું કહે છે કે અનાદિકાળથી દેશ, કાળ, સ્વભાવ, વૃત્તિઓ વિગેરે અનેક સંજોગોને લઇને, માણસોમાં એક બીજાને સમજાવવાની ખામીને લીધે અગર હરેક તેવા કારણથી પણ ઝઘડા થતા હતા, થાય છે, અને થશે તેમાં મુખ્ય કારણ ક્રાંતિજ છે. ક્રાંતિઓ કુદરત છે. હાલના કહેવાતા સુધારાના જમાનામાં પણ આયોનિયનોની કતલ, યાહુદિઓની રૂશિઆમાં થતી કતલ અને બધા યુરપમાં થતી હાડમારી, આસ્ટ્રેલીઆ તથા અમેરિકામાંથી ત્યાંની સ્વદેશી જૂની પ્રજા, ( Aborigines ) નું નિકંદન કાઢી નાંખવાનું કૃત્ય એ તમાસને ક્રાંતિ તરીકે સમજાવવામાં આવે છે. અને છેવટ હાલમાં ખ્રિસ્તિ

બંધુઓએ અંદર અંદર એકમેકનાં ગળાં કાપ્યાં અને કાપે છે તેને પણ હાલના વિદ્વાનો ક્રાંતિજ કહે છે, અને વળી ત્યાં સુધી કહે છે કે તેમાંથી સારૂંજ પરિણામ એકંદરીમાં આવશે. આ પ્રમાણે જણાશે કે દુનિઆમાં એક મત અગર ધર્મ અગર વિચાર બધા લોકોને અનુકૂળ નહિ હોવાથી મતભેદ પડે છે; અને પછી એકમેકના ઘર્ષણથી એક જૂદુંજ ફળ નિકળે છે એમ અનુક્રમે ક્રાંતિઓ ( Transition stages ) ચલ્યાજ કરે છે. જોકે વેદમાં કર્મ ઉપાસના અને જ્ઞાન માર્ગ દર્શાવેલા છે, અને જો કે તે માર્ગ અનાદિ છે, તો પણ પ્રત્યક્ષ જોવામાં આવે છે કે કર્મ માર્ગમાં જ્યારે ઘણો અનાચાર વધ્યો ત્યારે ઉપાસના અને યોગ તરફ લોકોનું વલણ થયું, ને તેમાં પણ વિકાર થયો એટલે જ્ઞાનમાર્ગ ઉપર વૃત્તિઓ ગઇ. બ્રહ્માથી માંડીને ચારે યુગમાં જોશો તો તેજ રહસ્ય સમજાય છે. તેમજ હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ, બલિ, પ્રલ્હાદ, વામન, કપિલ, બુદ્ધ વિગેરેનું નિરીક્ષણ કરશો તોપણ જણાશે કે જ્યારે જ્યારે દેવોને ગર્વ થઇ નિવૃત્તિ પરાયણ ચેતનવાદમાં પ્રમાદ અગર શિથિલતા થઇ અજ્ઞાન વ્યાપતું ત્યારે ત્યારે દૈત્ય દાનવ રાક્ષસોનું પ્રાબલ્ય વધતું, એટલે કે પ્રવૃત્તિ પરાયણ જડવાદ રૂપે પુરૂષાર્થનું જોર વધતું; અને જ્યારે તેઓ અનીતિ કરતા ત્યારે પાછું સુરનું એટલે નીતિયુક્ત ચેતનવાદ અગર દૈવવાદનું રાજ્ય સ્થપાતું. "સુર—દેવ એટલે પ્રકાશ—જ્ઞાન, અને અસુ+ર, 'અસુ' એટલે પ્રાણને રંજી કરનાર "અજ્ઞાન". આ ઝઘડાનું તાત્પર્ય જોતાં નીતિ અને અનીતિ અગર સદ્વૃત્તિ અને દુર્વૃત્તિ અગર જ્ઞાન અને અજ્ઞાન, અગર પ્રકાશ અને અંધારૂં અગર ચેતનવાદ અને જડવાદ, એટલે તાત્પર્યમાં દૈવવાદ અને પુરૂષાર્થવાદ એટલે ઇંદ્રિયો સુર તથા અસુર રૂપે થનારી જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેના ઝઘડા ક્રાંતિના રંગજ દેખાય છે. કર્મ ઉપાસના અને જ્ઞાન માર્ગના દુરૂપયોગનાં દૃષ્ટાંતો ઇતિહાસ ઉપરથી જોઇએ તેટલાં માલુમ પડે છે. કર્મકાંડનું જોર બહુ વધ્યું અને દુરૂપયોગ થયો ત્યારે ઉપનિષદોનું પ્રાકટ્ય વિશેષ થયું, તે એટલે સુધી કે બ્રાહ્મણો ક્ષત્રિયો પાસે શિષ્ય થઇને શિખવા લાગ્યા; અને ક્ષત્રિયોનું જ્યારે જોર વધી જઈ ક્ષાત્ર સત્તાનો દુરૂપયોગ થયો કે પાછા પરશુરામ જેવા બ્રાહ્મણે પ્રકટ થઈ ધાણ વાળી નાંખ્યો; ને પાછો તેમનો ગર્વ ક્ષત્રિય રામચંદ્રજીએ ઉતાર્યો. વિશ્વામિત્રના પુરૂષાર્થનો અથાગ ગર્વ વશિષ્ટે ઉતાર્યો, અને તેજ વશિષ્ટની બરાબરીમાં તેજ વિશ્વામિત્ર પુરૂષાર્થથી આવ્યા ને બન્ને મહાત્માઓ અનંતકાળ સુધી લઢી ઝઘડીને આખર તેમના પુરૂષાર્થ તથા દૈવવાદ એકત્ર

થવાથી બન્ને મિત્રો થયા. આપણા શાસ્ત્રમાં જે મંત્રો કથાઓ અને ગાથાઓ છે તે આ ક્રાંતિના સૂત્ર ઉપરજ છે એમ જણાશે. હાલ પણ આપણે ક્રાંતિના પ્રવાહમાં છીએ. નિવૃત્તિ પરાયણતાના ધર્મના અર્થમાં જે નિરૂત્સાહ અને આલસ્ય સાથે નિર્બળતા લગભગ સેંકડો વર્ષથી પ્રસરી ગયાં છે તે ઠેકાણે કાળબળથી પાશ્ચાત્ય સાહિત્ય અને જડવાદના સંપર્કથી પાછા પ્રવૃત્તિ પરાયણતા અને જડવાદ શરૂ થઈ જઈ વ્યક્તિત્વનું ( Individualism ) તત્ત્વ દાખલ થઈને સંસારના બંધારણને હચમચાવી નાંખ્યું છે. યુરપના અનુકરણમાં માથાના વાળ, પોશાક, બહારનો આચાર, અને ખાનપાન એ બધું આપણે તરત ઉડાવી લીધું છે; પરંતુ અનુકરણના નિયમ પ્રમાણે અસુર તે સુરનો મોટો ભાઈ હોવાથી સારા કરતાં નરસું પ્રથમ આકર્ષક થાય છે એ ન્યાયથી આપણે એ બધો ભાગ લીધો, પરંતુ યુરોપીઅનના ઉમદા ગુણ આપણે કેટલા લીધા તે અંદર ઉંડા ઉતરીને તપાસશો એટલે બસ થશે, હાલના અનુકરણના ઉન્માદમાં બારીકીથી જોશો તો ક્રાંતિનો પૂર્વ રંગજ દેખાશે. દરેક માણસ અને ચીજમાં ગુણ અને અવગુણ બે રહે છે. શાસ્ત્રના દ્વંદ્વ પૈકીનું આ પણ દ્વંદ્વ છે. એકલો ગુણ કે અવગુણ સ્વતંત્રપણે અસ્તિત્વ ધરાવી શકતોજ નથી, પરંતુ એ બધા દ્વંદ્વ વાચક શબ્દો એકમેકને મુકાબલે અસ્તિત્વ ધરાવે છે. વસ્તુતઃ ( absolute ) સારૂં નરસું કાંઈ નથી. માત્ર મુકાબલે ( Relative ) છે; તેમ હંમેશ મિશ્રિત રહે છે. સ્વતંત્ર અસ્તિત્વ જ નથી માટે ક્રાંતિઓ થાય છે. સબબ ચેતવાનું એટલું કે બાહ્ય અનુકરણ કરો યા ન કરો પણ અંતરનું અનુકરણ તો જરૂર કરવું જોઇએ. સદ્‌ભાગ્યે હાલની ક્રાંતિમાં આ અનુકરણ સાથે પુરૂષાર્થનો જુસ્સો વધી સ્વદેશ ભક્તિ-ભાવ રૂપે પ્રકટી આખા એશિઆ ખંડમાં આ વિજળિક પ્રવાહનાં મોજાં સ્થળ પરત્વે કમી યા જાસ્તી દેખાય છે. તે સાથે આત્મબળ—ઉગ્ર રાક્ષશી બળ—નો પ્રવાહ ચાલ્યો છે. આર્યાવર્તમાંથી સૂર્યનો પ્રકાશ શરૂ થઇ અરબ-સ્તાન, ઇરાન, ગ્રીસ, ઇજીપ્ત, રોમ, ફ્રાન્સ જર્મનિ અને પોર્ટુગાલ એમ યુરપમાં થઇ અમેરિકા થઇ જાપાન સુધી પહોંચ્યો છે, એટલે કે પૂર્વમાં મૂળસ્થાને આવશે એમ લાગે છે, કેમકે પૃથ્વી ગોળ છે.

જે આર્ય ભૂમિમાં ધર્મના રક્ષણાર્થે અનાર્યો સાથે સેંકડો વર્ષ લઢી-વઢી રક્તપાત કરી અનેક સંકટો વેઠીને પણ હિંદુપણુ અને ધર્મ વડીલોએ સાચવી રાખ્યાં છે તે ઠેકાણે હાલમાં ધર્મને ઠેકાણે દેશાભિમાનનો જુસ્સો

પ્રકાશમાં આવ્યો છે એ કાળ અને ક્રાન્તિનુંજ બળ છે. કોઈ કહેશે કે હજી પણ મુસલમાની સત્તા થાય તો જુલમ થવા માંડે, પરંતુ એ એક ભૂલ લાગે છે. મુસલમાન સમજ્યા કે એવા ઝનુનથી આખર કાંઇ વળતું નથી. અનેક પ્રકારના જુલમ છતાં હિંદુ તો હિંદુજ રહ્યા છે; બધી દુનિઆં મુસલમાન થઇ નથી તથા થવાની પણ નથી; તે સાથે હિંદુઓ એવા સુધરવા માંડ્યા છે કે વડીલોએ ધર્મની ખાતર જે બળિદાનો આપ્યાં તેવાં હાલ ભાગ્યેજ આપવા કોઇ તૈયાર થશે. હાલમાં તો વટલાવવા બદલનું ઝેર નાશ પામ્યું છે. આપણે જોઇએ છીએ કે સુધરેલા રજપુત, મરાઠા, વાણીઆ, તથા બ્રાહ્મણ, યુરોપીઅન, મુસલમાન ભેગા જમે છે, અને અંત્યજો ઠામઠામ રસોઇઆ તથા બટલરો હોય છે, એટલે હવે વટલાવવાપણું છેજ નહિં. વળી જુઓ કે કાબુલના મરહુમ નામદાર અમીર સાહેબે હિંદુની ગાય માટેની કેવી લાગણી બતાવી હતી તથા પોતાના રાજ્યમાં કેટલા હિંદુ અમલદારો રાખ્યા છે ને હિંદુના ધર્મને કેટલું માન આપતા અને આપે છે ! હાલમાં ગૌવધ અફઘાનિસ્થાનમાં કુરબાની કરવાને માટે બંધ કર્યો છે. સ્વરાજ્ય અગર હોમરૂલ માટે નેશનલ કાંગ્રેસ અને મોસ્લિમલીગ ભેગાં કામ કરે છે. ગાંધીજી અને શૌકતઅલી ભેગા કામ કરે છે. એ બધું ક્રાંતિનુંજ બળ છે. મુસલમાનને વટલાવવાની હોંશ નથી અને સુધરેલા તથાસ્વરાજ્યની ઉતાવળવાળા હિંદુઓને વટલવાનો વાંધો કમતી થતો જાય છે. હવે તો બધા મળીને એક પ્રજા થવાનો સ્તુત્ય હેતુઉત્પન્ન થયો છે.

હિંદુ મુસલમાનનું હમણાંનું ઐક્ય સ્વપ્નમાં પણ હતું ? હાલ કાંગ્રેસો કોન્ફરન્સો, મોસ્લિમ લીગો, હોમરૂલ લીગો બધાં એજ માર્ગ ઉપર છે. જમાનાની ખુબી અને પ્રભુની માયા જુઓ કે એનીબીસંટ, અરૂન્ડેલ, ને હોર્નિમેન જેવાં વિદેશી રત્નો હિંદુસ્તાનની ઉન્નતી માટે સ્વાત્માભોગ આપે છે. ધન્ય છે એ મહાત્માઓને ! આ વિદેશી રત્નોએ ક્રાંતિનો રંગજ બદલી નાંખ્યો એમ કહેવા હરકત નથી. આ જુસ્સો ધર્મનું એક અંગ છતાં પણ તેને ધર્મનું સંરક્ષણ નહિ મળે તો પાછી અધોગતિ પામી રાક્ષસી માયા ઉપર જવા ધાસ્તી છે. ગમે તેટલું પરાક્રમ કરો પણ છેવટ ધર્મ વગર મનને શાન્તિ મળતી નથી એ દરેકને અનુભવની વાત હશેજ, અને શાન્તિ નહિ તો પછી ખરૂં સુખજ નહિ. એ તો કબુલ કરવું પડે છે કે હાલનો જમાનો કર્મ એટલે કે વેદના કર્મનો નહિ પણ વ્યક્તિનાં સંસારનાં વ્યવહારિક કર્મ

( Activities ) એટલે પૂર્ણ પ્રવૃત્તિઓ છે, કેમકે જ્યારે આખી સૃષ્ટિ એ માર્ગ ઉપર છે તો પછી હિંદુસ્થાનને પણ પોતાનું અસ્તિત્વ જાળવી રાખવાની ખાતર તેવા થવાની જરૂર છે. ને તેથી ગીતા વિગેરે તત્વજ્ઞાનનાં પુસ્તકો પ્રવૃત્તિ પછી નિવૃત્તિ એ એક સૃષ્ટિમાં નિર્મિત ક્રાંતિ ઠરેલી છે એમ આશય બતાવે છે. આપણે તો લાંબા વખતથી નિવૃત્તિ ખૂબ ભોગવી ચૂકયા છીએ માટે હવે પ્રવૃત્તિની ક્રાંતિ થવાની છે. વળી એ પણ સમજવાનું છે કે હિંદુ ધર્મમાં નિવૃત્તિ જે કહી છે તેનો અર્થ એવો છે કે વાસનાનો ક્ષય પરિપૂર્ણ થાય ત્યારેજ નિવૃત્તિ છે, તેમાં પણ વળી “લોકસંગ્રહ” ( બીજાઓને દાખલો આપવો તે ) માટે પ્રવૃત્તિની ભલામણ છે. કારણ કે આવી નિવૃત્તિ લાખોમાંથી ભાગ્યે કોઇકને થાય છે, ને તે દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી દરેક માણસે પ્રવૃત્તિ બરોબર કરવી જોઇએ કે તેથી **अशक्तिमान् भवेत् साधुः** એવું લાંછન લાગે નહિ. ગીતાનું રહસ્ય એજ છે કે પ્રવૃત્તિપ્રિય પુરૂષને પ્રવૃત્તિ કહી છે અને નિવૃત્તિ તો કોઈ જવલ્લે અધિકારી હોય તેને માટેજ છે. વાસ્તવિકમાં બન્ને અન્યોન્યાશ્રયવાળાં છે; ને તેથીજ કેટલાક લોકોને ગીતામાં નિવૃત્તિમાં પ્રવૃત્તિ અને પ્રવૃત્તિમાં નિવૃત્તિ, અગર કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મનો બોધ હોવાથી વિરોધાભાસ દેખાય છે.

આ બધાની મતલબ એટલીજ છે કે જે જે વખત જે જે ધર્મ અગર પંથ પ્રચલિત થયો તે તે વખને તે ઘણો ઉપયોગી અને તારક હોઇને ક્રાંતિના નિયમને અનુસરીને હતો. મેકસમ્યૂલર કહે છે કે ( Every religion is only that which was possible at the time which was compatible with the language the thoughts and the sentiments of each generation which was appropriate to the age of the world ). અનીતિના પાયા ઉપર ઇમારત ચણાયજ નહિ. માત્ર જે તે સમયના સંક્રમમાં, પાછળથી તેમાં ગેર સમજ થઇ બગાડ થઇ ગયો ત્યારે પાછો તેનો ક્ષય થઈ બીજુંજ ઉત્પન્ન થયું છે. પ્રાચીનમાં પ્રાચીન બ્રહ્મામાંથી સૃષ્ટિ થઇ તેમાં પણ તેવીજ રચના અને યુક્તિ યુક્ત કલ્પના દેખાય છે. સ્વામીનારાયણના ધર્મની ઉત્પત્તિનો તેવાજ પ્રકારનો પ્રત્યક્ષ આધુનિક દાખલો છે. એમ કહેવા હરકત નથી કે સહજાનંદ મહારાજ તે સમયમાં થયા ન હોત તો કચ્છ કાઠીઆવાડની કેટલીક પ્રજાઓ હાથથી જતી રહી હોત. તેજ પ્રમાણે પૂર્વકાળમાં બધા આચાર્યોએ જે તે વખતે લોક

ઉપર કૃપા કરીને ધર્મમાં અનાચાર અગર દુરૂપયોગ થતો હતો તેનું થોડુ સ્વરૂપ બદલીને પણ લોકોને આર્યધર્મમાં રાખીને રક્ષણ કર્યુ છે.

જો તે વખતે તે મહાત્માઓ નહિ પ્રકટયા હોત તો આર્યધર્મનું આર્યાવર્તમાં નામ પણ રહ્યું હોત નહિ, અને બૌધ ધર્મની હિંદુસ્થાનમાં જે દશા થઇ તે થાત. તેનીજ રીતે આર્યાવર્ત બહાર ઇસુખ્રિસ્ત તથા મહમદ પયગંબર જેવા દેવાંશી મહાત્મા ન પાકયા હોત તો તે મુલકોની શી દશા થાત તે પણ કહી શકાતું નથી. કાળબળથી અગર સમય સ્થળ વિગેરે સંજોગોથી વિકાર થાય તેમાં કાંઇ અજાજ નથી. હાલ પણ આપણે જાણીએ છીએ કે સરકારના હુકમનો સ્તુત્ય હેતુ એક મોટા સત્તાધીશના મનમાં હોય છે તે જેમ જેમ નીચે જાય તેમ તેમ કિંચિત્ વિકાર પામી નાનામાં નાના નોકરના મનમાં કેવું રૂપ ધરાવે છે તે રોજના અનુભવની વાત છે. અગર તો બીજી રીતે કહીએ તો એક રાજ્ય કર્તાના શુદ્ધ મનમાં જે વિચાર અને લાગણી હોય તેના જ્યારે મોટા અધિકારીઓ વિકાર કરી નાંખે છે ત્યાં પછી નાના નોકરોના મનમાં ખ્યાલ પણ શી રીતે આવી શકે? સર્વ કોઇ પોતપોતાને મળેલા અધિકાર અને અક્કલ પરત્વે બુદ્ધિ તથા સત્તાનો ઉપયોગ કરે છે, એકજ કાયદાની કલમને લઇને એક ન્યાયાધીશ ફાંસીની સજા કરે છે અને બીજો છોડી મૂકે છે! સારાંશ કે જે કોઈ ધર્મની અગર પંથની શરૂઆત થઇ છે તે તે વખતના લોક માટે ઇષ્ટ થએલી છે; પણ પાછળથી વિકાર પામી રૂપાન્તર પામી છે. એકજ કુટુંબમાં જોશો તો દરરોજના વ્યવહારમાં ક્રાંતીઓ જણાશે.

ધર્મની ક્રાંતિઓનું ખરૂં સ્વરૂપ જે તે સ્થળે બતાવવામાં આવ્યું છે. આ પ્રકરણમાં સમગ્રપણે અવલોકન એક સહજ લહરરૂપ છે. ધર્મની ક્રાંતિ અગર કોઇ પણ ક્રાંતિ એ શી વસ્તુ છે તે સમજવા માટે તેનો મૂળ પાયો વ્યષ્ટિ તથા સમષ્ટિ હોવાથી તેનું નિરીક્ષણ કરવું પડશે, અને તેમ કરવામાં વિષયની બહાર જતા રહેવાના તથા લંબાણ થવાના જોખમે પણ ક્રાંતિનું મૂળ કારણ વ્યકિત તેની પ્રકૃતિ અગર સ્વભાવ, સ્વભાવ સાથે જોડાએલી વાસના, અજ્ઞાન એમ પર્યાયથી અગર બીજી રીતે સંબંધ હોવાથી અનેક બાબતોમાં ઉતરવું પડશે. વ્યષ્ટિ ઉપરથી સમષ્ટિનું બંધારણ સમજાય માટે વ્યષ્ટિ તથા સ્વભાવ માટે જરા વિસ્તારપૂર્વક કહેવું પડશે; કેમકે તે બન્નેમાં

તમામ બાબતોનો સમાવેશ થશે. વ્યષ્ટિ એ સમષ્ટિનો પાયો છે તેથી વ્યષ્ટિના ધર્મ ઉપર કુટુંબ તથા દેશના સારા નરસાનો આધાર રહે છે. પ્રત્યક્ષ અનુભવની વાત છે કે ખાનપાનમાં ભેદ, પકવાનમાં, દાળ; ચોખા શાક ભાજી એમ દરેક બાબતમાં વ્યષ્ટિવાર સ્વભાવને લઇને ભેદ પડે છે. ગાયનમાં પણ તેમ, પ્રકૃતિમાં પણ તેમ, રહેણી, કરણી, વૃત્તિ, વિચાર, પસંદગી, નાપસંદગી, એ તમામ બાબતોમાં પણ વ્યષ્ટિવાર ભેદ. રૂપ, રંગ, હાલ, ચાલ, અવયવોની બેનાવટ, બેઠક, ઉઠક, હર્ષ, શોક, રીત, ભાત, એમ દરેકમાં ભેદ છે. નાની સરખી આંખ અને નાકનું ટેરવું પણ દરેકનું જુદું છે.' એકંદર જ્યાં જુઓ ત્યાં ભેદજ ભેદ.! વ્યકિત એટલા ભેદ.! આ ભેદ એટલે દરજ્જે વ્યાપેલો છે કે તસ્વીર કરતાં પણ અંગુઠાનું નિશાન ગુન્હેગારોને પકડવાના કામે આબાદ ઉપાય નિકળ્યો છે. કોઇ બે માણસના અંગુઠાની છાપ એક સરખી મળતી નથી! શું કુદરતની બલીહારી! મતલબ કે ભેદ એ ઇશ્વરને ત્યાંથી નિર્મિત થયેલો છે. હવે જેમ પ્રત્યેક વ્યકિતનું તેજ પ્રમાણે સમષ્ટિરૂપી એક જાતનું, ન્યાતનું, ગામનું દેશનું કે આખી સૃષ્ટિનું સમજવું. એકજ દેવ પછી તે શિવ વિષ્ણુ માતા મેલડી કે ગમે તે હોય પણ તે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય કે શૂદ્રના ઘરમાં પૂજાતાં હશે તેની સેવા પૂજન અને નૈવેદ્યમાં તફાવત પડશે. સૌ પોતપોતાની રૂચિ અને રહેણી પ્રમાણે વર્તશે. **यथा देहे तथा देवे** એ ન્યાયથી એકજ દેવ બ્રાહ્મણના ઘરમાં અનાજ પામશે, માંસાહારીના ઘરમાં માંસ પામશે, મદ્યવાળાના ઘરમાં મદ્ય પામશે, અને અંત્યજને ત્યાં મુવેલા ઢોરનું માંસ પામશે! એકજ ગામમાં બ્રાહ્મણના મોહલ્લામાં વાણીયાને નહિં ફાવે, વાણીયાના મહોલ્લામાં બ્રાહ્મણને નહિં ફાવે, રજપુત, મરાઠા કિંવા બીજા માંસાહારીના લત્તામાં નિર્માંસ ભોજન કરનારને નહિ ફાવે, માંસ ભક્ષણ કરનાર મુસલમાન અને હિંદુને પણ એક મહોલ્લામાં નહિ ફાવે, અને છેવટ અંત્યજના મહોલ્લામાં કોઇને નહિ ફાવે, અંત્યજમાં વળી ઢેડ, ભંગી, ચમાર એ બધા એકજ મોહલ્લામાં નહિ રહી શકે. સર્વ કોઇ સૌસૌના માર્ગે થઇને ક્રાંતિમાં ચાલ્યા કરે છે, અને તેથીજ ભેદ પડે છે. લોક ભિન્ન રૂચિવાળાં છે અને પૃથ્વીમાં અનેક જાતનાં રત્નો પડ્યાં છે એ પણ ક્રાંતિનોજ નિયમ છે. માટે દરેક વ્યકિત પોતાને અનુકૂળ હોય તેટલું પોતાનું સારૂં કહીને બેસી રહે તો ઠીક છે, પરંતુ ભૂલ ક્યાં થાય છે કે જ્યાં ઇતરને ધિઃક્કારવા જાય છે ત્યાં. પછી ચોતરફ સંકટ ઉભું થાય છે. પતિવ્રતા સ્ત્રી પોતાના પતિની સેવા તનમન ધનથી કરે તેમાં કોઇને વાંધો નથી. બીજા

માણસ પ્રત્યે ભાવના ન રાખે ત્યાં સુધી નિર્દોષ છે. પરતુ બીજાનો તિરસ્કાર કરે એટલે સંકટ ઉભું થાય. એક નોકર અગર બારોટ પોતાના માલીકની મનસ્વીપણે પ્રશંસા ભલે કરે; પરતુ બીજાઓના તિરસ્કાર કરે અને અપમાનથી બોલે એટલે કલહ ઉત્પન્ન થાય. તેમજ દરેક વ્યક્તિને પોતાને જે ધર્મ યા મત અભિષ્ટ હોય તે તેને મુબારક હો; કેમકે અમુક ધોરણે ક્રાંતિમાંથી પસાર થએલો હોવાથી તે તેને પ્રિય છે; પરંતુ સામાને નાહક અપમાન કરવા જાય તે ઇષ્ટ નથી. આ ધોરણ સાધારણ વ્યક્તિઓ માટે છે, ને તેથી તે ધોરણ મૂળ આચાર્યોને લાગુ પાડી શકાય નહિ; કેમકે તે મહાત્માઓને તે સમયે ખંડન મંડન કરવાની જરૂર હતી અને ઇશ્વર ઇચ્છાથીજ તે પ્રમાણે કરી ધર્મનું રક્ષણ કરવામાં ફતેહ પામ્યા હતા, અને તેને પરિણામે ઘણે ભાગે દેવોના અંશાવતારો ગણાયા હતા. ક્રાંતિનો પૂર્વ રંગ થયા પછી તે મહાત્માઓ પ્રગટયા હતા. પરંતુ તે વખતની સ્થિતિ કાયમની નથી. તેમ તે અધિકારવાળો કાંઇ દરેક મનુષ્ય હોતો નથી એટલે તે દાખલા લાગુ થઇ શકે નહિ. ખરૂં જોતાં ચોતરફના સંજોગોમાં જોડાએલો અને પરાપૂર્વથી જેના રક્તમાં અમુક તત્વો ઉતરી આવ્યાં છે તેવા ઇસમને પોતાને ઇષ્ટ જણાતો ધર્મ તથા વિચાર ઉત્તમ છે. દરેક દેશે, ગામે, ન્યાતે, જાતે, તથા કુટુંબે પોતાની પ્રણાલિકામાંથી ક્રાંતિઓ પામીને ઉત્તમતા પ્રાપ્ત કરેલી છે. સ્વામી વિવેકાનંદને મદ્રાસના એક યુવકે કહ્યું કે જડવાદ મને પસંદ છે; અને પછી વાદ કરવા માંડયો, ત્યારે તેને ઠપકો આપી તમાચો મારી કહ્યું કે તને જવાબ આપવા જેવુંજ નથી. જડવાદ તો યુરોપ આદિ ભૂમિમાં હોય, આર્યભૂમિમાં તેવો જડવાદ હોઇ શકેજ નહિ, તારા તો રક્તમાંજ ચૈતન્યવાદ છે, તું મૂર્ખ છે, અને પાશ્ચાત્ય વિજ્ઞાન શાસ્ત્રના તેજમાં અંજાઇ ગયો છે, માટે તારી પોતાની બરોબર શોધ કર, એમ કહી રજા આપી. આ પ્રમાણે વ્યષ્ટિ તથા સમષ્ટિનું ક્રાંતિનું સ્વરૂપ છે.

ઉપર કહ્યા મુજબ એક મત વાળો બીજા મત વાળાને કોઇ પણ રીતે ફરજ પાડવા યોગ્ય નથી. દરેક મનુષ્ય પોતાની ક્રાંતિમાંથી પસાર થઇને નિર્ણય ઉપર આવે છે. નિર્ગુણ બ્રહ્મને માનનાર સગુણ બ્રહ્મને માનનાર ઉપર પોતાના વિચાર ઘુસાડવા માટે જાય તે કેમ બને ? બાદશાહના કુંવર કુંવરી બાદશાહને વહાલાં તેટલાંજ સિધિ બાદશાહને ' પોતાનાં વહાલાં.' બળાત્કારથી કરેલું કોઇ વખત સફળ થતું નથી. બળાત્કારથી ગુણ અવગુણ

આપી શકતા નથી. સ્વભાવજ ખરો પ્રેરક છે. પછી તેમાં સંગતની અસરથી સંજોગો મળે છે એ ખરૂં, પણ ખરૂ જોતાં તો સ્વભાવ માણસને મૂકતો નથી. **ઉપર કહેલી વ્યક્તિનો** આધાર પણ સ્વભાવ ઉપર રહે છે. માટે સ્વભાવ એ ક્રાંતિનો મૂળ પાયો છે. ને તેથી સ્વભાવ અને ક્રાંતિ એ છૂટાં પાડી શકાય તેમ નથી. શ્રીકૃષ્ણ પરમાત્માએ પણ છેવટ અર્જુનને બહુ સમજાવતાં કહ્યું કે તારો ક્ષત્રિય સ્વભાવજ (તારી પ્રકૃતિ) તને ફરજ પાડશે. **प्रकृति स्त्वांनियोक्ष्याति ।** દરરોજના અનુભવમાં જોઈએ છીએ કે માણસ પોતાનો સ્વભાવ છોડતો નથી, ભૂંડા ભૂંડાઈ ન મૂકે અને ભલો ભલાઈ ન મૂકે. ચોતરફ દેવતાના સંકટમાંથી એક સાધુએ એક વિંછીને સાત વાર કાઢયો ત્યારે સાતે વખત વિંછી તેને કરડયો. ગમે તે દશામાં પણ બહુ કરીને સુજન સૌજન્ય મૂકતો નથી, અને દુર્જન દૌર્જન્ય મૂકતો નથી. દારૂના ચકચૂર નિશામાં અગર બીજી ગમે તેવી દશામાં પણ માણસ જાતિ સ્વભાવ ચુકતો નથી, કારણ કે એ જીવ અનેક ક્રાંતિઓમાંથી પસાર થઈને અમુક સ્થિતિમાં સ્થિત થયો છે, પછી બાહ્ય આવરણ ગમે તેવાં લાગુ થાય. બહારવટીઆ-ઓમાં પણ રજપુત અગર વાઘેરો મીયાણા જેવાની નીતિ જગત્ પ્રસિદ્ધ છે. આંબલી અગર કાચી કેરીના સામું જોઈ માણસના મોમાં પાણી છુટશે. શેરડીને કાપો છુંદો પણ રસ મધુરોજ આપશે. ચંદનને ઘસો કાપો બાળો પણ સુગંધજ આપશે. કાપનાર કુહાડાને પણ સુગંધ આપશે, અને લસણ ડુંગળીમાં કસ્તુરી નાંખો પણ દુર્ગંધજ આપશે. તેવી રીતે દરેક પ્રજા અગર પ્રજાની વ્યકિતના સહજ સ્વભાવિક ગુણદોષ હોય છે, આર્યાવર્તની લગભગ એક હજાર વર્ષથી પડતી હોવાથી સાધારણપણે મનુષ્યત્વ એટલે પુરૂષત્વના તથા ગૃહસ્થાઈના ઉંચા ગુણની ખામીઓ આવેલી દેખાય છે. તેમ આર્યા-વર્તના બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્યના ગુણ હાલ યુરોપમાં ગયા કહેવાય છે તે પણ તદ્દન ખોટું નથી. સ્વભાવમાં ક્ષોભ થયો કે ક્રાંતિનું સ્વરૂપ તૈયાર થવા માંડે છે. બન્નેનો યોગ પ્રાકૃતિક છે. કોઈ વખત ગાડું નાવમાં ને કોઈવાર નાવ ગાડામાં. ક્રાંતિના નિયમ પ્રમાણે ગાડીના ચક્રના આરાની માફક માણસ દેશ તથા પ્રજા, ઉપર નીચે એમ વારા ફરતી આવ્યાં જાય છે. હાલની યુરપ તથા એશિઆમાં ચાલતી ક્રાંતિમાં પણ જુઓ સ્વભાવ કેવો દૃઢ અને અડગ રહે છે! પરંતુ ક્ષોભ થવા માંડયો છે એટલે ક્રાંતિનું રૂપ જરૂર બદલાશે.

વડોદરાના સ્ટેશનની વેઈટીંગ રૂમમાં અમે બેઠા હતા ત્યારે દિલ્હીમાં

નામદાર વાઇસરોય ઉપર બૉંબ નાંખ્યાનો જે મહા ઘોર અને દુષ્ટ બનાવ બન્યો હતો ત્યાંથી એક જુવાન ઇંગ્રેજ કૅપ્ટન તરતનો આવ્યો હતો, ને થોડા કલાક વેઇટિંગ રૂમમાં રોકાયો હતો. તે બૉંબની તાજી જોએલી વાત હૃદય ભેદક રીતે કહેતો હતો. હાથીનો જખમ, નામદાર વાઇસરોયની તથા તેમની બાનુશ્રીની હિંમત તથા ઉદારતાની વાત સાંભળનાર દેશી બે ચાર બંધુઓ બેઠા હતા તે બધા એ ચંડાળ કૃત્ય કરનારને ગાળો દેવા મંડયા અને દરેકે રીબાવવાની જાત જાતની રીતો સૂચવી મારી નાંખવા ઉપાય બતાવી મત દર્શાવ્યા. પેલો જુવાન અંગ્રેજ બધાનું સાંભળે પણ બોલે નહિ. મેં તે જુવાનને પૂછ્યું કે તે દુષ્ટ માણસને તમે શું કરો ? ત્યારે તે ઉદાર મરદે કહ્યું કે હું તેના ઉપર દયા કરૂં ( I would pity him ). તે સાંભળીને તેની મર્દાઇ, મોટાઇ, ગૃહસ્થાઇ, ઔદાર્ય, અને ખરા અંગ્રેજ બચ્ચાના ઉમદા ગુણ જોઇને બધા શરમાઇ ગયા. દરેક માણસ સમજી ગયો કે આપણે કેવા છીએ. મેં પછી તુરત કહ્યું કે જ્યાં સુધી તમારા જેવા નર રત્નો પાકે છે ત્યાં સુધી બ્રિટિશ પ્રજા અગર રાજ્યને કોઇ જાતની આફતની ધાસ્તી નથી. હવે ખરૂં જુઓ તો ઉશ્કેરાવાનું અગર વૈર લેવાનું અગર કરવાનું જે કાંઇ કહો તો તે ઇંગ્રેજ સિવાય બીજા કોઇને હતું ? પણ જુઓ સ્વભાવનું કેવું પ્રાબલ્ય છે ? કોઇએ પોતાનો સ્વભાવ છોડયો નહિ, અને બધાએ પોતપોતાની છત ઉથલાવી, અને છેવટ ખરી વાત મનમાં સમજી ગયા. કહેવત છે કે પ્રાણ અને પ્રકૃતિ ભેગાંજ જાય ! હમણાં પાછો પ્રકૃતિમાં ક્ષોભ થયો છે એટલે ક્રાંતિની શરૂઆત સમજવી.

ઘણા લોકો સમજે છે કે પોતાનામાં બહુ સહન શક્તિ છે, પરંતુ જેમ પોતાને ખુશામત પસંદ નથી એમ કહેનારો તેજ ખુશામતનો ભોગ થઇ પડેલો હોય છે, જેમ દુર્ગુણી માણસજ બીજાના દુર્ગુણની વાતો કરે છે તેમ પ્રકૃતિને વશ થએલો પામર પ્રકૃતિના કૃત્રિમ આડંબરથી બીજાને છેતરવામાં પોતે જાતેજ છેતરાય છે. ક્રોધી માણસ ક્રોધ દાબવાને શકિતમાન ન હોય અગર દ્વેષી માણસ વૈર લેવાને શક્તિમાન ન હોય છતાં સહન શકિતનો ડોળ કરવા જાય તો મનમાંજ રાત દિવસ કલેશ કરવાથી અને ઉભરો નહિ કાઢી શકવાથી તનદુરસ્તી બગાડે છે, ને કોઇ મહા વ્યાધિને શરણ થાય છે. માટે સહન ન થઇ શકે, અને તેથી શરીર ઉપર પરિણામ ભયંકર આવવા જેવું થાય તો બહેતર છે કે ઉભરો કાઢી નાંખવો. મતલબ કે સ્વભાવને તદ્દન

દાબવાનું મુશ્કેલ લાગે તો પછી તેમ કરવા કરતાં તેને સત્વચેનીથી સજ્ઞાનપણે સરળ માર્ગ આપવો વધારે ફાયદાકારક તથા શ્રેયસ્કર છે. બાકી મન ઉપર કાબુ રહી શકે ને તેથી શરીર અગર મન ઉપર અસર ન થવા પામે તો ઘણુંજ ઉત્તમ છે. પ્રકૃતિ અગર સ્વભાવ ઉપર સૃષ્ટિનો આધાર છે, ને તેના ક્ષોભ ઉપર ક્રાંતિનો આધાર છે, અને ક્ષોભ તથા તેના પરિણામને સહન કરવું એ મહાત્માનું કામ છે. શ્રી રામચંદ્રજીએ સીતાજીનો શોક જીંદગીભર મનમાં રાખી કર્તવ્ય કર્યા કર્યું તેનુંજ નામ સહનશક્તિ અને તેની તો બલિહારી. સ્વભાવનુંજ પરાક્રમ. રામચંદ્રજી સાક્ષાત ઇશ્વરના અવતાર હતા તો પણ ક્રાંતિનું સ્વરૂપ દુનિયાંને બતાવવા કેટલી ક્રાંતિમાંથી પસાર થયા હતા એ કોઇને અજાણ્યું નથી. કેવલ બળાત્કારથી કરાવેલું અગર પોતાના જન્મસ્વભાવ વિરૂદ્ધનું આડંબરથી સ્વીકારેલું ખોટું સ્વરૂપ લાંબી મુદ્દત ચાલે નહિં એ મતલબનું એક વખત આગળ કહેવાઈ ગયું છે. પોપટને રાધાકૃષ્ણ શિખવાડયું હોય તે પ્રમાણે ભલે આખો દિવસ બોલ્યા કરે પણ જ્યારે બિલાડી પકડે કે તરતજ રાધાકૃષ્ણ ઉડી જાય છે અને મૂળસ્વર ચીંચીં નીકળી પડે છે. આખર વખતમાં સ્વરૂપ પ્રકાશે છે, એટલે કે રાક્ષસી વૃત્તિવાળા માણસો દરેક જાત અને દેશમાં પાકે છે તે રાક્ષસો પણ મરતી વખત પોતાનું અસલ સ્વરૂપ પ્રકાશે છે; ઉંટ મરતી વખત મારવાડ સામું જુએ છે. માણસ પણ આખર અવસ્થામાં મૂળ સ્વરૂપ ઉપર આવે છે. બીજો ઇલાજજ નહિ. કાગડો ગમે તેટલો મોર બનવા જાય પરંતુ અવાજ કાઢે કે ફસાઇ જાય !

**यदा यदा मुंचति वाक्य बाणम् । तदा तदा जाति कुल प्रमाणम् ।**

કાગડો જ્યારે ઉત્ક્રાંતિમાંથી પસાર થઇને મોર બને ત્યારે ક્રાંતિ પૂર્ણ થઇ કહેવાય, બાકી તેમ થતાં સુધીની દરમ્યાનની ક્રાંતિઓમાં તો મૂળ સ્વરૂપનુંજ પ્રાબલ્ય સમજવું. મોર જેવો દેખાવા પ્રયત્ન કર્યો એ પ્રકૃતિનો ક્ષોભ મંડાયો, પણ અનુભવમાં શું જુઓ છો ? ફક્ત બાહ્ય ચેષ્ટાથી શું વળે ? ક્ષોભ તો અંતરનો જોઇએ. અંતરનો ક્ષોભ થાય તો પછી કાગડામાંથી મોર તો શું પણ મહાન ઋષિ થવાય ! કાકભુષંડીનો દાખલો મોજુદ છે; પણ ખુબી જુઓ કે તેટલે દરજ્જે જવા છતાં પણ બાહ્ય આવરણ કાગડાનું રાખ્યું હતું ! આની અંદર કેટલું રહસ્ય છે. કેળવણીથી માણસ બદલાતો નથી, માત્ર પદ્ધત બદલાય છે. સ્વભાવ ( Ego ) વિકાર પામતોજ નથી. ચારે યુગોમાં મોટા મોટા ચક્રવર્તી અગર તેથી વધેલા શક્રવર્તી રાજાઓ થઇ ગયા પરંતુ કોઇએ સ્વભાવ છોડયો નથી. આગળના ત્રણ યુગોની વાત પડતી

મેલીને જોઇશું તો જણાશે કે કળિયુગની શરૂઆતના શકવર્તી રાજા યુધિષ્ઠિર તથા કળિયુગના વિક્રમ, શાલીવાહન તથા અશોક જેવા શકવર્તીઓએ પોતાના સ્વભાવ છોડયા નથી. જેમ કુદરત કદી વિકાર પામતી નથી અને જન્મ મરણ બાલ્યાવસ્થા, યુવાવસ્થા, વૃદ્ધાવસ્થા વિગેરે કાળને આધીન અવસ્થાઓમાં, સૂર્ય ચંદ્રની ગતિમાં. સમુદ્રની ભરતી ઓટમાં, દ્રવ્યોના ગુણો ઇત્યાદિમાં, વિકાર અગર ફેરફાર થતો નથી તેમજ માણસના સ્વભાવનું છે. બિલાડીનાં બચ્ચાંને ઉંદર પકડવાનું શિખવવાની તેમ વાઘના બચ્ચાંને શિકાર શિખવવાની કંઇ શાળાઓ હોય છે ? પોતાના 'સ્વ' એટલે પિંડ સાથેજ 'ભાવ' એટલે અસ્તિત્વ હોય તે કેમ છૂટે ? જેમ સારી રીતે કેળવણી પામેલા કુતરાને ગમે તેટલો દાબમાં રાખો પણ બીજા કુતરાને ભસ્તું દેખે કે તરતજ ભસ્યા વગર રહે નહિં, તેમ દુષ્ટ દુષ્ટતા ન મૂકે, ને સુશીલ સુશીલતા ન મૂકે. જન્મ પહેલાંથી પોષણ કરનાર તથા ઉછેરી મોટા કરનાર માતપિતાને દુષ્ટ સ્વભાવનો કુપુત્ર ગમે તેવા સ્વાર્થના પાપમાં ગમે તેવા શબ્દોથી તિરસ્કાર કરે છે, અને સુપુત્ર ગમે તેવા સંકટમાં પણ માતપિતાની આજ્ઞાનો ભંગ કરતો નથી. કુપુત્રમાં રાવણનો દાખલો શ્રેષ્ઠ છે અને સુપુત્રમાં રામનો દાખલો શ્રેષ્ઠ છે; તેમાં વળી કૃષ્ણ પરમાત્મા તો અનકર્ય છે; બુદ્ધિ મર્યાદા બહારની કોટિના છે. આ મહાત્માઓએ પ્રકૃતિમાં ક્ષોભ કરી ક્રાંતિઓ કરેલ છે.

સ્વભાવમાં ઇષ્ટ ફેરફાર થાય તો ઘણે ભાગે સમજવું કે પ્રભુની કૃપા થઇ; બાકી સાધારણ અનુભવ એવો છે કે સ્વભાવ બદલાતો નથી. આ સ્વભાવના અંગે કેવા ચમત્કાર જોવામાં આવે છે તે તપાસો. સ્વભાવ નહિં સમજાયાથી ગેર સમજો અને કલેશો થાય છે એમ બારીક તપાસમાં જરૂર નિકળી આવશે. સ્વભાવ પોતાને તેમજ સામાને સમજાયો કે તરત બધી વિટંબણા ટળવાની. દુનિયામાં ન્હાનામાં ન્હાનો અને મોટામાં મોટો, ગેર સમજનો ભોગ થયા વિના કોઇ રહ્યો છે ? ઇશ્વરે રૂપ અને અક્કલ અંધારામાં વહેંચ્યાથીજ બધી દુનિયામાં ભાંજગડ થઈ છે. માટે પુરૂષાર્થ કર્યા પછી પણ સ્વભાવથી બંધાએલું પ્રારબ્ધ તો છેજ, ને તેની યોજના પ્રમાણે ક્રાંતિ થયા કરે છે. શેઠ શાહુકાર અગર અમલદારના માણસો તેમના ઉપરીઓ ગમે તેટલા કડક અથવા હોંશિયાર હોય તોપણ મુત્સદ્દી પેચ બતાવી પોતાનું ધાર્યું કરી શકે છે અને ભલભલા અમલદારોને અગર ખુદ રાજા

કર્તાને પણ હરેક ઉપાયથી રમાડે છે એ પ્રત્યક્ષ અનુભવની વાત છે. એક માણસ બધી રીતે પ્રમાણિક, હોંશિયાર, ચાલાક મહેનતુ હોય પરંતુ ખોટાં વખાણ તથા ખુશામત પોતાને ભાન નહિં છતાં પસંદ હોવાથી લોકો તે તે રસ્તે કામ કાઢે છે. સ્વાર્થ સાધકની ખુબી એ છે કે એ લોકો મનુષ્ય સ્વભાવનો અભ્યાસ બહુ સારો કરે છે ને તેથી છિદ્ર શોધીને પછી નિર્ભય થઇને પ્રવેશ કરી બહ હલ્લો કરે છે; ને ફાવે પણ છે. આ ઉપરથી એટલું સમજવાનું છે કે પ્રાણીમાત્ર સ્વભાવને વશ છે. પાળેલી બિલાડીને શીરો ખાતાં ઉંદરને જોશે તો શીરો પડતો મેલી ઉંદર તરફ જશે; કાગડો ખીર મૂકીને વિષ્ટા ઉપર જશે; આ પ્રમાણે સ્વભાવ મુખ્ય હોવાથી માણસ જાત સ્વભાવેજ અપૂર્ણ છે, ને તેથી દરેક માણસે પોતે ચેતતા રહેવાનું છે; બીજાઓથી દોરાઇ જવું જોઇએ નહિં. પોતાના સ્વભાવનું સારી પેઠે નિરીક્ષણ કરવું જોઇએ; અને ક્રાંતિઓમાં પ્રવેશ કરવાની પાત્રતા અગર તઇયારી થઈ કે કેમ તે પણ બારીકીથી જોવું જોઇએ. બીજાઓની સમજ ગમે તેવી હોય, તેની પરવા રાખવાથી શું ફળ છે? બીન જવાબદાર લોકો મનસ્વીપણે ભલે ગમે તેમ ઠરાવ કરે, તે સામે વાંધો નથી. એનો જન સ્વભાવજ છે કે બીજાના દોષ જોવા અને અતિશયોક્તિ કરવી. જુઓ કે જે સ્વમાનને અવગુણ કહીને લોકો વાત કરે છે તેજ કહેવાતો અવગુણ, ઇશ્વર કૃપાથી સ્વમાનીને મહાન સદ્ગુણરૂપે નીવડે છે, ને અનેક પ્રસંગોમાં આફતોમાંથી બચાવે છે એ પ્રત્યક્ષ અનુભવની વાત છે. આગળ કહ્યા મુજબ દુનિઆમાં કયો પુરૂષ ગેરસમજ તથા મિથ્યા આક્ષેપોમાંથી બચ્યો છે? વધારે ડાહ્યો થાય તો તે વધારે ખરડાય છે એ અનુભવ સિદ્ધ છે. શાન્તિથી નિરીક્ષણ કરશો તો એક ગરીબ ગૃહસ્થથી માંડીને તે ઠેઠ રાજા સુધી અગર તેથી આગળ આચાર્ય, દેવ અને છેવટ બ્રહ્મા, વિષ્ણુ, તથા મહેશ્વર પણ આમાંથી બચ્યા છે? તમને એક પણ માણસ, એવો જોવામાં નહિં આવે કે જે દુનિઆના આ અન્યાય સામે પોકાર કરતો નહિં હોય! કોઈ પણ કૃત્ય કરો એટલે તે વિષે દુનિઆમાં સમજ અને ગેરસમજ ઉભી થાય છે, અને સૌ પોત પોતાની બુદ્ધિ પ્રમાણે ગ્રહણ કરે છે. એટલે કે જાતિ સ્વભાવ કોઇને છોડતો નથી, માટે પ્રકૃતિ વિરૂદ્ધ બળાત્કારથી કાંઇજ થઈ શકે નહિં; અને થાય તો ટકતું નથી એવા દાખલાઓ મોજુદ છે; માત્ર ક્રાંતિજ કરે છે; ક્રાંતિનો આધાર સંગતી તથા સંજોગો ઉપર છે. જે દહિં સાકરમાં નાંખવાથી અમૃત થાય છે તેજ દહિં ત્રાંબાના પાત્રમાં વિષ થાય છે! ચેપી રોગ પણ નિર્બળને

અસર કરે છે. દુઃખવા આવેલી આંખ સામું જોવાથી પણ કેટલાકની આંખ દુઃખવા આવે છે. આનો શો ઇલાજ? બળાત્કારનું કૃત્ય લાંબી મુદત ટકતુ નથી એમ યુરપે બતાવી આપ્યું છે. તેમ એશિયાનો પણ દાખલો છે. તેમાં પણ વળી આર્યાવર્તની ગર્વ કરવા જેવી ખુબી એ છે કે, કોઈ પણ ધર્મની ક્રાંતિઓમાં બળાત્કાર અગર રકતપાત કરવામાં આવ્યો નથી. કારણ એ છે કે ઇતર ધર્મો તમારા **માનવા** અગર **વિચારો** ( Belief ) ઉપર અંકુશ રાખે છે, અને બાહ્યાચાર ( Form or conduct ) ની દરકાર કરતા નથી. એ વિરૂદ્ધ આર્ય ધર્મમાં **માનવાની** પૂરી સ્વતંત્રતા છે ત્યારે **આચાર** ઉપર અંકુશ છે. આર્યોએ સ્વભાવ અગર પ્રકૃતિને લઇને રૂચિનું ધોરણ સ્વીકાર્યું છે. એક બ્રાહ્મણ પોતાની જાતના આચાર પાળતો હોય તો પછી તેની શ્રદ્ધા ખ્રિસ્તિ ધર્મ ઉપર છે કે ગમે તે ઉપર છે, એ કોઇ જોતું નથી; ને તેથીજ આર્ય ધર્મમાં ધર્મ વિચાર અનહદ વિસ્તાર પામ્યો છે. બીજા વિદેશી ધર્મોમાં **માનવું** ફરજીઆત છે. સાકરના ઢગલા ઉપર બેશીને સાકર છે એમ માનો તો તેથી સાકરનો સ્વાદ સમજાશે? આર્ય ધર્મમાં પ્રત્યક્ષ અનુભવવાનું ( Realisation ) છે. માનવાની કોઇ જાતની ફરજ નથી, માટે ષડ્દર્શનનો બૌદ્ધ, જૈન, શૈવ, વૈષ્ણવ, શાક્ત વિગેરે અનેક ધર્મો અને પંથો તથા મતો ફાવ્યા છે. અને તે બધા એકબીજાને અરસપરસ નડે નહિં ત્યાં સુધી એકમેકને શાન્તિથી સહન કરતા આવ્યા છે ( Tolerate ). ધર્મનું જે ખરૂં સૂત્ર છે, તે જો દરેક વ્યકિતના સમજવામાં આવે તો મને લાગે છે કે હાલ ધર્મના નામે અનેક ઝઘડા ચાલી ભ્રાતૃ ભાવમાં જે ખામી આવે છે તે ઘણે દરજ્જે ઓછી થાય. જાપાને ધર્મને ખાનગી બાબત ઠરાવી છે; પરંતુ યુરોપી રાજ્યો રાજકીય ધર્મ સંસ્થાને વળગી રહ્યાં છે. જો કે બંધન તદ્દન શિથિલ થયાં છે, પણ નામની પણ સંસ્થાનાં નિશાન છે; અને અંકુર તો આબાદ દેખાય છે; માત્ર પરધર્મીના પ્રસંગે પ્રકટ થાય છે. આ ઝઘડારૂપ પરિણામનું ખરૂં કારણ માણસોમાં અજ્ઞાન અને દંભ એ બે છે. હિંદુસ્થાનમાં ધર્મની બાબતમાં મોટો ભાગ ( Majority ) અજ્ઞાન છે; અને થોડો ભાગ ( Minority ) વિશેષતઃ દાંભિક છે "જેજે" કરીને દેવ મંદિર તરફ રસ્તામાં દોડતા હાંફ્યા હાંફ્લા એક સાધારણ વૈષ્ણવને, અગર પતિ છોકરાંને પીરસતાં પીરસતાં "જેજે" નો અગર "થયાં કે" નો અવાજ સાંભળવાની સાથે કડછી ફેંકી દઇને હાથમાં કાંચળી લઈ, એક બ્હાંય પહેરી, બીજી હાથમાં ઝાલી રસ્તામાં દોડતી વિચિત્ર ડોળ કરતી સ્ત્રવાટમાં

રસ્તાના ગમે તેવા જનારને " થયાં કે " એમ પૂછી જોને પૂછશો કે તમારા ધર્મનું નામ શું, સિદ્ધાંત શો, અંતિમ હેતુ શો, તો તે ભાગ્યેજ જવાબ આપી શકશે. ભક્તિ આવી રસમય થવાની જરૂર છે એ ખરૂં; અને શ્રી કૃષ્ણની મુરલી સાંભળી પુરૂષ તથા સ્ત્રીઓ એજ પ્રમાણે કરતાં હતાં એ પણ ખરૂં છે, નરસિંહ મહેતો વિધુર થયા એટલે ગાયું કે " ભલું થયું ભાગી જંજાળ સુખે ભજીશું શ્રીગોપાળ " એવી ભક્તિ ખરી ભક્તિ છે; એ બધું ખરૂં પણ ફેરમાત્ર એટલોજ કે પેલા સજ્ઞાન દશામાં કરતા હતા ને હાલ આવી ભક્તિ કેટલાંક અજ્ઞાનીઓથી અજ્ઞાન દશામાં થાય છે, અને તેથી ચારિત્ર શુદ્ધિ ભેગાભેગી ધરાવતાર દેખાતી નથી. ગોપીઓ દુધમાં દહિમાં, માખણમાં કૃષ્ણજ દેખતી; ઘરબાર, ઢોર, ઢાંખર, મા બાપ બધાંને તથા તમામ વ્યવહારને કૃષ્ણમય જોતી. આવો ભક્તિરસ સજ્ઞાન હોય તો મોક્ષદાયક છે; પરંતુ જ્ઞાન વગરની ભક્તિને તો જે ઉપમા આપવી ઘટે તે આપી શકાય. સોમલને ગમે તેવા સાચા ભાવથી અમૃત માનો પણ કાંઇ અમૃત થઇ જાય? અજ્ઞાન એજ ખરી રીતે દોષ છે. અજ્ઞાની ભક્તિવાળા કહેશે કે ગોળ અંધારામાં ખાશો તો પણ ગળ્યો લાગશે; આ ખરૂં છે પણ ગોળ ઉપરની કીડીઓ અગર ઉંદરની લીંડીઓ અંધારામાં ખવાય તો ગળી ન લાગે. માટે કેવળ અજ્ઞાન તો પશુઆદિ માટે છે. અજ્ઞાનીની હાલત દયાજનક છે. તોપણ બાહ્ય અગર આંતરિક શુદ્ધિ ન હોય તેના કરતાં એકલી બાહ્ય હોય તો "કાંણા મામા' નો ન્યાય ઠીક છે. અજ્ઞાનીને સત્સંગ અગર ઇશ્વર કૃપાથી જ્ઞાનની ઇચ્છા થાય ને તેથી પ્રયત્નશીલ થાય એટલે જ્ઞાન દશામાં આવી શકે, અને ભક્તિ સફળ થાય. આ નમુનેદાર અજ્ઞાન વૈષ્ણવની માફક, વળી એક આધુનિક અધુરા વેદાન્તીને પૂછશો તો કહેશે કે બસ બધું આપણે સરખું છે. સારૂં નરસું એકજ છે; જાતિ ભેદ નથી; જગત્ મિથ્યા છે; સ્વર્ગ નરક કલ્પિત છે; પાપ પુણ્ય બન્ને તુત છે, જ્ઞાનજ ખરૂં છે; સૃષ્ટિ નથી; વિગેરે વિગેરે. પરંતુ આ બધું પોપટની માફક બોલવાથી અને નિરંકુશ વર્તનથી બ્રહ્મમય થવાતું નથી. બોલવાથીજ બસ હોય તો માનો ફેરફરવા, ખાધું, પીધું, રાજ્ય કર્યું, પછી તે બધું પ્રત્યક્ષ કરવાની શી જરૂર છે? જ્ઞાન થયું એમ બોલવાથી જ્ઞાન થઇ શકે છે? આવી ચેષ્ટાઓ કરવી એનો લગભગ પશુની તુલનામાં ગણાવા જેવું છે, વાસ્તવમાં અજ્ઞાની વૈષ્ણવ કરતાં પણ મૂર્ખ અગર દંભી વેદાન્તીની ગતિ અધમ સમજવાની છે. પેલા વૈષ્ણવને જ્ઞાનની જરૂર છે; અને પેલા વેદાંતીને ભક્તિની જરૂર છે. અને એ

બન્ને ઉપર મુજબ ગુણ યુક્ત થાય તો પછી તફાવત કાંઇજ નથી. શાસ્ત્રોમાં જ્ઞાન પૂર્ણ થયા પછી પણ ભક્તિની ભલામણ કરવાનું કારણ એટલુંજ છે કે, પાછો માણસ ઉંચેથી ખશીને નીચે પડે નહિં. ઝાડ ઉપર ચડયા પછી પણ કાંઇ ઝાલ્યા સિવાય એટલે કે આશ્રય શિવાય, લટકાય નહિં; પણ નીચે પડી જવાય. માટે જ્ઞાનીનું મન પણ હંમેશ સ્થિર રહેવાની ખાતર શાસ્ત્રો ભક્તિ બતાવે છે. ખરૂં જોતાં જ્ઞાન વિના ભક્તિ નથી, અને ભક્તિ વિના જ્ઞાન નથી; એ બન્ને સરવાળે એક છે. વેદાન્તી થવા પહેલાં, શ્રી શંકરાચાર્ય મહારાજે અગર કહો કે વ્યાસ ભગવાને, અગર ઉપનિષદોએ સાધન સંપન્ન થવાની અપેક્ષા રાખી છે. જુઓ કે બ્રહ્મસૂત્રોના પ્રથમના સૂત્રનો પ્રથમનો **અતઃ** શબ્દ છે તેનો અર્થજ એ છે. પાત્રતા સિવાયનું વેદાન્ત કેટલું અનર્થકારક છે એ આચાર્યશ્રી અગર ખુદ વ્યાસ ભગવાનના અગર શ્રુતિના જાણવા બહાર ન હતું; ને તેથી તે ફરજીઆત રાખેલું છે. સાધન સંપન્ન ( આ સંબંધના વિવરણ માટે જુઓ પ્રકરણ ૪ થું ) થયા સિવાય બ્રહ્મ જ્ઞાનનું નામ પણ લેવાય નહિં, એ વાત હાલના ઉપરચોટીયા દંભી અગર અજ્ઞાની વેદાન્તીઓમાંથી તો ભાગ્યેજ કોઇ વેદાન્તી જાણતો હશે. તેવી રીતે કોઈ વૈષ્ણવ અગર શૈવ અગર દેવીભક્ત, એકબીજાના ધર્મની અગર ઇષ્ટની નિંદા કરતા હોય તેમને કારણ પૂછશો તો તે ભાગ્યેજ સમજાવી શકશે; કેમકે ખરા મનથી ખુલાસા કરે અને એક બીજાને હોંશિઆરી બતાવી હરાવવાની ઉત્કંઠા ન રાખે તો પછી મતભેદ છેજ નહિં એમ નિકળે છે. બાકી જ્ઞાન સાથે અજ્ઞાનને સતતનો વિરોધ છે; વિદ્વત્તા સાથે મૂર્ખાઇનો વિરોધ છે: પૈસાવાળા સાથે ભિખારીનો કુદરતી દ્રોહ છે; " હા " સામે "ના" નો વિરોધ છે; આ બધા વિરોધના ઇલાજ નથી. " મેં બી જમીનપે ઓર તુમબી જમીનપે " આ ન્યાયનો શો ઇલાજ? માટે દરેક ઇસમ પોતાને જે ધર્મ અગર પંથ અગર વિચાર અનુકૂળ હોય તે ઉપર જો ચઢી જાય, અને શુદ્ધ બુદ્ધિથી પરિશ્રમ કરે તો મને ખાત્રી છે કે પોતાને એટલું બધું જોવાનું અને જાણવાનું મળી આવશે, અને પોતાના આનંદમાં એટલો તો ડુબી જશે કે બીજાની નિંદા કરવાનો તેને અવકાશજ નહિં રહે. શ્રી વ્યાસ મુનિએ પુરાણોની એવી ગમત સાથે અદ્વૈતનું ભાન કરાવ્યું છે, કે જે પુરાણમાં જે વખત જે મુખ્ય દેવ માન્યો છે તેને સર્વોત્તમ કહ્યો છે; અને બધાનાં સામા સામાનાં ગીત ગાયાં છે તો પણ ભ્રાન્તિના મૂળ સ્વભાવની મઝા જુઓ કે એક આનંદી વૈષ્ણવ રાજ વિષ્ણુને મુખ્ય દેવ કહેવાની અતિ તીવ્ર ઉત્કંઠામાં

દલીલ ખાતર કહેશે કે વિષ્ણુના પુત્ર બ્રહ્મા ( વિષ્ણુની નાભિમાંથી જન્મ્યા માટે ), ને તેના પુત્ર મહાદેવ ( બ્રહ્માની ભ્રકુટિમાંથી જન્મ્યા માટે ), તે મહાદેવ પૌત્ર છતાં દાદા વિષ્ણુની બરાબરી કેમ કરી શકે ? ત્યારે બીજો સ્માર્ત કહેશે કે મહાદેવથી પણ પાછળ વામનજી થયેલા તેના પગનો અંગુઠો દૂરની પેઢીના દાદા બ્રહ્માએ ધોયો, અને તેનું દૂરની પેઢીના મોટા કાકા મહાદેવે માથે ચરણામૃત લીધું ને તે પાછું સ્ત્રી રૂપે સ્થિર થયું. એ કેવું ગેરવ્યાજબી છે ? અને અણઘટતું થયું છે ? સ્વભાવના આ ઝઘડામાં કાંઈ અર્થ છે ! હવે શાસ્ત્રીમાં બાપ, દાદા, પૌત્રો કોણ, કોના કેવી રીતે છે, તે જરા જોઇએ. શાસ્ત્ર જોઇએ છીએ તો સૃષ્ટિની રચનામાં ભિન્નતા જોવામાં આવે છે. ખુદ ઉપનિષદોમાંજ જાત જાતની કલ્પનાઓ આવે છે; તેમજ ભાગવત તથા મહાભારતમાં તફાવત પડે છે; તે સાથે બીજાં પુરાણોમાં અંદર અંદર તથા પેલાં બે મોટાં પુરાણો સાથે તફાવત પડે છે, વળી વાલ્મીકી રામાયણમાં એ બધાથી તફાવત પડે છે. અને યોગવાસિષ્ટમાં પુરાણો સિવાયની કલ્પના હોઇને તદ્દન જૂદું છે. આ પ્રમાણે છે ત્યાં, પછી બાપ, દીકરા અને પૌત્રોનું ક્યાં રહ્યું ? અરે શાસ્ત્રો, ઐતિહાસિક પ્રસંગો, તથા ગાથાઓમાં પણ બહુ તફાવત* પડે છે. એ બધા ઉપરથી એમજ સાર લેવાનો

---

* આ બધા તફાવતનું કારણ એમ છે કે સૃષ્ટિની રચનાઓ તો અનંત થઇ ગઈ છે. જો તે યુગ માટેની કલ્પનાઓ જૂદીજ હોય એમાં નવાઇ નથી. વળી ભાગવતમાં કહ્યું છે, તેમ સૃષ્ટિજ મિથ્યા છે તો તેની કલ્પના પણ અનેક હોય એમાં શું આશ્ચર્ય ? યુક્તિનીજ મઝા છે. વ્યાસ ભગવાને શિવ પુરાણમાં શિવથી બ્રહ્મા વિષ્ણુ તથા સૃષ્ટિની કલ્પના કરી અને દેવી ભાગવત પુરાણમાં પ્રથમ શક્તિની કલ્પના કરી; પછી તેમણે વિષ્ણુ, બ્રહ્મા અને શંકર બનાવી તેમની સાથે લગ્નની માગણી કરી, તેમાં છેવટે શંકરે સમાધાન કર્યું. આ બધું શક્તિનું માહાત્મ્ય બતાવનારી કલ્પના છે. વળી સત્વ, રજસ્ અને તામસ્ ગુણ ઉપરથી સાત્વિક રાજસિક અને તામસિક સૃષ્ટિની પણ કલ્પના જૂદી કરેલી છે. બ્રહ્મ પુરાણ પ્રમાણે આદિ નિરાકાર નિરંજન જ્યોતિઃ સ્વરૂપમાંથી બે નિમાળા નિકળ્યા, એક શ્વેત અને એક કૃષ્ણ; શ્વેત તે બળરામ અને કૃષ્ણ તે શ્રીકૃષ્ણ એમ કલ્પના છે; એમ પુરાણોમાં અંતર્ગત કલ્પનાઓ અનેક છે. વિદેશી ધર્મો તથા તત્વજ્ઞાનની કલ્પનાઓ તદ્દન જુદીજ છે; પણ મજા જુઓ કે આર્યની કલ્પનાઓને કંઇક મળતી પણ આવે છે,

છે કે, યુક્તિસર ગ્રાહક માટે ગાઢ કલ્પનાઓ થઈ છે. કેમકે પ્રત્યક્ષ કાંઇ બતાવી શકાતું નથી. માટે ખરી વાત એ છે કે ઇશ્વરકોટિનાં અદરશ તત્વોને પામર કોટિમાં લાવી ભાષામાં ચેષ્ટા કરવી એ સૌજન્યવાળું તથા હિતાવહ નથી. સમુદ્ર મંથન વખતે વિષ્ણુના સહાયક હળાહળ ઝેર પીને શિવ થયા હતા, અને શિવના બાણમાં ત્રિપુરના સંહાર વખતે વિષ્ણુ બેઠા હતા. શિવને માયાનો મોહ બતાવવા મોહિનીરૂપ ( જે રૂપથી વિષ્ણુએ અસુરોને ગાંડા કરી છેતર્યા હતા તે રૂપ ) થઇ શિવને મોહ કર્યો હતો, આવા સાક્ષાત્ બ્રહ્મરૂપ મહા સમર્થ વિષ્ણુ ભગવાનને વળી એક બ્રાહ્મણે ( ભૃગુઋષિ ) છાતીમાં લાત મારી ત્યારે તેમના પગ વિષ્ણુએ ચાંપ્યા. બ્રાહ્મણના શાપથી વિષ્ણુને પણ સહન કરવું પડયું છે, અને એક સ્ત્રી વૃંદાનો શાપ પણ તેમને લાગ્યો હતો; વળી શિવ અને વિષ્ણુ બંનેને તપ કરવાની સ્થિતિમાં શાસ્ત્રો વર્ણવે છે; કૃષ્ણ પરમાત્મા, જે પૂર્ણ વિષ્ણુ છે તે વળી સતત્ તપ કરતા નારાયણ નામના ઋષિનો અવતાર છે; આ બધાં શાસ્ત્રોનો શાંતિ, યુક્તિ અને નિષ્પક્ષપાત દૃષ્ટિથી વિચાર કરીએ છીએ તો જણાય છે કે સૃષ્ટિની આર્થિક વ્યવસ્થામ. ( Economy of nature ) દરેક વ્યક્તિ, દરેક સ્વભાવ, દરેક વૃત્તિ અને દરેક વિચાર ઉપયોગી છે. રાજ મહેલની યોજનામાં શૌચકૂપ, મોરી ઇત્યાદિનો પણ સમાવેશ કરવો પડે છે. સુખ દુઃખ સારૂં ખોટું ઇત્યાદિ દ્વંદ્વો છૂટાં પડી શકતાં નથી.

---

અને છેવટ ભૂગર્ભ વિગેરે શાસ્ત્રોની વળી ઓર કલ્પનાઓ છે. ભાવાર્થ એટલોજ કે પ્રત્યક્ષ ન થઇ શકે તે માટે હરેક કલ્પના થઇ શકે, ને તે બધીજ જે તે અધિકારીઓ માટે વાસ્તવિક છે; પણ તે માટે ઝઘડો શા માટે જોઇએ? સૃષ્ટિની શરૂઆતથીજ સ્વભાવને તાબે રહીને વ્યષ્ટિ તથા સમષ્ટિ ચાલે છે; પછીથી તેમાં ક્ષોભ થવાથી બંનેમાં ક્રાંતિ થાય છે. બ્રહ્મ જેમ પ્રકૃતિ ક્ષોભ પામી વિરાટ સ્વરૂપ લે છે તેમ સ્વભાવ પણ કાળને લઇને ક્ષોભ પામી ક્રાંતિ પામે છે, પછી સ્વરૂપાંતર ગ્રહણ કરે છે. ખ્રિસ્ત ધર્મના ' આદમ ' તે સંસ્કૃત **આદિમ,** એટલે કે મૂળ ' ઇવ ' અગર ' હોવા ' તે **હવા,** પ્રકૃતિના અર્થમાં ઘટે છે: ' એડન ' નો બગીચો તે **આધાન** એટલે કે આદમનું મૂળ ધામ, ' સેતાન ' તે Sin–**તમસ્** એટલે કે અંધારૂં, ' નોઆ ' તે મન વિગેરે; એમ વિદેશી ધર્મોની વ્યવસ્થા જોતાં બધી યોજના હિંદુ શાસ્ત્રમાંથી લીધી છે. એમ વિદ્વાનો તર્ક કરી શકે છે.

હવે ક્રાંતિનું મૂળ વ્યક્તિનો સ્વભાવ કિંવા પ્રકૃતિ છે; પણ વ્યક્તિના સ્વભાવ સાથે વ્યક્તિની રૂચિ અગર વૃત્તિ તથા વાસના, આગળ કહ્યું છે તેમ મહત્વની છે. ખરી રીતે પ્રકૃતિ સાથેજ વળગેલી રૂચિના સંબંધમાં જુઓ કે સૃષ્ટિની કલ્પનામાં બ્રહ્મામાંથી સુર અને અસુર સાથે પેદા થયા છે એટલુંજ નહિં પણ અસુર તે સુરના મોટા ભાઇ છે; માટેજ માણસને અસુર બુદ્ધિ સહજ થઇ આવે છે. સૃષ્ટિની રચનાની અનેક કલ્પનાઓમાંથી એક કલ્પના જે લગભગ સામાન્ય જેવી છે, અને સર્વત્ર દેખાય છે તે પ્રમાણે બ્રહ્મનું પ્રથમ સગુણ સ્વરૂપ નારાયણ અગર વિષ્ણુ ને પછી બ્રહ્મા તથા મહાદેવ એમ અનુક્રમે સત્વ રજસ્ અને તમસ્, ગુણનાં સ્થૂળ સ્વરૂપ આવિર્ભાવ થયાં છે, ને ત્યાર બાદ પ્રથમ કહ્યું છે તેમ તે સૃષ્ટિની રચના કલ્પાઇ છે. સપ્તર્ષિઓ, દેવ, અસુર ઇત્યાદિ શાસ્ત્રોનાં પાત્રો ખરૂં જોતાં નિર્ગુણ બ્રહ્મનાં, પોતાની માયાના આવરણથી સ્ફુટ થતાં, બ્રહ્માંડની સંકલના માટે તથા તેના ખુલાસા માટે, એક સૂત્રમાં અનેક મણિગણો પરોવેલા હોય છે તેવાં સ્વરૂપો છે, એમ બતાવી ઉત્તમ કોટિની સૂક્ષ્મ ભૂતોની કલ્પના કરેલી છે. મહાદેવ તમોગુણી છતાં ભક્તને માગે તેટલી લક્ષ્મી તથા વૈભવ આપે છે. માત્ર વૈરાગ્યનું પ્રાધાન્ય સમજાવવા માટે તથા સંસાર અસાર ભસ્મ જેવો દુઃખદ અને ભયંકર છે, તે સાથે સંસારનાં સુખ દુઃખ અનિવાર્ય છે, તથા જીવને ઉપાધિઓ રૂપ છે એ સમજાવવાના હેતુથી તથા તેમના વગર છુટકો નથી એમ બતાવવા વૈરાગ્યદ્વારા જ્ઞાન બતાવનારા સંજોગોમાં **યથા દેહે તથા દેવે** એ ન્યાયથી સર્પ, સ્મશાન, ભસ્મ ઇત્યાદિ કલ્પ્યાં છે, કે જેથી સંસારને સ્વભાવથીજ ભસ્મ, સર્પ, વિષ, સ્મશાન, ભૂત પિશાચ રૂપે જોવાની વૃત્તિ અગર રૂચિવાળાને તાકીદે વૈરાગ્ય થાય. આ સિવાય અન્ય પ્રકૃતિનો માણસ, જે સંસારમાં રચી રહેનાર છે તેને વૈરાગ્ય તથા જ્ઞાન થવા માટે વિષ્ણુના સૌમ્ય અવતારોનાં રૂપ કલ્પ્યાં છે; પરંતુ સૃષ્ટિના પ્રલય કાળ વખતે, રૂદ્ર સ્વરૂપમાં અટ્ટાટ્ટ હાસ્યની જે કલ્પના છે તેજ તેમનું ભયંકર સ્વરૂપ કલ્પેલું છે; તે તથા ભારતમાં બ્રહ્માનું તેવું સ્વરૂપ કલ્પી મહાદેવે તેમને શાંત કર્યા છે, એ બધું જોતાં આ બધાં ઉગ્ર સ્વરૂપો ખરી રીતે બ્રહ્મ અગર વિષ્ણુનાંજ સ્વરૂપ છે. બાકી શિવનો વર્ણ ગૌર અને હમેશ સમાધિ તથા આનંદમાં રહેનારા છે; અને ભક્તોને જે માગે તે આપતા આવ્યા છે. વિષ્ણુ ભગવાન કૃષ્ણ વર્ણના સદા સત્વમય છતાં, પ્રસંગે મહા ઉગ્રરૂપ ( વિરાટ, નૃસિંહાદિ ) ધરે છે, અને રૂદ્રનું કામ કરે છે. વિષ્ણુ સત્વમય છતાં શ્યામ અને શંકર તમોગુણમય

છતાં ગૌર એમાં કેટલું રહસ્ય છે ? વિષ્ણુ ભક્તોને યોગ્યતા જોઇને આપનારા આવ્યા છે. બ્રહ્મા અને શંકર યોગ્યાયોગ્ય જોયા સિવાય પણ પુરૂષાર્થને માન આપી, ભોળપણમાં અમર કર્મના નિયમને અનુસરીને વરદાન આપે છે; પરંતુ વિષ્ણુ કદી છેતરાતા નથી, એવી સ્વભાવની યુક્તિ શાસ્ત્રે બતાવી છે; પોતે સતત્ લક્ષ્મીયુક્ત છતાં ખરા ભક્તને લક્ષ્મી રહિત કરે છે કે જેથી ભક્તને વૈરાગ્ય થઈ મોક્ષ મળે. આ બધાનો અર્થ એ છે કે બ્રહ્મ એક છતાં પછી તેને શિવ કહો, કૃષ્ણ કહો, રામ કહો, નારાયણ કહો, વિષ્ણુ કહો, શક્તિ કહો, શૂન્ય કહો પણ બ્રહ્મનાં ત્રણે અંશો અગર રૂપો તથા તેમનાં ધામ, માયાત્મક કલ્પ્યાં છે. એ બધાં કલ્યાણકારી છે અને ક્રાન્તિઓનાં અનેક સ્વરૂપ માત્ર છે; ને વળી સાથે યુક્તિ પુરઃસર બોધદાયક છે. મરણ અવસ્થામાં પડેલો એક બીમાર ગૃહસ્થ અંત અવસ્થાના દિવસોમાં એક બાઇ પાસે ભજન કરાવતો હતો. બાઇએ ભજન ગાયું તેમાં "વૈકુંઠ ઢુકડું મારારાજ" એમ બોલી. એટલે દરદી કહે, નારે બાઈ કાંઈ ઢુંકડું નથી, નજરે પણ પડતું નથી. એટલામાં બાઇએ કાંઇ જવાબ ન આપતાં આગળ ગાયું કે "પેલા દુષ્ટને મન દૂર વૈકુંઠ ઢુંકડુ મારા રાજ" એટલે દરદી ગૃહસ્થ ગભરાઇને કહે કે "બેન ગાળો દઇશમાં. ભલે કબુલ કરૂં છું કે પાસે છે, દુષ્ટ કહીશમાં" મતલબકે ધર્મમાં આવી યુક્તિની યોજનાઓ છે. વળી એક કવિએ શંકર તથા વિષ્ણુ માટે અચ્છી ગમ્મત સાથે કલ્પના કરીને વિષ્ણુ તથા મહાદેવના સમાગમમાં એકમેકને સુખ દુઃખની વાતો પૂછતાં અરસપરસ દુઃખ રેડાવ્યાં છે; તેમાં શંકરે, પોતાને ઘેર ગણપતિનું હાથીનું માથું, તેનું વાહન ઉંદર, પોતાના ગળામાં ઉંદરને ખાનાર સર્પ, વળી કાર્તિકસ્વામીનું વાહન તે સર્પને ખાનાર મોર, માથામાં ગંગા તે પાર્વતીની શોકય, અને પાર્વતીનું વાહન વાઘ, તે વળી હાથીના માથા ઉપર તલપ મારતો, આ બધું ગણાવીને શંકર કહે કે મને એવું સતત અને અસહ્ય દુઃખ પડે છે કે મેતો મરવા માટે હળાહળ ઝેર પીધું (સમુદ્ર મંથન વખતે લોકોના રક્ષણ માટે દેવોની અરજથી પીધું હતું તે), પણ જીવ ગયો નહિં. ત્યારે વિષ્ણુ કહે કે મારો ભરદરીએ ખાસ પાણીમાં સતત્ નિવાસ, લક્ષ્મી જેવી ચંચળ સ્ત્રી, ચંચળ લક્ષ્મી, વાચાળ સરસ્વતી અને ગરીબ તુલસી વચ્ચે અન્યોન્ય દ્વેશ, નાગનું શયન, વળી ગરૂડ, શેષનાગ, ઇત્યાદિનો પરસ્પર વિરોધ, તેમાં વળી ભક્તોને માટે રાત દિવસ રખડવાનું હોવાથી તથા તેમની સેવામાં રહેવું પડે છે તેથી કુંઆમાં હુંતો જીવતોજ બળી બળીને મરી ન ગયો. પણ કાળો શાહી જેવો

અને લાકડા જેવા ( જગન્નાથજીની મૂર્તિનો પણ ધ્વનિ છે. બાકી પોતે મેઘ એટલે આકાશ જેવા અનંત હોવાથી તેમનો મેઘશ્યામવર્ણ શાસ્ત્રોએ કહ્યો છે ) થઇ ગયો છું. મહાદેવને સર્પ, ભસ્મ, સ્મશાન તો વિષ્ણુને પણ સર્પ સ્મશાન જેવો મધ્ય દરિઓ આદિ ઉપાધિ છે. મતલબ કે આ બધા દેવોને માણસ જેવા સ્થૂલ શરીરવાળા, જાણે કે પ્રત્યક્ષ બેશી કૃપા અવકૃપાની વહેચણી કરતા હોય, અને પુરાવા લઇ ઠરાવ કરતા હોય તેવું માનનાર માટે કાંઇજ કહેવાપણું નથી, બાકી બુદ્ધિથી વિચાર કરતાં જણાશે કે શાસ્ત્રોએ ઉપાસના માટે વિવિધ રૂચિવાળા માટે વિવિધ પ્રકારની યોજના કરી છે. અપરોક્ષ જ્ઞાનવાળાઓ બ્રહ્મને અનુભવીને પ્રત્યક્ષ પ્રકટ કરતા હોય તો ભલે, તેમ યોગીઓ સમાધિમાં પોતાના ઇષ્ટદેવને પ્રત્યક્ષ કરતા હોય તો ભલે; બાકી પામરે તો જેને જે ઇષ્ટદેવ હોય તે દેવ ( એટલે કે ખરી રીતે જોતાં પોતાના હૃદયમાં તેમ આખી સૃષ્ટિનાં હૃદયોમાં વ્યાપક દેવ બ્રહ્મજ હોવાથી પોતાના મનોબળ ( Will Power ) થી ઇષ્ટ ખડો કર્યો હોય તેજ પોતાનો દેવ છે. ) ની દઢ શ્રદ્ધા યુક્ત રહીને ઉપાસના કરવી એટલે બસ છે. જ્ઞાનયુક્ત રહીને ભક્તિ કરવાની હોવાથી અંતે જ્ઞાન અને ભક્તિ એકજ છે. ખરી રીતે કર્મ ઉપાસના અગર જ્ઞાનમાંથી એક નહિં પણ ત્રણનો ઉપયોગ દરેક સાધક અધિકારી ઘણે ભાગે સાથેજ કરે છે; માત્ર તે બદલ કોઇને કદાચ ભાન રહેતું નહિ હશે. જ્ઞાન વિના વૈરાગ્ય થાય નહિં; અને વૈરાગ્ય થયા સિવાય જ્ઞાન થાય નહિ; વળી વૈરાગ્ય સિવાય અનન્ય ભક્તિ થઈ શકે નહિં; અને કર્મ વગર એમાંથી એકે થઇ શકે નહિં: એટલે કે સરવાળે ત્રણે જરૂરનાં છે; અને બધાં સમજીને કરવામાં આવે તો એકજ છે. ફળની અપેક્ષા રહિતની કોઈ પણ ઇષ્ટ અગર ગુરૂની ભક્તિ પોતાના ઇષ્ટ જ્ઞાન અગર મોક્ષ તરફ લઇ જાય છે; પછી જેનો ઇષ્ટ બહુજ જબરો હોય એટલે કે મનોબળ બહુ પ્રબળ હોય, તેના ઉપર ઇષ્ટ પ્રસન્ન થઈ તેનું કામ શીઘ્ર કરી આપે એ ખુલ્લું છે. દરેક કર્મના દેવ અગર સૂક્ષ્મ રૂપકો હોય છે, તો પછી આ મહાન કર્મોના દેવો હોય એમાં કાંઇજ આશ્ચર્ય નથી. પરંતુ જે તે શાસ્ત્રવાળાં પોતાની બુદ્ધિને અનુસરીને અધિકાર પરત્વે અનુકૂળ તથા યુક્તિ પુરઃસર ખુલાસો આપે છે એજ વાસ્તવિક છે. જે ભક્ત કર્મકાંડી, અગર જ્ઞાની, વ્યવહારમાં મૂર્ખ કહેવાઈ પોતાની એકાગ્રતાની ધુનમાં તલ્લીન થઈ દુનિઆમાં મસ્ત અગર ગાંડા જેવા ગણાયા તેજ મહાત્માઓ સાચે માર્ગે ચઢીને મોક્ષ પામ્યા છે. શોધકો પણ તેજ કોટિમાં ગયા

ત્યારે ફરમાવ્યા છે. દૃઢતા ખંત અને શ્રદ્ધાજ મુખ્ય છે. બાકી દેવની મોટાઇ ઉપાસક ઉપર અવલંબે છે; પીરની મોટાઈ મુજાવર ઉપર રહે છે. વ્યાસ ભગવાને તો અઢાર પુરાણમાં છ બ્રહ્માને છ વિષ્ણુને અને છ મહેશને આપ્યાં છે. હવે જેને જે મોટો લાગે તે મોટો. કયો દેવ મોટો તે સંબંધમાં સ્વામી રામતીર્થને એક યુવકે પૂછ્યું કે, વિષ્ણુ મોટા કે મહાદેવ ત્યારે બોલ્યા કે બન્નેની લંબાઈ પહોળાઇનું માપ લાવો એટલે પછી કહું. તેવી રીતે શ્રીમન્ નૃસિંહાચાર્ય મહારાજ એક ગૃહસ્થને બોધ કરતા હતા કે " જે વસ્તુ આપણે હાલ દુનિઆમાં પ્રત્યક્ષ ન કરી શકીએ તેને માટે લડાઇ શા માટે જોઇએ ? રામ, કૃષ્ણ ઈત્યાદિ સાચા માનો કે ખોટા પણ તેના કરતાં તમારૂં કર્તવ્ય કરો એટલે બસ છે. " માણસની માફક દેવોને પણ ગામ અને રાજ્ય આ ભૂમિ ઉપર, હિમાલયમાં, અગર ટિબેટમાં અગર ઉત્તર સમુદ્ર એટલે કે આર્કિટક મહાસાગર તરફના સ્કૅન્ડિનેવિઆ તરફના પ્રદેશમાં અથવા ગમે ત્યાં અંતરિક્ષમાં હશે તો ત્યાં પણ બધું હશે, માટે જેને જે કલ્પના ઈષ્ટ હોય તે કરે તેમાં બીજાને શું ? વિષ્ણુના પુત્ર બ્રહ્મા અને તેના પુત્ર મહાદેવ કહો તો વામનજી અગર તેથી પણ દૂરના અવતારો જે ઘણી છેટે પેઢીના વિષ્ણુ તથા બ્રહ્માના પ્રપૌત્ર તે ભગવાન ખરા અને વિષ્ણુના નજીકના પુત્ર બ્રહ્મા તથા પૌત્ર શંકર તે ભગવાન નહિં એ કયાંનો ન્યાય ? પરંતુ આગળ કહી ગયા તેમ આ ઇશ્વર કોટિનાં તત્ત્વોને પામરની ભાષામાં લાવીને ચેષ્ટા કરવી એ ભાગ્યેજ ફાયદાકારક છે. પાણી વલોવીને શું કાઢી શકો ?

ખરૂં જોતાં દરેક વ્યક્તિના હૃદયમાં શુભ અને અશુભ ( The angel and the devil ) વાસનાઓ હોય છે, માત્ર સંસ્કારના પ્રમાણમાં ફેર પડે છે. પ્રકૃતિના પરિબળ સંબંધમાં આપણે જોયું છે કે ઘણાજ ક્રૂર અને દુષ્ટ લોકોએ પણ પ્રસંગે ઘણીજ દયા, કોમળતા અને અપૂર્વ અનુકરણીય ઉચ્ચ ભાવનાઓ દર્શાવી છે. વળી એમ પણ લાગે છે કે આવા પ્રસંગોમાં સુર કરતાં અસુરોનો વધારે પ્રભાવ દેખાય છે. ખરી રીતે મુખ્ય અસુરો શાપિત અને તેથી સ્ખલિત, પાર્ષદ, દેવ, ગંધર્વ, યક્ષ વિગેરે હતા. હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ, રાવણ, કંસ આદિ ઘણા થયા છે. આ અસુરોના રાજ્યમાં ભગવાનનું નામ લેવાની પણ મનાઈ હતી. આવા પુરૂષાર્થની પરિસીમાનો તથા દૈવવાદના વિરોધની પરિસીમાનો દાખલો દુનિઆના ઇતિહાસમાં મળવો મુશ્કેલ છે. હાલના જડવાદીઓ અગર સુધારકો તો ચમ-

ફોજ જશે. પોતાના સિવાય બીજા કોઇની ભક્તિ કરવા સખત મનાઈ હતી; કોઇ પણ દેવ અગર ઇશ્વરને ભજનારને સખત શિક્ષા કરવામાં આવતી. બળિ, વૃત્ર, ત્રિપુર, જાલંધર, રાવણ કંસ, દુર્યોધન વિગેરે અસુરોએ સંપૂર્ણ પરાક્રમ તથા ઔદાર્ય બતાવી વચન પાળી અમર કીર્તિ મેળવી ગયા છે. ખરૂં જોતાં તો સુર અસુર એટલે કે પ્રાણ અને ઇંદ્રિયો તથા તેની વૃત્તિઓ આપણા શરીરમાંજ વસે છે. વેદમાં આ ભેદ બરાબર સમજાવ્યો છે. ઉંચ વૃત્તિ તે સુર અને દુષ્ટ વૃત્તિઓ તે અસુર. વિષ્ણુના જે પાર્ષદ હતા તે, ગર્વ થવા સાથેજ અસુર થઇ ભ્રષ્ટ થયા. જ્યારે કામ, ક્રોધ, મોહ ઇત્યાદિ વ્યાપે છે ત્યારે અસુરનું રાજ્ય શરીરમાં થાય છે, અને દયા, ક્ષમા, શાન્તિ, વિવેક વૈરાગ્ય પ્રકટે છે ત્યારે સુરનું રાજ્ય શરીરમાં સ્થપાય છે. અવિવેકના અસત્ કાંકરા કાઢી નાંખો એટલે વિવેકના સત્ ઘઉં કામ લાગશે. અસત્ છોડું કાઢ્યા પછી સત્ દાડમ ખાઇ શકાય; તેમ પોત પોતાના સંસ્કાર તથા આસપાસના વાતાવરણને તાબે થઇને દરેક માણસ સુર તથા અસુરનો એટલે વિવેક અવિવેકનો ભાવ ભજવે છે અને માયાના પ્રવાહમાં ઘસડાય છે. તેમાંથી સંસ્કાર અને સત્સંગને લઇને સ્વતંત્ર થાય, અને ખરૂં જ્ઞાન થાય તોજ એકલા સુરના રાજ્યમાં એટલે કે સાત્વિક ભાવથી રહી શકે છે. દુનિઆદારીના સાધારણ પ્રસંગો જોઇએ છીએ તો દરરોજ તેવાં દષ્ટાંતો નજરે પડશે. જ્ઞાની સમજીને વિવેક કરે છે, અને પામર વાર્યું નહિં પણ હાર્યું કરે છે. આ બધું સ્વભાવની ક્રાન્તિ દર્શાવે છે. પુરૂષનો રંગ નવ–૯–ના આંકની માફક બદલાતો નથી. નવનો આંક બોલતાં છેવટના બે આંકડાનો સરવાળો, ઠેઠ ૧૦–૯–૯૦ સુધી નવ–૯–જ આવશે.

વળી ક્રાન્તિની મજા જુઓ કે માણસની બુદ્ધિ બગડે છે ત્યારે કેટલાક સંસ્કારી લોકો ચેતે છે પણ ખરા; અને તેથી સત્સંગને માટે શાસ્ત્રો આગ્રહ કરે છે. આ પ્રસંગો પણ ક્રાન્તિનાં સ્વરૂપોજ સમજવાનાં છે. કોઇ સારા માણસને હડકવાનો રોગ લાગ્યો હોય છે, ને તેને જ્યારે વેળ આવે છે ત્યારે પોતાની પ્રકૃતિના પ્રાબલ્ય થી નજીકના લોકોને કહે છે કે આઘા ખસો, મારાથી કરડાઈ જશે, એટલુંજ નહિ પણ પોતાને બાંધી મૂકવા પણ કહે છે. પરંતુ શું માયાની ખુબી કે અસંસ્કારી જીવ પોતાના સ્વભાવના હંમેશના હડકવાને જાણી શકતો નથી! ભડકાવાળી હોળી જેવી ચિતામાં સ્ત્રી અગર પુત્રને બાળી આવી, અગર જમીનમાં દાટી; પાછા વળતાં રસ્તામાં

આવતાંજ અગર ઘેર આવીને તરતજ માણુસ બધું ભુલી જાય છે. કેટલીક વિચક્ષણ સ્ત્રીઓ જેમ ગર્ભાધાન વખતે અગર પછી કાંઇક મુદતે ગર્ભ સ્ત્રી અથવા પુરૂષનો છે તે કલ્પી શકે છે, એમ વિચક્ષણ મનુષ્ય બહુ બારીકી અને એકાગ્રતાથી પોતાનું મન તપાસતો રહે તો, બુદ્ધિમાં ફેરફાર થવાથી તરત ચેતે છે, એટલુંજ નહિં પણ આ સૂક્ષ્મ બુદ્ધિના પરિણામે પોતાનું અવસાન સુધાન્ત પણ ચેતી શકે છે. અચાનક આફત આવવાની હોય તો પણ પ્રસંગે માણુસ ચેતે છે. એક કાજીસાહેબ સવારમાં બહાર નિકળ્યા અને એક વાઘરીના ટોપલામાં ચીભડાં હતાં તે દેખીને બુદ્ધિ બગડી, અને હુકમ કર્યો કે, આ ટોપલો ઘેર પહોંચાડી દ્યો. પેલો ગરીબ વાઘરી બહુ કરગર્યો, પરંતુ માન્યું નહિ. કાજી સાહેબ સંસ્કારી હતા તે ઘેર ગયા અને તરત વિચાર આવ્યો કે મેં ગરીબ વાઘરીને લુટયો, માટે મારી બુદ્ધિ બગડી, માટે જરૂર કાંઈ વિનાશકાળ આવ્યો, તે વગર મારી બુદ્ધિ બગડે નહિ. પછી વિદ્વાનો, જોશી વિગેરેને ભેગા કરી નિર્ણય કરાવતાં નિકળ્યું કે, કાલથી તમારી સાડા ત્રણ દિવસની હોરા બેસે છે, તેમાં એકંદરે તમારી પાયમાલી છે, માટે ચેતજો. પછી કાજીએ શાન્તિથી વિચાર કર્યો કે સ્ત્રીનું, ઘરબારનું જે થશે તે ખરૂં, પરંતુ એકનો એક પુત્ર છે તેનો કાંઇ બચાવ કરવાની યુક્તિ કરૂં. પછી એક પેટી બનાવી અને તેમાં જરૂરીઆત ચીજો મૂકીને, એવી રીતે રચના કરીકે ચાર દિવસમાં તેને હવાપાણી ખોરાક વિગેરે કાંઇ અડચણ આવે નહિં. પછી દિકરાને તેમાં મૂકી પેટી બંધ કરાવી, એક માણુસની પાસે ઉપડાવીને એક વેપારીને આપીને કહ્યું કે આ પેટીની અંદર એક ફળ છે તે સાડાત્રણ દિવસ પછી પાકવાનું છે, અને તે એવું અપૂર્વ છે કે બાદશાહે તે કદી પણ ચાખ્યું નહિં હોય, તેનું મૂલ્ય લાખ રૂપીઆ ઠરાવીને બાદશાહને તમારે આપવું, અને હું હજુર પાસે હોઉં તે વખતે તમારે લાવવું. આ પ્રમાણે યોજના કરી પોતે પાસે હતા તે વખતે એ પેટી ખરીદ કરાવીને પછી પાદશાહને કહ્યું કે તે ઉપર આપનો ખાસ પહેરો રાખો.

કાજી બધી વ્યવસ્થા કરી સાંજે ઘેર ગયા ને ચિંતામાં ને ચિંતામાં રાત કાઢી. રાતમાં એવો બનાવ બન્યો કે બાદશાહની બેગમને સ્વપ્નું આવ્યું કે કાજીનો દીકરો (એકનો એક દીકરો પેટીમાં હતો તે) પોતાની પાસે આવ્યો અને અયોગ્ય માગણી કરી, તેથી બેગમે સ્વપ્નમાંજ કાજીના દીકરાનું નામ લઇને બૂમ પાડી કે મારી લાજ લે છે: તે ઉપરથી નજીકનો નોકર

દોડી આવ્યા, ને ઠેઠ બાદશાહ સુધી વાત ગઈ કે કાજીનો દીકરો રાત્રે બેગમની ખાજ લેવા આવ્યો હતો. બાદશાહ તરતજ બેગમ પાસે ગયો ને પૂછ્યું. ત્યારે બેગમ ગભરાઈ. સ્વપ્નમાં બૂમ પડાઇ ગઇ એ સાચું પણ તે તદ્દન સ્વપ્નજ હતું. બૂમ પાડીને નામ દીધા છતાં હવે બીજી રીતે બોલે તો બાદશાહને વ્હેમ આવે; અને ખરી વાત છૂપાવી જૂઠું બોલે તો કાજીનો દીકરો નાહક માર્યો જાય; તેથી બેગમ કાંઇ બોલી શકી નહિં, ને ગભરાઇ ગઇ. તે દેખીને બાદશાહને ખાત્રી થઈ કે જરૂર તે ઇસમે બેવફાઇ કરી હશે. તુરત હુકમ થયો કે તે છોકરાને પકડી લાવો, કાજીનું ઘરબાર લૂટી લ્યો, અને છોકરાને ગરદન મારો. કાજીનો દીકરો શોધતાં જડયો નહિં તેથી બાદશાહને વહેમ પડયો કે તેને કાજીએ સંતાડી રાખ્યો છે, અને રજુ કરતા નથી, સબબે બે દિવસની મુદ્દત આપી. કાજી જાણુતા હતા કે સાડા ત્રણુ દિવસની આફ્ત છે; પરંતુ અત્યારે તો આફ્તમાં બધું ભાન ભૂલી ગયા હતા. છોકરાને આખરે રજુ ન કર્યો તેથી બધાં ઘરનાંને ગરદન મારવાનો હુકમ થયો. ત્રીજે દીવસે બપોરે ગરદન મારવાનો સમય હતો, ત્યાં સુધી છોકરાને રજુ કરવા મુદત આપી હતી. જ્યારે ગરદન મારવા લાગ્યા ત્યારે કાજીને પણુ સાડાત્રણુ દીવસની હોરા પૂરી થવાથી ભાન આવ્યું, તેથી ગરદન મારનારને કહે કે પેલી પેટીની કુંચી મારી પાસે છે તે બાદશાહ સલામતને આપી આવું ત્યાં સુધી જરા થોભો: કુંચી બીજાને નહિં અપાય. મારે જાતેજ આપવી પડશે, માટે તેટલી પાંચ દશ પળનો અવકાશ મળવા આજીજી કરી ત્યારે આફ્તની મુદત પુરી થવાથી અમલદારના પણુ મનમાં આવ્યું કે વાત ખરી છે, તેટલામાં કાંઇ બગડતું નથી. પછી એ કુંચી આપીને રાજા પાસે પેટી ઉઘડાવી ત્યારે બાદશાહના પહેરામાં રાખેલો કાજીનો દીકરો નિકળ્યો, તેથી બેગમને ગરદન મારવા બાદશાહ ઉપડયો, ત્યારે બધા વચ્ચે પડવાથી ખરી વાતનો ભેદ જાણુવા માટે બેગમને અભય વચન આપ્યું તથા કસમ આપ્યા ત્યારે સ્વપ્નની ખરી વાત કહી, તે ઉપરથી બધાનું સમાધાન થયું. આ સ્થિતિથી બધાંની આંખ ઉઘડી ગઇ. દુનિયામાં આવી ગેરસમજના કલેશો જોવામાં આવે છે, અને તેથી મહા ઘોર અનર્થો થયેલા જોઇએ છીએ. આ બનાવમાં કોની કસુર કહેશો ? માટેજ કહેવત છે કે વાંક વિધાતાનો, ને તેથીજ નશીબ, કિસ્મત અગર ભાગ્યને માનવું પડે છે. તેમાંથી કોઇજ મુક્ત નથી. જીંદગીની કેટલી ક્રાંતિઓ થાય છે તે પ્રત્યેકને અનુભવની વાત છે.

ઉપર મુજબ વ્યક્તિની પ્રકૃતિ અગર સ્વભાવ તથા રૂચિને ક્રાંતિનાં

કારણ કહ્યા છે, પરંતુ બારીકીથી જોતાં આગળ કહ્યા મુજબ વાસના તથા અજ્ઞાન પણ તેના પેટામાં આવી જાય છે. વાસના રહિતનું કર્મ, ઉપાસના અગર જ્ઞાન મોક્ષદાયી ગણેલાં છે. કર્મ અગર ઉપાસનાથી સ્વર્ગ આદિ પ્રાપ્ત કરીને પણ ઇશ્વરની તાબેદારી કરવાની છે, અને નિષ્કામીને કાંઇજ નથી. બ્રહ્મા ઇંદ્ર ઇત્યાદિ દેવોને તેમ રામકૃષ્ણ ઇત્યાદિ મનુષ્ય રૂપે ભગવાનને પણ ગુરૂ બ્રાહ્મણ આદિને નમન કરીને તાબેદારી બતાવવી પડતી હતી, અને મહર્ષિ તથા બ્રાહ્મણો કે જે નિષ્કામ હતા તેમને તેજ રામકૃષ્ણ પગે પડીને માન આપતા હતા, એટલે કે કેવળ સત્વગુણ પ્રધાન બુદ્ધિ થાય તો પછી ગમે તે માર્ગ ગ્રહણ કરશો તો તે ઉત્તમજ છે. અસુર બુદ્ધિ મટી કે વાસના ગઇ કે ક્રાંતિ તો શું પણ ઉત્ક્રાંતિ થઇ સમજવી.

આ પ્રમાણે વ્યષ્ટિની ક્રાંતિ મુખ્યત્વે સ્વભાવને લઇને થાય છે. હવે સમષ્ટિ માટે કાંઇક કહીએ. ઉપર વ્યક્તિ માટે કહ્યું તે પ્રમાણે એક કુટુમ્બમાં સમષ્ટિના સ્વભાવ અગર પ્રકૃતિને લઇને સુર અસુર હોય છે; તે પ્રમાણે આખા ગામમાં, દેશમાં અને આખા બ્રહ્માંડમાં હોય છે. માટે સમષ્ટિનું મૂળ જે વ્યક્તિ તે કોઇ પણ વ્યક્તિએ બીજાનો દોષ અગર તિરસ્કાર કરવો જોઇએ નહિં. ટુંકામાં કહીએ તો પોતાના મત ઉપર અતિ અનન્ય પ્રેમ રાખવો અને તે રસ્તે પ્રવૃત્તિ પરાયણ થવા માંડવું એટલે તે માણસને બીજાનો તિરસ્કાર કરવાનો અવકાશ નહિ મળે; કેમકે દુનિયાના બધા ધર્મો જોઇ વળશો તો કોઇના ધર્મમાં અન્યનો તિરસ્કાર કરવાનું લખ્યું નથી, પણ કાળાન્તે મૂળ સિદ્ધાન્તો ન સમજાયાથી, તેમ પ્રવૃત્તિ નિવૃત્તિમાં ફેરફાર થવાથી, અગર કાળ બદલાવાથી વિકાર અને કેટલીક ગેરસમજ ભરેલી સ્થિતિ થઇ ગઇ છે! તેમ થાય તેમાં કાંઇ નવાઇ નથી. સ્વભાવને લીધે ક્રાંતિજ મૂળ કારણ છે. દાખલા તરીકે વડના એક નાના રાઇ જેવડા બીજમાંથી ફણગો ફુટી એકમાંથી બે ભાગ થાય છે ને તે પછી તેમાંથી અનેક થઇને થડ, ડાળાં, પાંખડાં, પાંદડાં, ફળ વિગેરે વધી મહાન વૃક્ષ જ્યારે થાય છે ત્યારે વૃક્ષ જોઇને કોઇની કલ્પના પણ ભાગ્યેજ થઇ શકે કે કેવી નાની બીજમાંથી કેવડું મોટું અને વિવિધ પ્રકારનું વૃક્ષ થયું, વિકાર એટલો પૂર્ણ અને વિચિત્ર થાય છે કે મૂળ સ્વરૂપનું તો જાણે નામ નિશાન પણ રહેતું નથી. વડનું બીજ ભાંગીને જોવાથી આ વિકાર બીલકુલ દેખાતો નથી તો પછી તે ક્યાંથી બધું થયું! આ ન્યાયથી જેવું પિંડમાં તેવુંજ બ્રહ્માંડમાં

સમજવું. આપણે રોજના કામમાં જોઇએ છીએ કે એક ન્યાતમાં અગર જાતમાં અગર ધંધો અગર કોઈ સંસ્થા શરૂ કરી હોય છે તેમાં થોડાજ વખતમાં કેટલા અને કેવા ફેરફાર થાય છે? યુરોપના તત્ત્વ જ્ઞાનીયોમાં જોશો તો એક વિદ્વાન પોતાનો મત સ્થાપન કરે છે કે તરતજ બીજો તેનું ખંડન કરે છે. અને હજુ પણ તેનું જ્ઞાન વિજ્ઞાન ક્રાંતિ દશામાંજ છે; તો પછી ઘણાજ પ્રાચીન સમયના, સિદ્ધાંતોમાં ગેરસમજ થાય અને તેથી મત ભેદ પડે તેમાં આશ્ચર્ય શું? અજ્ઞાનથી ઘેરાએલા એટલે મલિન વાસનાવાળા ઘણા લોકો કહે છે કે હિંદુધર્મનું ઠેકાણુંજ ક્યાં છે? ઋષિઓ તો માંસાહારી હતા, બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય વચ્ચે રોટી બેટી વ્હેવાર ચાલતો હતો, હાલ ગણાતાં શાસ્ત્રનાં તત્વો પ્રસંગે શિથિલ થતાં હતાં, વેદમાં તો કોઇ કોઇ ઠેકાણે ગાંડું ગાંડું આવે છે, ધર્મ તો અનેક થઇ ગયા, કોઇએ નિર્ણય કર્યો નહિં, બધા લડી મુઆ, હેવ જોઇએ તો થોકબંધ, કોઇ પણ પ્રકારનો નિર્ણય મળે નહિં, સમજી શકાય એવો એક માર્ગ નહિં, બ્રાહ્મણોએ બગાડી નાંખ્યું, પૈસા ખાઇને અગર વિદ્યાના ગર્વમાં બધો ધર્મ ડહોળી નાંખ્યો. તમામ પંથોના અગ્રેસર બ્રાહ્મણોજ થયા, અને બધાનું બગાડી નાંખ્યું. આ પ્રમાણે ધર્મ તથા તેમના ગુરૂ બ્રાહ્મણો ઉપર ગાળોનો વરસાદ પડે છે. અમે અભ્યાસ કરતા હતા તે વખતનું સુધારાવાળું શિક્ષણ એવુંજ મળતું. તેમ વાતાવરણમાં પણ એવું હતું કે આપણું એટલું બધું ખોટું અને વિલાયતી એટલું બધુંજ સારૂં. હવે બીજી તરફથી જૂના વિચારવાળાઓ ઇંગ્રેજી ભાષા અગર ઇંગ્રેજના સ્પર્શથી પણ અભડાતા હતા. નિર્બળ પણ ગુસ્સાબાજ જેમ કોઇ બંદુક લઇને મારવા આવે તેના સામા તેવા શસ્ત્રથી થવાને બદલે "તારી બંદુકમાં કીડા પડો" એવી નામરદી ગાળો દઇને તે નબળો માણસ સંતોષ પામે તેવી સ્થિતિમાં હતા; પરંતુ હવે સારા ભાગ્યે તે જમાનો બદલાઇ ગયો છે, અને દંભ તથા અજ્ઞાન દૂર મૂકીને પોતાનું સારૂં શોધી લેવાનો શુભ અવસર આ શાન્તિના સમયમાં દરેકને આવ્યો છે. જૂના અને નવા વિચાર વચ્ચે અંતર હતો તે, ગાંધીજીના સ્પર્શાસ્પર્શ તથા પટેલ બીલ જેવાં વિઘ્નો આવે છે તો પણ, હવે કમી થવા માંડયાં છે, બન્ને પોતાના ગુણદોષ સમજવા માંડયા છે, અને બન્નેનું સંમેલન. ( Field of the cloth of gold ) ક્રમે કરીને થશે. એમ ક્ષિતિજમાં દેખાય છે. માટે અનુભવ ઉપરથી તથા પ્રત્યક્ષ પણ દેખાય છે કે ધર્મ તથા બ્રાહ્મણ ઉપરના બધા આક્ષેપો બુદ્ધિ તથા અર્થ વિનાના છે. આ ઉપરથી લાગે છે

કે આ ધર્મ તથા બ્રાહ્મણો ઉપર જે આક્ષેપો મુકાયા છે તે બધાજ ભ્રમ છે. પાડાના વાંકે પખાલીને ડામ દેવા જેવું છે. કેમકે ખરૂં કારણ ક્રાંતિજ છે. આર્ય ધર્મની ખૂબી એ છે કે તેમાં સર્વ કોઇ મત અને વિચારનો સમાસ થાય છે અને તે દરેક તરફ તટસ્થ વૃત્તિથી જુએ છે; જેને જે કાંઇ પ્રવૃત્તિ કરવી હશે તેને તે લાભકારક છે એમ સમજાવે છે, ઉલટા એમ માનો કે તમને વિશાળ ક્ષેત્ર આપ્યું છે. વિદ્યાર્થીની અવસ્થામાં એક સાધુની જમાતના આગેવાન મહાત્માને અમે મળવા ગયા હતા ત્યાં જે કોઇ આવ્યા તેને તે સંત સારૂંજ કહેતા હતા. દરેક સંપ્રદાયના માણસોને તેને અનુકૂળ અને રૂચિકારક હોય તેજ કહેતા હતા, તે જોઇને અમે પૂછયું કે મહારાજ એમ કેમ બને ? બધુંજ સાચુ કેમ બને ? તે વખત અમારી ધુન પ્રાર્થના સમાજ ઉપર હતી. તે પણ તે મહાત્માએ વખાણી ત્યારે અમે કહ્યું કે તમે તો ખોટું બોલો છો, અને ફોસલાવો છો, અગર જમાતનું પુરૂં કરવા બધાને સારા કહોછો, ત્યારે તેઓ કહે કે એજ ખરો ધર્મ છે, કોઇનું ખોટું નથી, જેની જેના ઉપર શ્રદ્ધા હોય તે ડગાવવી નહિ જોઇએ, પણ તેમાંજ તેને જ્ઞાન તથા ઉત્તેજન આપવું જોઇએ. હવે આટલા અનુભવ અને આજ અમને લાગે છે કે આ મહાત્માના બોધ ઉત્તમ હતા, અને તેજ ધોરણો ઉપર શાસ્ત્રો રચાયાં છે. એક શોખીન ખાનારને ઘણી ચીજો પીરસી હોય તેમાં એક બીજી જો ભેગી થાય તો મીજાજ જાય છે. કઢી ને ભાત ભેગાં કરીને ખાવાનું છે તો પણ કઢીમાં ભાતનો દાણો પડી જાય તો જુલમ થયો માનીને તોબા કરાવે છે; પરંતુ પરમહંસને તો દુધપાક અને કઢી બધું ભેગું કરીનેજ ખાવાનું છે, તેમ અજ્ઞાનની દશામાં સૌ સૌને રૂચિકર ઇષ્ટ પ્રથક્ ભલે હોય તથા તે ઉપર અંધશ્રદ્ધા અને ભક્તિ ભલે હોય, અને તે હોવી જોઇએ, પરંતુ પેલા જેમ શોખીનને રોગ ગ્રસ્ત થઇને પથ્યમાં બધું મૂકી દઇને અંતે હારીને થાકીને સ્વાદ અને શોખ છોડવાં પડે છે તેને બદલે પેલા પરમહંસ આફ્ક પડતાં મૂકે તો તે તેની સંસ્કારની વાત છે. વળી ખરી વાત એજ છે કે મોંમાં તથા પેટમાં જેમ પાછળથી બધું ભેગું થાય છે તેજ કાર્ય જ્ઞાની પરમહંસ જરા અવલ કરે છે, બાકી પરમહંસ પ્રમાણેજ દરેક ધાર્મિક ભક્તને આખર બધું એકજ દેખાય છે. માટે દરેક દેવને તથા પંથને માન આપવાનું ધોરણ ઇષ્ટ છે. હવે બ્રાહ્મણોના સંબંધમાં જુવો કે આપણા ધર્મમાં ઇશ્વર ભાવનો અર્થ એટલો સરલ અને વિશાળ કર્યો છે કે બ્રાહ્મણોએ વખતને અનુસરીને ઠીક લાગ્યું તે વખતે તે પ્રમાણે પ્રમાણિકપણે સત્યજ

લખેલું છે કે તેથી કર્ગાને દરેક પ્રકારના માણસનું સમાધાન થઇ શકે જુઓ કે નવા જમાનામાં એક મુંબઇ ઇલાકામાંજ ડાકટર ભંડારકર, તેલંગ, રાનડે, ગોખલે, તિલક, પરાંજપે, ખાપરડે, દેશમુખ આદિ રાજા પ્રજાના નેતા બ્રાહ્મણો થયા તેમ ઠેઠ પ્રાચીન કાળથી જોશો તો દેવતાઓનો ગુરૂ બૃહસ્પતિ તે બ્રાહ્મણ, અને અસુર રાક્ષસોના ગુરૂ મહા પવિત્ર શુક્રાચાર્ય પણ બ્રાહ્મણજ હતા; ક્ષત્રિઓના વસિષ્ઠ, વિશ્વામિત્રાદિક, કૌરવ તથા પાંડવ બંનેના ગુરૂ બ્રાહ્મણ દ્રોણ, નંદ તથા મૌર્ય રાજાઓના રાક્ષસ ( રાક્ષસ નામનો બ્રાહ્મણ નંદનો પ્રધાન હતો ) તથા ચાણક્ય, શિવાજીના રામદાસ, અને મહારાષ્ટ્રના ઇતિહાસમાં બ્રાહ્મણોનાં પરાક્રમો દેખાય છે તેમાં તો છેવટ બ્રાહ્મણ દીવાન અને રાજા તરીકે પેશ્વા સરકાર થયા ! પેશ્વાના નાબાના સિંધીયા હોલ્કર વિગેરેની સેવા તથા તે તે અંગે હિંદુસ્થાનની સેવા બ્રાહ્મણોએ કરી છે. પેશ્વાઇ સામ્રાજ્ય થવામાં પ્રભુનો સંકેત જુઓ કે માંસાહારી સિવાય રાજ્ય કોઇ કરી શકેજ નહિ, એ સૂત્ર ખોટું પાડવા માટેજ જાણે કે પેશ્વાઇ રાજ્યની યોજના નિર્માણ થઇ હોય એમ લાગે છે ! વળી બ્રાહ્મણોએ પ્રસંગે ક્ષાત્ર ધર્મ બજાવીને પણ રાજા પ્રજાની સેવા કરી છે. પરશુરામ, દ્રોણ અશ્વત્થામા, કૃપ, વિશ્વામિત્ર, આદિ અનેક દાખલા છે. બ્રાહ્મણનું મહત્વ જુઓ કે મુચકંદને ભગવાને વરદાન આપ્યું તેમાં પણ હવેના જન્મમાં બ્રાહ્મણ થઇને મારા અદ્વૈતને પામીશ એમ કહ્યું છે; નરસિંહ મહેતો તે મુચકંદનોજ અવતાર કહેવાય છે. આ બધાનું રહસ્ય જોઇએ. બ્રાહ્મણોને શ્રેષ્ટ માનવાનું કારણ ફક્ત એકજ દેખાય છે, તે એકે વર્ણાશ્રમના ભેદમાં શૂદ્ર, વૈશ્ય અને ક્ષત્રિયને અનુક્રમે સેવા કરીને અભિમાનનો યજ્ઞ કરવા, અને શરીરનો યજ્ઞ કરવા આજ્ઞા છે: પરંતુ બ્રાહ્મણને તો એ બધા ત્યાગ ઉપરાંત કઠિણમાં કઠિણ ત્યાગે " માનસિક અહંતા તથા વાસના ત્યાગ " કહેલો છે; તે કોઇ બીજાથી થઇ શકેજ નહિ. અષ્ટાવક્રે જનકરાજાને બોધ કર્યો તે ઉપરથી તેને રાજ્ય આપ્યું તે તેણે પાછું રાજાને આપ્યું, વળી યાજ્ઞવલ્કયને જનકે આપ્યું તે લીધું નહિ, રામચંદ્રે વસિષ્ઠને અર્ધ રાજ્ય આપ્યું તે લીધું નહિં, ને રામદાસને શિવાજીએ આપ્યું તે લીધું નહિં ! આ પ્રમાણે વાસનાનો ત્યાગજ બ્રાહ્મણનો ત્યાગ છે. બ્રાહ્મણ માટે ત્યાગ, નિઃસ્પૃહપણું, વૈરાગ્ય, નિડરપણું, સત્યવક્તાપણું, અને મોક્ષમાર્ગદર્શકપણું, એમ અપૂર્વ ફરજો રાખી છે. પ્રાચીન કાળમાં બ્રાહ્મણ મંત્રિઓ તો હતા પણ તે સાથે પુષ્પમિત્ર તથા વસુદેવ બાદશાહો બ્રાહ્મણ થઇ ગયા છતાં

બ્રહ્મત્વ છોડયું નહતું. વિદ્વત્તામાં પણ આ જાતે હજુ સુધી શ્રેષ્ઠપણું સાચવ્યું છે. હજુ પણ આર્યાવર્તમાં બ્રાહ્મણોજ આ કાર્ય મુખ્ય કરે છે. પછાત પડેલા ગુજરાતમાં પણ આ વર્ગ મુખ્ય બોજો ઉઠાવે છે, ને પ્રજા બંધુઓની સેવા કરે છે. બ્રાહ્મણની ભિક્ષા પણ ધર્મ રક્ષણ માટે છે. એક પૈસો અગર ચપટી લોટ લઇને ઘેરેઘેર ફરી, પ્રસંગે અપમાન સહીને પણ બ્રાહ્મણ તથા સાધુ વર્ગ જનસેવા કરે છે. ગામડામાં ઘામોટજ પ્રકાશનું ધામ ગણાય છે. બંગાળામાં બ્રાહ્મણોનું અડધો અડધ તત્વ મુખ્ય છે. મદ્રાસ તથા દક્ષિણમાં વિશેષ છે, ને ગુજરાતમાં અધોગતિએ ગયા છતાં બ્રાહ્મણે ( ખાસ નાગર જ્ઞાતિમાં વિશેષ જોવામાં આવે છે ) સ્થાન સાચવ્યું છે. કૉલેજની સંસ્કૃત સ્કોલરશીપ લેવાની તથા કોઇ પણ પ્રકારની આગેવાની કવિ તરીકે, વિદ્વાન તરીકે, અગર છેવટ સુધારક તરીકે પણ હજુ આ બ્રાહ્મણોએ ઘણે ભાગે સાચવી છે નરસિંહ મહેતા, કવિરાજ અલખ બુલાખીરામ* ગુજરાતના બાયરન અગર કાલિદાસ દયારામ, તથા નવાબી તથા પેશ્વાઇ વખતના ગુજરાતના નાગર÷ કવિઓની ખ્યાતિ મશહૂર છે; તેમ રાજકીય તથા શૂરાતનના ક્ષેત્રામાં ગુજરાતના નાગરમાં છબીલરામ ગિરધર બહાદુર,× જુનાગઢના મુલકગીરી કરી જોરતલબ બેસારનારા અમરજી દીવાન.+ તેમના દિકરા રણછોડજી તથા કાઠીઓના પ્રભા-

---

* કવીશ્વર ચુનીલાલ દલપતરામ તથા લલુભાઇ દલપતરામ. આ કવિઓના વંશજ અમદાવાદમાં વર્ષાસન તથા છત્રી મશાલ ભોગવતા. કવીશ્વર શોભારામ તથા આદિતરામ કવીશ્વરના વંશજનું કુટુંબ હજી પણ કવીશ્વરથી ઓળખાય છે.

÷આ ગૃહસ્થે જજીયાવેરો માફ કરાવ્યો હતો. તેના પરાક્રમની ઘણી વાતો હજુ ચાલે છે. હજી નાગર ગૃહસ્થના લગ્ન વખતે ગીતોમાં " રાય છબીલી પામરી " એમ ગવાય છે.

×આ ગૃહસ્થે બાદશાહ તરફથી માળવા સર કર્યું હતું, અને પેશ્વા સાથે ધર્મનો વિરોધ ન છતાં ફક્ત ફરજની તથા નિમકહલાલીની ખાતર, ખુનખુવાર યુદ્ધ કર્યું હતું, તેમાં હજારો નાગર આખર સ્વધામ ગયા અને નાગરનું સૈન્ય તે દિવસથી વસ્તી ઓછી થવાથી નષ્ટપ્રાય થઇ ગયું. સવામણ જનોઇ બળ્યાં એમ કહેવાય છે. બીજા સુબાઓ મુલક પચાવી માલેક થઇ પડયા અને આ નાગરે જાન આપ્યો.

+ આ ગૃહસ્થોનો તથા ભાવનગરના ગૃહસ્થોનો ઇતિહાસ " ગવર્નમેંટ ગેઝેટીયર "માં છે.

શંકર, ભાવનગરના શામળભાઇ,-ગગાભાઇ, ભુજના લક્ષ્મીદાસ ઉપરાંત રૂપજી દેસાઇ, કૃપાશંકર, રાજપીપળાના જેઠાલાલ ત્રવાડી, પુરેમલ, હોડીઆ, શંભુરામ તથા તેમના પુત્ર નભુભાઈ વિગેરેનાં નામ સુપ્રસિદ્ધ છે. નડીયાદના હમણાંના વિદ્વાનોએ નાગરને તથા બ્રાહ્મણને તેમ ગુજરાતને બહુ ગર્વનું કારણ આપ્યું છે. તો પણ એકંદરમાં તથા ખાસ ગુજરાતમાં જે બ્રાહ્મણ માટે શાસ્ત્રમાં આવી ઉચ્ચ કલ્પના છે તેજ બ્રાહ્મણની હાલના જમાનામાં સામાન્ય દુર્દશા જોશો તો સહજ ખ્યાલ આવશે કે અધોગતિ કેટલી થઇ છે. દાખલા તરીકે જુઓ કે અમદાવાદમાં અમે ભણતા હતા તે વખતે બ્રાહ્મણોની ચોર્યાશીની ન્યાતના જમણમાં બ્રાહ્મણો જે ક્ષત્રિયપણું બતાવતા હતા, અને જેનું વિસ્મરણ હજી સુધી થયું નથી, એટલુંજ નહિ પણ આજ ચાલીસ પીસતાલીસ વર્ષે પણ તેજ સ્થિતિ સંભળાય છે, એ કાંઈ સાધારણ વાત નથી. મુંબઇ, પુના વિગેરે ઠેકાણે ઘોડદોડની શરતોના પ્રસંગે ફિરો થોડો આગળ જશે, એ સંબંધમાં મત ભેદ પડવાથી આવેશમાં મુસલમાન બંધુઓ લઢી મરે છે અને સરવાળે ફોજદારીઓ થાય છે તેવાં નજીવાં કારણોને લઇને આ ઋષિપુત્રો, ન્યાતોના જમણના પ્રસંગે યુદ્ધો કરે છે. આ યુદ્ધોના કારણોમાં જમવા બેસવાની જગા માટે સહજ બોલાચાલમાંથી વાત વધી પડે, અને પછી તેમાંથી લાકડીઓ તો શું પણ વાંસડા ઉડે ! શાક માગતાં કોઈ ના પાડે તો મુંબઈના પ્રસિદ્ધ તાલીમબાજની રીતથી એકદમ થપ્પડથીજ વાત કરે; સામો પણ નબળો નજ હોય ! પછી તે મારામારીમાં શાકનું કુંડું મારવામાં અગર ખેંચતાણમાં ભાગી જવાથી બીજાઓને શાક ઉડે તો તે લોકો ઉપડે અને બંનેને મારે ! આ યુદ્ધના પાત્રોમાં શાકનાં કુંડાં, દાળના પડીઆ તેમજ ઘડા ઉડે; તેથી ન પતે તો લાગમાં આવે તો ખાવાના લાડુઆના ગોળા ઉડે, તેમાંથી વાંસડા ઉડે, અને કલહનો અગ્નિ ઘણોજ તીવ્ર હોય તો રસોઇની ધગધગતી ચારીમાં પણ એક બીજાને ઝંપલાવવામાં ચૂકે નહિ ! આહવી મોટી અંદરઅંદરની પવિત્ર ઋષિઓની પવિત્ર યાદવાસ્થળિઓ ( Civil or Holy wars ) થાય તે અટકાવવાના હેતુથી અગર થયાં પછીથી બંદોબસ્ત માટે પોલીસને અબોટીયાં પહેરીને અંદર પડવું પડતું હતું, અને દરેક યુદ્ધ પ્રસંગે પાંચ પચીસ જખમી થતા હતા, તે પણ ક્ષાત્ર તેજનાં અંકુર દર્શાવે છે ! તેમ ત્રીજી સાલેજ મહાત્મા બેરોનેટ સર ચીનુભાઇની ચોર્યાસીની ન્યાત થઇ તેમાં પણ દ્રોણ, કૃપ, અશ્વત્થામા, આદિ પ્રકટ થઇ યુદ્ધ ઉત્તમ થયું હતું ! હાલના બ્રાહ્મણના ક્ષાત્ર તેજમાં તથા શાસ્ત્રમાં

"પારકું ખાય તે વૈકુંઠમાં જાય" આજ મહામંત્ર થઇ પડયો છે! અસ્તુ બાકી બ્રાહ્મણત્વની મૂળ ભાવના જુઓ કે બ્રાહ્મણોની નિડરતા તથા પ્રજા પરોપકારનાં દષ્ટાંતોમાં નહુષ, વેન, સૌદાસ, નિમિ જેવા મહાન પરાક્રમી પણ અવિનયી રાજાઓને દેહાંત સુધી શિક્ષા કરી ચુકયા છે, તેમ પોતે ધર્મની ખાતર સોસવામાં બાકી રાખી નથી. દૈત્યરાક્ષસ—એટલે કે તેવી વૃત્તિના રાજાઓના રાજ્યમાં ફકત ધર્મ પાળવાની કસુર બદલ અપૂર્વ સંકટો તથા અકાળ મૃત્યુ સોસ્યાં છે. રાવણને તો બ્રાહ્મણના માંસ સિવાયનો ખોરાક કામનોજ નહિ! રામચંદ્રના પ્રયાણમાં બ્રાહ્મણના હાડકાના ડુંગરાનું વર્ણન વાંચ્યાથીજ સમજાય. કંસ, હિરણ્યકશિપુ આદિના ત્રાસ મશહુર છે. બાદશાહીમાં પણ કેવાં સંકટ વેઠયાં છે? આ બ્રાહ્મણો અનાદિકાળથી ત્રાસ તથા સંકટ ભોગવતા આવ્યા છે. હાલની હાડમારી કાંઈ નવીન નથી. જો સ્વધર્મ ગ્રહણ કરશે તોજ બચશે. ખેર. બ્રાહ્મણની કાર્યદક્ષતા જુઓ કે હાલના કોળી, વાઘરી ભિલ્લ તથા જંગલી અનાર્ય પ્રજા જેવી કે ધાણુકા, ચોધરા, ગામતડા, દુબલા, નાયકા, ઇત્યાદિક લોકોને સીકોતર, વરાઇ, ખોડીઆર, મેલડી, જેવી દેવીઓ તથા હડમાન (હનુમાન) ભૈરવ, શામળાદેવ, તથા દેવદેવીઓ આપી અને ભંગીઆઓને ઝાંપડી દેવી આપીને એટલે કે છાણના દેવને કપાશિયાની આંખ્યો, અને ચામડાના દેવને ખાસડાની પૂજા જેવી વ્યવસ્થા કરીને પણ ધર્મમાં રાખ્યા, અને લોકોના વલણને અનુસરીને પંથો કરી આપ્યા. શીશોદિયા રજપુતના ગોર થઇ પલ્લિવાલ બ્રાહ્મણ રજપુત માફક પાઘડી સુદ્ધાંત કપડાં પહેરીને હજી પણ જમે છે, આગળ વધીને હજામ, દરજી, તથા ઘાંચી, મોચી, ડબગર, ધોબી, ઇત્યાદિ શૂદ્રોના પણ ગોર થયા; સારસ્વત થઇ લુહાણા સાથે રોટી વ્યવહાર કર્યો, તથા ઓસવાળ વણિક સાથે સેવક થઇને રોટી વ્યવહાર કર્યો, તથા છેવટ જુઓ કે હમણાં જોઇએ છીએ તેવી રીતે ઢેડના ગોર ગરોડા તે પણ બ્રાહ્મણનો દાવો કરી ગરૂડ ઋષિના વંશજ અગર ગર્ગાચાર્ય ઋષિનો પરિવાર હોવાનો વિગેરે દાવો કરે છે! વળી એક વિચિત્ર વાત એવી ચાલે છે કે શ્રી જગન્નાથજીની મૂર્તિ, એ મૂળ બૌદ્ધ લોકોની દેવી હતી, અને બૌદ્ધ ધર્મ બહિષ્કૃત થયા બાદ પણ બ્રાહ્મણોએ સમયસૂચકતા તથા યુકિત વાપરીને દુશ્મન બૌદ્ધના દેવને પણ એવું સ્વરૂપ આપ્યું છે કે આજ કોઇને સ્વપ્નામાં ખ્યાલ પણ ન આવી શકે કે આ દેવ તે મૂળમાં બૌદ્ધના દેવ હશે! શ્રીજગન્નાથની મૂર્તિ માટે શાસ્ત્રીય યોજનાઓ ઉપરાંત આ વાત પણ ચાલે છે. મતલબ કે બ્રાહ્મણોએ દરેકના ધાર્મિક નેતા હરેક પ્રકારે થઈ, હિંદુસ્થાનમાં ગમે તેમ કરીને

ધર્મનાં બીજ રાખ્યાં કે જેને પરિણામે, લાખો કરોડો વર્ષ થયાં હશે તો પણ હજુ આર્ય ધર્મ પોતાના મૂળ સિદ્ધાન્તમાંથી લેશ માત્ર ખસ્યો નથી. અનેક ક્રાંતિઓ થઇ પરંતુ ધર્મ પુસ્તકો તરીકે રામાયણ, ભાગવત, ગીતાજ વંચાય છે, ને વંચાશે ! વેદાંતરૂપી મેરૂ પર્વત ઉપર વેદના કાળથી તે આજ સુધી લાખો ઉત્પાતો તથા હુમલાઓ થયા, પરંતુ અક્ષયગઢ હજુ અક્ષત્ત ઉભો છે ! ત્યારે જુઓ કે યુરપમાં મત દરરોજ બદલાતા જાય છે, તેનું હજુ ઠેકાણું પડતું નથી ! બ્રાહ્મણના જાતિ સ્વભાવનુંજ આ પરાક્રમ છે. હિંદુઓની અનેક ક્રાંતિઓ થઇ પરંતુ સત્ય વસ્તુ અડગ છે.

દરેક સમષ્ટિની ક્રાંતિ પણ ઉપર મુજબ વ્યષ્ટિ માફકજ છે. સવાલ એટલોજ છે કે દરેક વર્ણાશ્રમવાળો પોતાના ધર્મ પાળે તો પછી કોઇ કોઇનો દોષ કાઢી શકેજ નહિં. તેમ અરસપરસ દ્વેષ કરી શકે નહિં. સૂર્યવંશી એક રાજાને ત્યાં એક બ્રાહ્મણ આશીર્વાદ આપવા ગયો ત્યારે રાજાએ તેમની શાખાના મૂળ પુરૂષ પુછતાં અગસ્ત્યનું નામ દીધું એટલે પાણીનાં કુંડા ભરાવી મગાવ્યાં. એટલે પેલો બ્રાહ્મણ એક પથરો પડયો હતો તે ઉપાડીને લાવ્યો. બંને ચતુર હોવાથી સમસ્યામાં સમજી ગયા. મતલબ કે વ્યક્તિરૂપ ધર્મ પાળે તો સમષ્ટિ આપો આપ સુધરે.

ક્રાંતિનો રંગ આ પ્રમાણે છે. વળી શાસ્ત્રોની વિશેષ ખુબી જુઓ કે ક્રાંતિ માટે સ્વભાવ તથા વાસનાનું પરિબળ પ્રત્યક્ષ બતાવવા ખાતર ઇશ્વરે વ્યક્તિરૂપે પણ આપણા પામર પ્રાણીની માફક આપણી સાથે રહીને સુખ દુઃખનો અનુભવ લઇને આપણને દાખલો આપ્યો છે; અગર તેવી ઉચ્ચ કલ્પના કરાવીને ક્રાંતિદર્શક આદર્શો આપ્યા છે. સુખ દુઃખના, સહનશીલતાના એમ એકંદરે દરેક બાબતના અનુભવ એવા કરાવ્યા છે કે દુનિયામાં કોઇ માણસ એમ ન કહી શકે કે હું દુઃખી છું; કેમકે જરા વિચાર કરે તો શ્રી કૃષ્ણ, પાંડવો, શ્રીરામ વિગેરેને જે દુઃખ પડયું તેના હિસાબે કોઇ પણ માણસનું દુઃખ લેખવા જેવું નિકળશે નહિં. જુઓ કે શ્રી કૃષ્ણના જન્મ પહેલાંજ બધા ભાઇઓ મૃત્યુ પામ્યા, જન્મ પહેલાં માબાપ કેદમાં, પોતાનો જન્મ પણ કેદખાનામાં, જન્મતાંજ દોડાદોડ અને ભય, જન્મ પછીના બનાવો પણ પ્રસિદ્ધ છે. પાંડવો સદ્‌ગુણોના તથા શુરાતનના અવતાર છતાં, અને પ્રભુ સાથે છતાં, શું વેઠયું છે ? તેમનો અંત કેવો આવ્યો હતો ? રામ અને સીતાનાં કેવાં દુઃખ ? રામચંદ્રજીએ સીતાનો ત્યાગ કરી જન્મ સુધી માનસિક

દુ:ખ જોયું. આ ત્યાગનો નેપોલિયનના જોસફાઇનના ત્યાગ ( Divorce ) સાથે કાંઇક મુકાબલો થઇ શકે તેવો છે. નેપોલિયનનો દાખલો બીજું લગ્ન કરવાથી ઉતરતી પંક્તિનો છે, તો પણ બન્નેએ હૃદયમાં શલ્ય છતાં પોતાનું કર્ત્તવ્ય ઠેઠ સુધી કર્યું. સીતાના દુ:ખની યાદગિરિમાં હજુ પણ ઉપમામાં "સીતાજીના વીત્યા" એમ કહેવત ચાલે છે. આ બધાનો બુદ્ધિથી વિચાર કરવાનો છે, કે સુખ દુ:ખ માણસે શાંતિથી સેહેવું જોઇએ. સંસારમાં વર્તન કેવું રાખવું તે બદલના આ નમુના ( Models ) આળેખ્યા છે, અને આ મિથ્યા સંસારમાં જ્ઞાન સાથે પણ વ્યવહારનું નાટક કેમ ભજવી બતાવવું અને સ્થિર રહેવું, એ દર્શાવનાર કીર્ત્તિ તથા જ્ઞાનના અચળ સ્તંભો બતાવ્યા છે. આ ઉપરાંત વળી જગત્‌ની ઉત્ક્રાંતિ ( Evolution ) જે રીતે પાશ્ચાત્યો માને છે તે અનુક્રમ પણ કેટલેક અંશે સયુક્તિક છે, એમ જાણે બતાવતા હોય તેવી રીતે પ્રાણી, પક્ષી, જળચર, સ્થળચર, બ્રાહ્મણ, ક્ષત્રિય, વિગેરેમાં પોતે અવતાર લીધા છે, તથા જળ, સ્થળ, ચર અને અચર સર્વમાં તે વ્યાપી રહ્યો છે અને ઉત્ક્રાંતિ ક્રમે ક્રમે થાય છે એમ બતાવ્યું છે; તે સાથે ધર્મમાં પૂર્ણ સ્વતંત્રતા આપી છે. રામચંદ્રજી એક ઠેકાણે કહે છે કે "જે જ્ઞાતિજન અને સમીપવર્ત્તી હોય તેઓજ શત્રુની ગરજ સારે છે, અને જ્યારે આપત્તિ આવી પડે છે ત્યારે પ્રહાર કરવા તત્પર થાય છે." શ્રી કૃષ્ણે પણ તેવુંજ કર્યું છે. આ તમામ પ્રભાવ ક્રાંતિનોજ છે. બાકી પામરો માટે જુઓ કે સંસારનો તથા કુંટુંબ કબીલાનો માર ખાનો ખાતો, પેટમાં અનેક દુ:ખો છતાં ઉપરથી હું ઘણો સુખી છું એમ ડોળ ઘાલી સંસારનો લહાવો લેતો હોય એમ માણસ કેટલું જુઠું બોલી દંભ કરીને બીજાને અને પોતાને ઠગે છે ? અવતારી પુરૂષો સજ્ઞાનપણે આનંદમાં રહીને બાહ્ય વ્યવહારના નાટક જેવો કરતા, અને પામર બીચારો અજ્ઞાનમાં પીડાય, એટલો તફાવત બાકી સજ્ઞાનપણે સતત આનંદમાં રહીને બાહ્યાચરણમાં તેમ કર્યા સિવાય ઇલાજ નથી, એમ અવતારોના તથા મહાન પુરૂષોના દાખલા ઉપરથી શિખવાનું છે. સંસારની આહ્નિક તથા પ્રાસંગિક ક્રાંતિઓનાંજ એ બધાં વિપાક ફળ છે. ગમે તેમ કરીને હરેક માણસે સુખ અને સંતોષ મેળવવાનું છે; માટેજ ગીતામા છેવટ શ્રીકૃષ્ણે કહ્યું છે કે "**યથેચ્છસિતથાકુરુ**"

પુનરૂક્તિના દોષની ક્ષમા માગીને કહેવું પડે છે કે દરેક મનુષ્ય જો શુદ્ધ બુદ્ધિથી પોતાથી બને તેટલું સ્વધર્મમાં પ્રવૃત રહેશે તો દુનિયાનો અર્ધો

કલેશ કમી થશે; અને કલેશની નિવૃત્તિ એટલે કે પરિણામે બીજા શબ્દોમાં કહીએ તો સુખની પ્રાપ્તિ, દરેક ધર્મમાં મૂળ હેતુ છે. હવે ક્રાંતિઓના નિયમ પ્રમાણે સુખ મેળવવાનાં દુ:ખ તો આવે છે એ સ્પષ્ટ છે, જુઓ કે માણસને પુત્રની કેવી પ્રબળ ઇચ્છા હોય છે ? આ ઉત્કટ ઇચ્છાથી મન વિહ્વળ થઇ આશારૂપ સંકટ માણસને સંતાપે છે; હવે પુત્ર ગર્ભમાં રહેવા સાથેજ મા તથા છોકરાને તકલીફ તથા ત્રાસ થવા માંડે છે; તથા પિતા થનારને પણ બોજો વધે છે; ગર્ભસ્રાવનું અગર કસુવાવડનું અગર જન્મનું દુ:ખ વળી જુદુંજ, જન્મ્યા પછી મા દીકરાની તબીયત માટે હમેશ ચિંતા અને મહેનત; આધિવ્યાધિ ને ઉપાધિ પણ ત્યારથીજ લાગુ થયાં; પછી ભણાવવાનો ખર્ચ તથા મહેનત વ્યર્થ નિવડે તો તે દુ:ખ; બાદ પરણાવવાના હોંશમાં ઉત્સાહ; પછી ઘેર વહુ લાવવાનો રઘવાટ, વહુ ન મળે તો તે બદલનો સંતાપ; વહુ લાવીને જ્યારે ઘેર આણી કે તુરત દુશ્મન જેવી લાગણી; વ્યભિચારી કે બીજી રીતે દુરાચારી નીવડે તો અપાર દુ:ખ અને કલેશની શરૂઆત; કુટુંબ મોટું હોય અને નિર્ધન હોય તો અપાર દુ:ખ; સાધન સંપત્તિ છત. પણ કલેશ દાખલ થયો કે તરત ઘરમાં બે પાર્ટીઓ ( પક્ષો ) પડવાની; તે પાર્ટીમાં સ્ત્રી તો હમેશ વિરૂદ્ધ પક્ષમાંજ હોવાની પછી બાપ દીકરો એક પક્ષમાં હોય અગર સામસામા પણ હોય; તેમાં દરેકના સ્વભાવ તથા સ્વાર્થ ભિન્ન હોવાથી તથા અજ્ઞાનથી અંતે સાસુ વહુ વચ્ચે, સ્ત્રી પુરૂષ વચ્ચે, જે મા વગર એકક્ષણ રહી શકતો ન હતો તેવા દીકરાની તેજ મા એમ મા દીકરા વચ્ચે, ભાઇ બેન વચ્ચે, બેન બેન વચ્ચે, એમ અનેક પ્રકારે કલેશ થઇ સંસારના લાહાવા લેવામાં બીચારો પેલો "આરંભ શૂર" ડુબી જવાનો, અને અંતે મૂળ ઉત્સાહને ઠેકાણે શું દેખે છે તે પ્રત્યક્ષ અનુભવની વાત છે. તેમાં પણ જો વળી સ્ત્રી અગર પુરૂષની અગર મા બાપ પુત્રમાંથી કોઇની તબીયત બગડવાથી એકાદ ખાટલા શરણ થાય તો પછી તન, મન, ને ધનની ખુવારી થઇ ત્રાસ કેટલો પડે છે તે બધું બતાવવાની જરૂર નથી. તેજ લહાવો લેનાર પુરૂષ અગર સ્ત્રી પોતાનું અગર દરદીનું મોત સુદ્ધાંત માગે છે. રેશમનો કીડો પોતાનું ઘર બનાવી તેમાંજ છેવટ કેવો નાશ પામે છે ? આ હમેશના બનાવો કોની નજર આગળ આવ્યા નહિ હશે ? માત્ર પામર બીચારો માયાના આવરણમાં ફસીને વાસનાને તાબે થઇને તરત પાછો ભૂલે છે, એજ પ્રભુની કૃપા છે ! વળી માયાની ખુબી જુઓ કે આટલા સંતાપ વચ્ચે પણ તેને માટે સમાધાન કેવું છે ?

સ્ત્રી તથા સંતતિની ગાંઠો બાંધી છતાં પણ લોકો કહેશે તથા પોતે પણ કહેશે કે " છે તો કહે છે " ભલા પરમેશ્વરની કૃપા છે કે આ બધી વાડી વસ્તાર છે તો બધું છે, બાકી જે બિચારા વાંઝીઆને કંઇ નથી તેને કંઇ છે? જે નિકટનાં સગાં, મા, બાપ, છોકરાં, ભાઇ, ભોજાઈ, સસરો, જમાઇ, સાળો, બનેવી, સાળી, સાઢુ, તથા નોકર અગર મિત્ર ઇત્યાદિ ઘણાંજ નજીકનાં સગાં સબંધી હોય ત્યાંથીજ હમેશાં ખોટી અફવાઓ નિકળે છે, એ દરેકના અનુભવની વાત હશે: કેમકે બહારના રસ્તાના જનારને તમારી શું પંચાત પડી છે? બારીકાઇથી નિરીક્ષણ કરતાં જણાશે કે દ્રોહી તો નિકટનો હોય તેજ થઇ શકે! પછી તે મિત્ર હોય, ઉપરી હોય, નાએ-દાર હોય કે ગમે તે હોય. સ્વાર્થ સધાય ત્યાં સુધી બધાંજ મિત્ર, ને સ્વાર્થમાં નડ આવી કે પછી તે માણસ, મા, બાપ, છોકરાં, મિત્ર કાંઇ જોતો નથી. મિત્ર તે પળમાં શત્રુ થાય છે. દુનિયામાં મીઠામાં મીઠી ચીજ ગરજ કહેવાય છે; માટે જે કાંઇ દુનિયામાં આ પ્રીતિ છે તે સ્વાર્થનીજ છે. કવિ કેશવ કહે છે કે—

પત્ની કે પાયસે માત તાતકો અભાવ હોત, પુત્રહુંકે પાવસે પતિ રિપુ હોત હે;
વિદ્યાકો પામસે ગુરૂકો અભાવ હોત, વૈદ્યકો અભાવ હોત જબ રોગ ખોત હે.
જરા જબે પાયસે ત્રિયાકો અભાવ હોત, અન્નકો અભાવ હોત જબ આવે રોગ હે;
કેશવ કનૈયા કહે માયાકો અભાવ હોત, ચરાચર જગત હુએ ધ્યાન રાખ જોત હે.

મતલબ કે સગાં સંબંધી સ્વાર્થ રહિત થાય એટલે તરત શત્રુનુંજ કામ કરે છે: માણસ નકામું અગર માલ વગરનું થયું કે તરત તેને ટાળી કાઢીને ફેંકી દે છે! માટે અંતે પોતેજ પોતાનો મિત્ર અગર શત્રુ છે એમ સમ-જવાનું છે. **आत्मैव ह्यात्मनो बंधु रात्मैव रिपुरात्मनः।** જ્ઞાનીને તો આ પ્રમાણે પોતેજ પોતાનો મિત્ર અગર શત્રુ સમજવાનો છે, બહારનો કોઇ છેજ નહિ; પામરના સંબંધમાં આવી સ્થિતિમાં જો કુટુંબ કબીલો સગાં, સબંધી, મિત્ર વિગેરેથી ત્યજાય ત્યારે સંસ્કાર નબળા હોય તો દુઃખી થાય; ને તેથી ઉત્કટ જ્ઞાન દૃષ્ટિથી જુએ તો " ટાળ્યા તેણે તાર્યા " એ કહેવતને અનુસરીને ઇશ્વર તરફ ધ્યાન દેઈ શાંતિથી વિચાર કરે તો પ્રભુ પોતાની કૃપાને પાત્ર કરે છે. અનુભવ સિદ્ધ છે કે જેમ જેમ ન્યાત જાત સગાં સબંધી ટાળે તો પોતાના કુટુંબની સેવા થઇ શકે ને તે પણ ટાળે તો પછી

પ્રભુ પોતાની સેવામાં–મેળામાં–લે છે. આ પ્રમાણે જણાશે કે જ્યાં સુખ શોધવા જાઓ કે દુઃખ સાથેજ છે. સારા કહેવરાવવા મંડો કે ખરાબ કહેવડાવવાની શરૂઆત તેનાથી પણ પહેલી થશે. કુટુંબનો લ્હાવો તેજ પરિણામે ક્લેશ ! ગુલાબનું ફૂલ લેવામાં પ્રથમ કાંટો મળે છે. No rose without a thorn. માટે સુખ શામાં છે તેનું ખરૂં જ્ઞાન પ્રાપ્ત કરવાની જરૂર છે. અસાર સંસારમાંથી સાર ખોળવો એજ માયા અને એજ સ્વભાવ અને એજ ભ્રાંતિ. માટે સંસારમાં ખોટાં સુખો ઉપરથી મન ઉડાવી, શુદ્ધ અંતઃકરણથી પ્રમાણિકપણે તે મેળવવાનું છે. અંતઃકરણ શુદ્ધ રાખીને જો માણસ વિચાર કરે તો જેમ કુટુંબ ક્લેશ અગર દુનિયાના બીજા ક્લેશોમાં ખરી રીતે કારણ ભાગ્યેજ હોય છે, તેમ આ ધર્મના ક્ષેત્રમાં પણ ભાગ્યેજ ક્લેશનું કારણ રહેશે. એક દાખલો લઇએ કે હિંદુની મૂર્તિપૂજા શું છે, એ કેટલાક ખુદ હિંદુજ જાણતા નથી. તેમ તેમના આચાર્યો, ગુરૂઓ અગર ઉપદેશકો પણ સ્પષ્ટ કહેતા નથી, પછી તેનું કારણ ગમે તે હોય: તો પછી વિદેશી લોકો વગર સમજે મૂર્તિપૂજાનો દ્વેશ કરે તેમાં શું આશ્ચર્ય ? પરંતુ સ્વદેશી અગર વિદેશી શાંતિથી અને સ્વચ્છ દૃષ્ટિથી જોશે તો માલૂમ પડશે કે ક્રિશ્ચિયન અગર મુસલમાનને જે દ્વેશ મૂર્તિપૂજા ઉપર છે તેવી મૂર્તિપૂજા આર્યમાં સ્વપ્ને પણ નથી. માત્ર દરેક પ્રજા પોતાનો સ્વભાવ અને ભ્રાંતિઓને તાબે થઇને ગેરસમજમાં પડે છે; બાકી એક સાધન, તે પણ અમુકને માટે, ને તે પાછું છુટી પણ શકે છે; બ્રહ્મ તો અલગજ છે. પણ ખરૂં સત્ય નહિં સમજવાથી લોકમાં માત્ર શાબ્દિક કજીયા, અગર એક બીજા ઉપર પંડિતાઇ દર્શાવનારા કજીયા, અગર પોતપોતાના સ્વાર્થ માટે પંથ ચલાવવાના કજીયા ચાલે છે, એટલુંજ નહિં પણ ખરૂં જોતાં એક મત છતાં લૉર્ડ બેકન તે વખતના હેત્વાભાસી વિદ્વાન ( Sophists ) માટે કહે છે તેમ માત્ર અજ્ઞાનથી, અગર દુરાગ્રહથીજ દોરવાઇને ભિન્ન મત દર્શાવવામાં ગૌરવ અને માન માને છે. આવાઓની સંખ્યા કમી થાય અને આર્ય ધર્મતો શું પણ ઇતર ધર્મો પ્રત્યે માનની લાગણીથી, નહિંતો નિદાન તટસ્થની વૃત્તિથી જોવામાં આવે તો, અને જો અંદર અંદર તથા સ્વદેશી વિદેશી બધા પ્રત્યે ભ્રાતૃભાવ વધી ધર્મનો હેતુ જે "આત્યંતિક સુખ" મેળવવાનો છે તેનો પ્રયત્ન થશે તો તે પ્રયત્ન આપો આપ સફળ થશે.

. . .

અજ્ઞાની દુષ્મન જ્ઞાનની દૃષ્ટિથી જોશે તો મદ્રાસ, કલકત્તા, બેકન

અને દીલ્હીથી મુંબાઇ જનાર લોકાને એક દિશાનો માર્ગ બતાવી શકાય નહિ, અને એકનો માર્ગ બીજાને અનુકૂળ હોયજ નહિ, અને તેથી તેને તે ખરો પણ લાગે નહિં; પરંતુ સૂક્ષ્મ તો રહ્યા પણ સ્થૂલ દૃષ્ટિથી જુએ અને સામાન્ય બુદ્ધિથી વિચારે તો ગમે તે દિશામાંથી જાઓ, તે બધી દિશાઓના માર્ગ સાચા છે. કેન્દ્રસ્થાન મુંબાઈ છે; પણ એકને દક્ષિણ તો એકને ઉત્તર, એમ તદ્દન પરસ્પર વિરોધી માર્ગ હોવાથી એક મેકનો મેળ ખાતો નથી; ને તેથી ભેદ પડે છે; માટે જો કેંદ્ર સ્થાન ઉપર દૃષ્ટિ કરવામાં આવે તો તરતજ ભ્રમ દૂર થઇ બધાના માર્ગ વાસ્તવિક છે એમ કહેવું પડશે. પ્રવૃત્તિ માર્ગમાં પડવાથી અગર જડવાદને વળગીને એટલે કે કેવળ પુરૂષાર્થનેજ માન આપીને હાલના જમાનાના લોકો ધર્મ તરફ દુર્લક્ષ બતાવે અગર તિરસ્કાર પણ કરે તો ભલે, પણ સત્ય આખર તરી આવશેજ, અને ક્રાન્તિ થશેજ. અને તેવી ક્રાન્તિની શરૂઆત સારા ભાગ્યે હાલ દશેક વર્ષથી થવા માંડી પણ છે.

ઉપર મુજબ વ્યષ્ટિ તથા સમષ્ટિની ક્રાંતિ સાથે ધર્મની ક્રાંતિનું સહજ દિગ્દર્શન કર્યું; હવે હાલની ક્રાંતિનું નિરીક્ષણ કરીએ. હાલની ક્રાંતિનું ખરૂં કારણ દેશના સુભાગ્યે સ્વદેશ ઉપર ભક્તિભાવ તમામ લોકમાં પ્રસર્યો છે. અને તેને અંગે બીજા વિચાર સાથે “ ધર્મ વિચાર ” જાણે અજાણે પણ ઘુસ્યો છે. ન્યાત જાતના આગ્રહ ઇત્યાદિ બાબતો પડતી મૂકાઇને હાલ જોઇએ છીએ તો જુના વિચારવાળા, સુધારાવાળા, મૂર્તિપૂજકો, આર્ય-સમાજીઓ, બ્રહ્મસમાજીઓ, વેદાન્તિઓ, વેપારીઓ, સરકારી નોકરો, પેન્શનરો, રાજ્યના ગણાતા ખુશામતીઆઓ, પ્રજાના આગેવાનો, માન પાનના ભૂખ્યાઓ, પ્રજાપક્ષનાઓ, વર્ત્તમાનપત્રવાળાઓ, સરકારના પક્ષને ટેકો આપનારાઓ, માનપત્રવાળાઓ, ધારાસભાના સભાસદો, વરિષ્ટ ન્યાયાધીશો, એડવોકેટ જનરલો, નાસ્તિકો, આસ્તિકો, માંસાહારીઓ, અનાજ ભક્ષણ કરનારાઓ, પારસીઓ, યાહુદીઓ, મુસલમાનો, અંગ્રેજો, ખ્રિસ્તીઓ, બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો, તથા શૂદ્રો, વિદ્વાનો, અવિદ્વાનો, શહેરીઓ, ગામડીઆઓ, એમ બધાજ, બીજી રીતે અંદર અંદર વિરોધી છતાં સ્વરાજ્ય માટે એકમત છે, તે માત્ર પ્રસંગની બલિહારી છે ! એટલે કે કુદરતી ક્રાંતિની બલિહારી છે. આવા પુરૂષાર્થ કરનારને દૈવ આપે છેજ. ધર્મના ઝનુનમાં આધુનિક પ્રવૃત્તિ માર્ગ અગર જડવાદના વિરોધની જરૂર નથી; કેમ કે ઉપર કહી

ગયા તેમ દરેક પ્રવૃત્તિ અને મતની સંસારના અર્થશાસ્ત્રમાં જરૂર છે. દરેક કાર્યને ધર્મ વળગેલોજ છે. ને વળી તેમાં સ્વદેશ ભક્તિનું પ્રાબલ્ય હોવાથી દેશને ઉત્તેજક છે. ભરતખંડના તેમજ અન્ય દેશોના ઇતિહાસ ઉપરથી જણાશે કે, સ્વદેશાભિમાનથી પ્રજાકીય ભાવના મેળવવામાં અને એ અપૂર્વ સુખનો અનુભવ લેવામાં લોકોએ કેવા ભગીરથ પ્રયત્નો કર્યા છે, અને કેટલાં સંકટ વેઠયાં છે ? અને એ સુખ પ્રાપ્ત કર્યા પછી પણ પાછી કેવી નિરાશાઓ તથા દુઃખો વેઠયાં છે ? તથા તેમાં પાછું ક્રાંતિઓ થઇ ને કેવા ફેરફાર થઇને વિકાર થઈ ગયા છે તે જુઓ. ફ્રાન્સની ક્રાંતિ ( French Revolution ) ના દાખલા ઉત્તમ છે. ચીનમાં પ્રજા સત્તાક રાજ્ય થયું, રૂશિયા તથા પોર્ટુગાલમાં થયાં, ઑસ્ટ્રિયા તથા જર્મનીમાં થયું અને મિકાડોના પૂજક જાપાનમાં ચેપ ઉઠયો છે ! હાલ આખી દુનિયામાં આ જુસ્સો ચાલે છે. આફ્રિકામાં તણખા ઉડયા છે. યુરોપ તો લગભગ પ્રજાસત્તાક થઈ ગયું એમ કહેવા હરકત નથી. રૂશિયામાં જર્મનીની ચાલાકીથી જાગેલું બોલ્શેવિઝમ્ શું કરે છે તે જોવાનું છે. હવે દેશોના ઇતિહાસ પ્રમાણે વ્યક્તિ માટે પણ સમજવું. દરેક મનુષ્ય સુખ ભોગવવા મોટા પ્રયત્નો કરે છે અને મેળવે છે, ને પછી નવીન નહિં મળવાથી નિરાશ પણ થઈ જાય છે; અને આખર ક્રાંતિમાં પ્રવેશ કરે છે. દરેક મનુષ્ય દરેક જાતનું સુખ ભોગવીને થાકી જાય છે, ને કંટાળો પામે છે કે તરત ક્રાંતિમાં પડે છે, એમ પણ જોવામાં આવે છે. મહમદ ગીઝનીજેવા જુલ્મીએ પણ પોતાની નનામી હકીમો પાસે ઉપડાવી ને લક્ષ્મી પણ ભેગી બંધાવી હતી. આખી દુનિયાંનું ફેશનનું કેંદ્રસ્થાન પારીસ છે; તેને દરરોજ ફેશન શોધવી પડે છે. દરરોજની ક્રાંતિઓમાંથી પસાર થઇ, હવે મોટી ક્રાંતિઓમાં આ લોકો પડયા છે. દ્રવ્યવાળાના દ્રવ્યનો વ્યય કરવા અનેક માર્ગો શોધાય છે. અમેરિકામાં એક બાનુએ ચાહા કરવામાં લાખોની નોટો બાળી નાંખી હતી ! એક અમેરિકન કોટયાધિપતિ દ્રવ્યથી કંટાળીને સ્કૉટલેન્ડના પહાડોમાં નાસી ગયો હતો; અમેરિકન કરોડપતિ રોકફેલર ઉપર નનામા કાગળની કેટલી ધમાલ હતી ? લક્ષ્મીપુત્રોને કેટલી સતત બીક છે ? ન્યુયાર્કમાં હાલ પણ દરરોજ એક બે શ્રીમંતનાં ખુન અને લુટ થવાનીજ. શ્રીમંતો ઉપર જહાસા ચીડીઓ હમેશ આવવાની. ધોળે દહાડે બાન ઉપાડી લઇ જવામાં આવે છે. સુધરેલા દેશના મોટા શહેરોમાં આવી ધાસ્તીઓના પાર નથી. વળી દ્રવ્યવાળાની ઘેલછા જુઓ કે એક ઇસમે પોતાના મકાનમાં દરિયામાં ખારવા તરીકે ( કૈરતદારો

સાથે, બધાજ ખારવાની સ્થિતિમાં ) ખાણું લેવાથી મોજની ખાતર તેવા સંજોગો ઉભા કરવામાં લાખો કરોડો રૂપીઆ ખરચ્યા; તોપણ શાન્તિ થઇ નહિં એમ કહેવાય છે. વળી એક ગૃહસ્થે ઉંચામાં ઉંચે મજલે બેસી પછી નીચેથી જોઇએ તેમ ખાણાની થાળીઓ ( Dishes ) આપો આપ ( automatically ) ઉપર આવે, અને નકામી હોય તે નીચે જાય, એવી રચના કરવામાં લાખો રૂપીઆ ખરચ્યા હતા ! વળી એમ પણ જોવામાં આવે છે કે એક સુખ મેળવવામાં તેના અંગે સુખના કરતાં દુઃખ ઘણું આવે છે. દારૂનો વ્યસની દારૂ પીને છેવટ થાકે છે, તેમ વિષયી મનુષ્ય વિષય લંપટ થઇ ક્ષણિક સુખ ભોગવી પછી તમામ પ્રકારનું દુઃખ ને વળી તે લાંબી મુદત્ત ચાલનારૂં, વિયોગ વ્યાધિ વિગેરે અનેક પ્રકારનું દુઃખ ભોગવી બધી રીતે તન મન અને ધનથી ખુવાર થઈ આખેર થાકે છે. સત્તાવાળો સત્તાના ગર્વથી આખર થાકે છે, ખાઉધરો ઘણું ખાઇને અજીર્ણ થવાથી માંદો પડીને થાકે છે, આ બધાં સુખ ભોગવનારને આખર ભાન તથા જ્ઞાન થાય છે કે એ બધાં અનિત્ય સુખો છે, સુખના ભેગું દુઃખ પ્રમાણમાં ઘણું છે, અને આખર તન મન અને ધનનો વ્યય થઇ સુખના પ્રમાણમાં દુઃખનો ભાગ ઘણો મોટો પ્રાપ્ત થાય છે. ચ્યવન ઋષિના પુત્ર મેધાવી ઋષિએ સત્તાવન વર્ષ નવ મહિના અને ત્રણ દિવસ મંજુઘોષા અપ્સરા સાથે ભોગવિલાસ કર્યો તો પણ એક રાતજ માની હતી, અને ભાન આવવા સાથે બંનેની દુર્દશા થઈ. આવી પાયમાલીનાં દૃષ્ટાંતો પ્રાચીન તથા અર્વાચીન સેંકડો હજારો છે. આખાં કુંટુંબ ઉખડી ગયાં છે ! પૂર્વના સંસ્કાર પ્રમાણે થયા કરે છે. ગરીબ કે પૈસાદાર કોઇજ સુખી છું એમ કહેતો નથી. મોટરોમાં અગર ગાદી ઉપર બેસનારનું દુઃખ તે બેસનારજ જાણે ! ગરીબ અનાજ વગર ભૂખથી મરે છે, અને પૈસાદાર ઘણું ખાઇ ખાઇને અજીર્ણથી મરે છે. ખાવાનો શોધ તથા શોખ કરનારાની બુદ્ધિની પણ પરાકાષ્ટા છે. કેટલાકમાં ઉંચા ખાણામાં કીડા પડે ત્યારેજ ઉત્તમ સ્વાદ આવ્યો એમ મનાય છે. ચીના લોકોનો જીવતા કીડા ખાવાનો શોખ મશહૂર છે ! કેટલાક ખાઉધરાઓ વારંવાર ખાવા માટે ઉલટીઓ કરે, ને વળી ખાય ! કેટલું પશુત્વ ? પારિસમાં આવા લોક છે. એક દેશીરાજા પણ આ પ્રમાણે કરતો હતો. આમ કરતાં આખર માણસ થાકે અને જરા આંખ ઉઘાડે એટલે જોઈ શકે છે કે એ બધાં સુખો ક્ષણિક, નાશવંત, અને દુઃખ મિશ્રિત છે; અને છેવટ થાકીને પણ કાયમના સુખનો અભિલાષી થાય છે; કેમકે, સંસારનાં ઘણાં

દુઃખો નવા શોધથી અગર સુધારાથી મટતાં નથી; માટે કાંઇક નિત્ય સુખની સ્ફૂર્ણા થાય છે, અને પછી તેની શોધમાં પડે છે. અનિત્ય દુઃખ, અનિત્ય વસ્તુ અગર અનિત્ય સાધનથી કેમ મટે ? કારણ કે શોધન કરતાં અનિત્ય સુખની લાલસામાંથી અનિત્ય દુઃખ થાય છે. આનંદ બહારથી આવતો નથી. જીવ આનંદથીજ ભરેલો છે. આવરણ દૂર થાય એટલે પ્રસંગે વ્યક્ત થાય છે; પણ અનિત્ય આનંદ મેળવવા ખાતર ઘણું ખાવાના વાઢમાં રોગ થાય છે; માટે અનિત્ય સુખના પ્રથક્કરણમાં માણસ ઉતરે છે ને જુએ છે તો જણાય છે કે અનિત્ય સુખ જે તે ઇંદ્રિયને, પોતાનો વિષય પ્રાપ્ત થતી વખતેજ થાય છે; પણ તરત પરિણામ બદલાય છે: એટલે આખર ક્રાંતિમાંથી પસાર થવા માંડે છે. દાખલા તરીકે જુઓ કે મોટા ચક્રવર્તીઓ, અશ્વમેધ અને દિગ્વિજયો કરીને પણ એકદમ વાનપ્રસ્થ થતા હતા, બાદશાહોએ પણ ફકીરીઓ લીધી હતી; આ પ્રમાણે છેવટ ધર્મમાં ઉતરી પડે છે. આ પ્રમાણે પ્રાણી માત્રને મોડા વહેલા પણ ધર્મ તરફ દોરાવું પડે છે. રામદાસ સ્વામી નદીમાંથી નાહીને નિકળ્યા કે તરત એક દુર્જન તેના ઉપર થુંક્યો; એમ સાતવાર પુનરાવર્તન થયું. તે દુર્જન પણ છેવટે થાકીને સ્વામી મહારાજની સહનશીલતા જોઇને તેને પગે પડયો ને ક્રાંતિના વમળમાં પડયો. મતલબ કે ગમે તેવા સ્વભાવની પણ ક્રાંતિનો કાળ ગમે ત્યારે પણ આવે છેજ.

પ્રવૃત્તિમય સૃષ્ટિમાં પંચ મહાભૂતને અગર સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, ઇત્યાદિ સર્વ સૃષ્ટ વસ્તુને, તેમ ઠેઠ ઇશ્વર સુધીનાં તત્વોને જ્યારે એક ક્ષણની પણ નિવૃત્તિ નથી, અને રાત દિવસ પોતાના ધર્મો બજાવ્યા જાય છે, ત્યાં પછી માણસ જાત એકલી નિવૃત્તિ કેમ ભોગવી શકે ? આવી પ્રવૃત્તિમય સૃષ્ટિમાં પિંડનું, કુટુંબનું, ગામનું, દેશનું, અને આખી સૃષ્ટિનું ભલું કરવા માટે ઉગ્ર પ્રવૃત્તિ કર્યા વિના છુટકોજ નથી, એ બધું ખરૂં છે પરંતુ આ નીતિયુક્ત પ્રવૃત્તિ, ધર્મને વળગીને ધર્મને અનુસરીને કરવી જોઇએ, એટલોજ કહેવાનો હેતુ છે. કેમકે નીતિને ધર્મનું રક્ષણ હોય છે તોજ અનધિકારી વર્ગમાં દુરૂપયોગ થવાનો સંભવ ઓછો રહે છે; માટેજ ગીતામાં ફળની પ્રાપ્તિની ઇચ્છા રાખ્યા સિવાય પ્રવૃત્તિ આ લોકમાં કરવાની આજ્ઞા કરી છે. એકલી નીતિને વળગીને ઉચ્ચ જીવન ગાળનારા ખરા વિદ્વાન વિરલજ હોય છે; અને તે કોહિના બ્રોડલો ઇત્યાદિ મહાત્માઓ આસ્તિકની ઉચ્ચ પંક્તિમાં મૂકવા યોગ્ય છે; એટલુંજ નહિં, પણ ઉલટ ધર્મની ઢાલ નીચે આસ્તિપણાના આડંબરમાં નીતિનો ભંગ કરે તેવાઓને અધમ નાસ્તિકની કોટિમાં મૂકવા જોઇએ. એક

ઉચ્ચ જાતનો બ્રાહ્મણ, પોતાની જાત સિવાય બીજાના હાથની રસોઇ* ન ખાય, અને ખાતી વખત નહાય, વિગેરે બાહ્યાચાર પાળે તો તે સાધારણ-પણે આસ્તિક કહેવડાવવા માટે હાલમાં બસ છે. કેમકે ધર્મનું ખરૂં રહસ્ય તથા ખરી વાત પોતે જાણતો નથી, તેમ તેની કિંમત કરનાર પણ જાણતા નથી. અગર તો બંને પછી દાંભિક હોય છે. ઉચ્ચ નીચ ખરી રીતે તો વર્તનથીજ થાય છે, ને તેથીજ વર્ણાશ્રમ બંધાયા છે. શાસ્ત્રોમાં પણ તેવું વિવરણ ઠામ ઠામ છે. શાસ્ત્રોની પ્રવૃત્તિ ધર્મના ક્ષેત્રમ. અધિકાર પરત્વેજ અમુક પ્રકારની જોવામાં આવે છે, કે જેથી તમામ વર્ગને લાભ મળે; માટે "ધર્મવિચાર" એ બહુજ જરૂરનો છે. નામદાર સરકાર પણ સમજવા માંડી છે કે ધર્મનું શિક્ષણ જતું રહેવાથી બંગાળામાં કેટલોક અનાચાર થયો છે. અને આખા હિંદુસ્થાનમાં પણ તેની ખામી દેખાય છે. વિદુષી

---

* આ નહાવાનું પણ કેટલાક બ્રાહ્મણોમાં દેખાતું નથી. કાઠીયાવાડના ખેડુત બ્રાહ્મણો તથા મેવાડ વિગેરેના પલ્લિવાલ બ્રાહ્મણ જોશો તો ચકિત થઇ જશો-શિયાળામા નહાવાના સાંધા ! આવા અનાચારવાળા પણ પાછા બીજા બ્રાહ્મણનું ખાય નહિ. હવે બીજાના હાથની રસોઇ નહિં ખાવાનું, તથા નવે-ણામાં હોય તો કપડું કે બીજાથી અભડાવાનું, ઉચ્છિષ્ટ પાણી અગર અન્ન નહિં લેવાનું, જમતાં એકમેકને સ્પર્શ નહિં કરવાનું, સ્નાન સૂતક વૃદ્ધિ વિગેરે પાળવાનું, એ બધું મૂળમાં તો સિદ્ધાન્ત તથા જરૂરીયાત પ્રમાણે હતું, અને હાલના સૂક્ષ્મવાદમાં તેની ઉપયોગીપણાની ચર્ચા સારી પેઠે થાય છે, તોપણ કોઈ પણ માણસનું સમજ વગરનું આચરણ અને તે પણ કવખતનું હોય તો કેવળ હાસ્યપદને પાત્ર થાય છે. શાસ્ત્રમાં સાધારણ નિયમો આપી, અપ-વાદની યોજનાઓ એવી કરી છે કે મને લાગતું નથી કે કોઇપણ માણસને વર્તનમાં કોઈપણ ઠેકાણે અડચણ આવે; પરંતુ મર્યાદામાં ( Discipline અગર Etiquette ) રહેવાની ટેવ પડવા અને પરિણામે ગૃહસ્થાઈના ઉત્તમ ગુણો પ્રાપ્ત કરવાના હેતુથી શાસ્ત્રોએ નિયમો કર્યા છે. પશુઓમાં પણ કેટલાક નિયમ દેખાય છે, તો પછી માણસને કેમ ન જોઇએ ? માત્ર મન ઉપર કાબુ રાખવાનું શિખવાનું છે. કહેવાતી સ્વતંત્ર સુધરેલી પ્રજાઓમાં પણ સંસાર બંધનના નિયમો કેવા સખ્ત છે અને તે માણસોને કેટલીક અડચણો પડે છે એ હવે ભાગ્યેજ કોઇની અજાણમાં હશે. સુધારકોને પણ ગમે તે પ્રકારના નિયમોના બંધનમાં રહેવું પડે છે એ પ્રત્યક્ષ છે.

મહાત્મા એનીબીસન્ટ પણ તેજ મુદ્દાથી યુવકોને તથા સરકારને ચેતવણી આપે છે, માટે ધર્મ વિચાર કરવો દરેકને ઇષ્ટ છે. ધર્મ વગરની તમામ પ્રવૃત્તિ એકડા વગનાં મીંડાં સમજવાં.

હાલ જોઇએ છીએ તો ઘણા વિદ્વાનો કહે છે કે અમે નીતિ પાળીએ છીએ, કર્ત્તવ્ય કરીએ છીએ, પણ મનને જાણે શાંતિ રહેતી નથી, અને અસ્થિરતા અને સંશયમાં રહીએ છીએ. આવી માનસિક સ્થિતિનું કારણ શોધશો તો આ 'ધર્મ વિચાર'ના તત્વનીજ ખામી દેખશે. ગીતામાં કહ્યું છે કે 'અજ્ઞાની, શ્રદ્ધા વગરનો, તથા સંશયવાળો નાશ પામે છે. ( **अज्ञश्चा श्रद्दधानश्च संशयात्मा विनश्यति** ). દઢતા એજ મોટું રહસ્ય છે. બાઇબલમાં પણ " સંશયવાળો નાશ પામે છે." He who wavereth perisheth એમ કહ્યું છે. નરસિંહ મહેતો, મીરાંબાઇ જ્ઞાનેશ્વર ઇત્યાદિ સાહસિક ભક્તોને દુનિયામાં કેટલું સોસવું પડયું છે? કુંટુંબ બહાર રહ્યાં, ન્યાત બહાર રહ્યાં, ઘણાં સંકટ તથા અપમાનને ત્રાસ વેઠયાં, પણ પ્રભુને છોડયો નહિં! પ્રભુ પણ અનન્ય ભક્તિ જુએ છે, ત્યારેજ સામું જુએ છે. એક નિયમ છે કે સંસારમાં માણસો તરફથી જે ભક્તનો જેમ જેમ ત્યાગ થાય તેમ તેમ તેને પ્રભુ પોતાની નજીકમાં વધારે લે છે. ક્રાંતિનાં સમયમાં આવાં નરરત્નોને પ્રભુ ઉત્પન્ન કરીને, પરોક્ષ બોધ આપે છે. સંસ્કારીને સમજ પડે. દ્રૌપદીએ પણ પાંડવોનો અને બધો ગર્વ છોડી પ્રભુનું શરણુ માગ્યું કે તરંત મળ્યું. અનન્ય ભક્તિ અને દઢતાનોજ એ પ્રતાપ છે. બધા મહાત્માઓ અમર ભક્તો અગર જ્ઞાનીઓની આવીજ સ્થિતિ જણાશે. સંસાર અને પ્રભુ બન્ને સંભાળનાર જનક જેવા જવલ્લેજ પાકે, જનક પણ અંદરથી મસ્ત હતાં! શાસ્ત્રનું રહસ્યજ એ છે. શાસ્ત્રોમાં જોશો તો ભગવાનના દઢ ભક્તો તર્યા છે, તેમજ દઢ શત્રુઓ પણ તર્યા છે. શત્રુ તથા મિત્ર બંને એવા દઢ હતા કે પોતાની પદ્ધતિ પ્રમાણે રાત દિવસ ઇશ્વરનું સ્મરણ એ લોક કરતા હતા, ને તેથીજ ઉત્તમ ગતિ પામ્યા છે. બાકીના અદઢની ગતિ તો ત્રિશંકુના જેવીજ સમજવી. માટે સ્વભાવ તથા ક્રાંતિને સમજણ સહિત માન આપવું જોઇએ, અને સાથે ધર્મ વિચારને અનુસરીને દઢતા પૂર્વક પુરૂષાર્થ પણ કરવો જોઇએ.

ઇંગ્લાંડનો બીજો જેમ્સ રાજા, એ દઢતાની ખામીથી રાજ્ય ખોઇ બેઠા હતા, તથા ઇંગ્લાંડનો પહેલો ચાર્લ્સ રાજા એજ ખામીથી આખર

ગદ્દન મરાયો હતો: માટે સમજવું જોઇએ કે ચોક્કસપણે તત્વ સમજી ગ્રહણ કરીને પછી દઢ થવું જોઇએ; પછી તેને જ્ઞાન કહો અગર ધર્મ કહો પણ તે પ્રત્યેક વ્યક્તિને ઈષ્ટ છે એમ સિદ્ધ થાય છે, ને તેની ક્રાંતિઓ પણ સાથેજ જોવાય છે: માટે ક્રાંતિઓ ઉન્નતિના પાયા સમજવાના છે.

આર્યાવર્ત બહારના દેશોની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિમાં કેટલો તફાવત ? કારણ અનીતિ. તેમ ચારે યુગના વર્ણાશ્રમના ધર્મ, દેવ દેવતાઓની ભક્તિ, નીતિ, રીતિ એમાં કેટલો ફેરફાર થાય છે ? વેદનો તથા ઉપનિષદોનો સમય જુઓ, ચાર્વાકનો સમય જુઓ, ષડ્દર્શનોનો જુઓ, પુરાણનો જુઓ, ક્ષત્રિય તથા પછીના રજપુતોનો સમય જુઓ, બાદશાહી તથા મહારાષ્ટ્રી રાજ્યનો સમય જુઓ, અને હાલનો જુઓ, ક્રાંતિ સિવાય કાંઇ છે ? કર્મ, ઉપાસના, જ્ઞાન, વર્ણાશ્રમ એમ દરેકમાં કેટલો ફેરફાર છે ? કારણમાં કોઇ **વ્યક્તિ** નહિ પણ ક્રાંતિજ છે. બેશક હાલની **સ્વરાજ્યની** તથા કહેવાતા સુધારાની સ્વધર્મ વિરૂદ્ધની ધમાલમાં કાળબળ અગર ક્રાંતિના કારણથી આપણા જૂના મર્યાદાના નિયમોને પોષણ નહિ હોવાથી ભૂલાતા જાય છે. અને પાશ્ચાત્ય રીતભાત તથા અદબ મર્યાદાના ( Etiquette ) નિયમ તરત ગ્રહણ કરી શકાતા નથી, તેથી આપણે દરેક બાબતમાં ધર્મમાં, પહેરવેશમાં રીતભાત, ખાનપાન, રહેણી કરણી, બધામાં વર્ણસંકર જેવા લાગીએ છીએ: કાંઇ એક ચોકસ મર્યાદા અગર ધોરણ રહ્યું નહિ ! દાખલા તરીકે વડીલને માન આપવાનું આપણું કર્તવ્ય નષ્ટ પ્રાય જેવું થયું છે. આના મુકાબલામાં જુઓ કે જર્મનિમાં ઉપલા ધોરણના છોકરાને નીચેના ધોરણનો મળશે તો સલામ કરવાનો નિયમ છે, અને જાપાનમાં શિક્ષકને દરેક માણસ સલામ કરી માન આપે છે. બહારનાં બીજાં અનેક કારણ સાથે એ તરફ પણ જરા લક્ષ અપાય તો ઠીક. જુઓ કે પરાક્રમી જડવાદીના શિરોમણિ રાક્ષસી રાવણને તેના બાપનોજ શાપ લાગ્યો, ને અંતે નાશ પામ્યો. કારણમાં વડીલની આમન્યાનું ઉલ્લંઘનજ છે. હાલ વડીલ તરફના માનની શિથિલતાનો પરિણામ પ્રત્યક્ષ જુઓ છો. કોઇ પણ જાતનો અંતિમ હેતુ અગર મર્યાદાની ગેર હાજરીમાં યુવકોની સ્થિતિ છે તે જુઓ. અનુકરણના નિયમ પ્રમાણે સારૂં લેતાં પહેલાં ખોટું તરત લેવાય છે, તે પ્રમાણે આપણે એક રીતે અધોગતિએ જતા લાગીએ છીએ; પરંતુ શાંતિથી નિરીક્ષણ કરતાં એ બધો ક્રાંતિનોજ પૂર્વરંગ છે, અને વળી બીજી રીતે જોતાં પ્રભુ જે કરે તે સારૂંજ કરે છે. તે ન્યાયને

લઇને પરિણામ સારૂંજ છે, એમ ભાવના રાખવી જોઇએ ઇશ્વર શા સ્વાર્થ માટે ખોટું કરે? અગર કોને સારૂં અગર માઠું લગાડવા માટે ખોટું કરે? ભાવનાજ મુખ્ય છે. તમારા નોકર અગર બાળકને સુધારવા માટે ગુસ્સે થઇને ( જો કે ગુસ્સે થનારજ મૂર્ખાઇથી પોતાને શિક્ષા કરે છે એ ખ્યાલ તે બિચારાને નથી, અને સાધારણ બુદ્ધિની ખામીજ ગુસ્સાનું કારણ છે એમ સમજતો નથી. ) જેને ગધેડો રોજ કહેશો તો તે ગધેડોજ થશે, તેના કરતાં સારો કહી સુધારશો તો સારો નીવડશે. માટે ક્રાંતિના ઉપર ગુસ્સે થવાનું અગર તેનાથી નિરાશ થવાનું બીલકુલ કારણ નથી. પરંતુ તેમાંથીજ કલ્યાણ અને સુખ છે, એમ ભાવનાથી તેને વધાવી લેવી જોઇએ; કારણ કે તે કુદરતી છે, અને જરૂરતી પણ છે. ક્રાંતિનું રહસ્ય સમજાશે તો શોક માત્ર નાશ પામશે અને હર્ષ તથા ઉમંગ મળશે.

સૃષ્ટિની ઉત્પત્તિ થઈ ત્યારથી બીજી ક્રાંતિઓ ભેગી ધર્મની ક્રાંતિઓ પણ થતી આવે છે, તેમાં છેવટની ધર્મની ક્રાંતિમાં ધર્મની જગાએ પ્રજાસત્તાક રાજ્યની અગર સ્વરાજ્યની ક્રાંતિ, વ્યક્તિના સ્વભાવથી સમષ્ટિના સ્વભાવમાં ક્ષોભ પામીને ઉત્પન્ન થઈ છે. પરંતુ ખાત્રી રાખશો કે સ્વરાજ્યની પ્રાપ્તિ માટે સ્વધર્મના આચરણમાં ક્રાંતિ થશે અને સ્વધર્મ પળાશે તોજ સ્વરાજ્ય મળશે, અને ટકશે એ નક્કી છે. 'સત્યાગ્રહ, પકડો, બૉયકૉટ કરો, અસહકાર આરંભો, અંત્યજના ભેગા ભળો, પણ આ બધા ઉપાય અગર ઉપચાર **સ્વધર્મ** વિનાના કેવળ વર્ણસંકર અને અધોગતિ કરનાર છે એમાં શકજ નથી. ધોરણ–ધર્મ વગરનું સ્વરાજ્ય પણ ધૂળ સમાન છે. હાલના નેતાઓ પણ વાદગ્રસ્ત અને ક્લેશ ઉભા કરનારી બાબતો રહેવા દઇને સ્વધર્મનું અવલંબન કરશે તો સિદ્ધ દશા પ્રાપ્ત કરી ગમે તેવાં પરાક્રમો કરી શકશે. **यादृशी भावना यस्य सिद्धिर्भवति तादृशी** । સ્વધર્મ એજ ખરૂં તત્વ છે.

ઉપર મુજબ સૃષ્ટિના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસના વ્યષ્ટિના સ્વભાવની ને તેને અંગે સમષ્ટિના સ્વભાવના દિગ્દર્શનથી સિદ્ધ થાય છે કે સૃષ્ટિમાં જ્યાં જ્યાં ધર્મોમાં જે ફેરફાર સુધારા વધારા બીગાડા વિગેરે થયું છે તે કોઇ વ્યક્તિ અગર મંડળે કર્યું નથી, પણ કુદરતની ક્રાંતિજ કરનાર છે. દરેક પરિણામમાં ખરૂં કારણ ક્રાંતિજ છે ને તેમાં ઇશ્વરની અગર કહો કે કુદરતની ઇચ્છા પ્રકૃતિ તથા તેનો ક્ષોભ, સ્વભાવ, સંજોગો વિગેરે અનેક બાબતો ઉપર આધાર રાખે છે. કોઈ વ્યક્તિ અગર સમષ્ટિને દોષ દેવા જેવું નથી. સૃષ્ટિની શરૂવાતથી આજ સુધી ઉપર મુજબ દરેક કાર્યનું કારણ

ક્રાંતિઓજ થયાં છે. હમણાં ધર્મની ગ્લાનિ દેખાય છે, પણ જેમ દુઃખના ગર્ભમાંજ સુખ રહે છે તેમ જ્યારે પૂર્ણ ગ્લાનિ થશે ત્યારે તેમાંથીજ ઉદ્ધાર થશે. ક્રાંતિઓ બદલ વિવેચન કર્યા બાદ અને હાલના ધર્મોનું વિવેચન કરતાં અવલ પ્રાચીન શાસ્ત્રોનું અવલોકન કરવાની જરૂર દેખાય છે, માટે હવેના પ્રકરણમાં તત્વજ્ઞાનનું નિરીક્ષણ કરવામાં આવશે. ખરી રીતે તો ખરી ક્રાંતિઓ આગળ જણાવ્યા મુજબ જે તે સ્થળેજ દર્શાવવામાં આવી છે, એટલે કે પ્રકરણ ૩-૪-૫ ક્રાંતિ દર્શકજ છે. આ પ્રકરણમાં તો પ્રકૃતિ ઉપરથી એકંદર ક્રાંતિનું સ્વરૂપ નિરખ્યું છે. વ્યષ્ટિ ઉપરથી સમષ્ટિનું ક્રાંતિનું સાધારણ સ્વરૂપ માત્ર આળેખ્યું છે. મુદ્દો એટલોજ છે કે કર્મના કાયદા પ્રમાણે ક્રાંતિઓ થયા કરે છે તેમાં રાગ દ્વેષ કરવો એ કેવળ કુદરત સામે કજીયા કરી કુમાર્ગે ચઢીને અજ્ઞાન દર્શાવવા જેવું છે; પછી જેમ મરજી.

## પ્રકરણ ૩ જું.

### ષડ્ દર્શનનું અવલોકન.

### (૧) ષડ્ દર્શન તે શું તથા તત્ત્વજ્ઞાન તે શું ?

" ધર્મ વિચાર " માટે હાલના પ્રચલિત વૈદિક ધર્મોનું તેમજ ઇતર ધર્મોનું નિરીક્ષણ કરવામાં શ્રુતિ, સ્મૃતિ, સૂત્રો, ભાષ્યો, વાર્તિકો, ઇતિહાસ, તંત્ર, નિબંધ આદિ આધારભૂત છે; તેમાંથી પણ બધાનું મૂળ જે વેદ અગર શ્રુતિ તેમાં પણ વેદનો અંતભાગ અગર ચૂડામણિ ભાગ કહેવાય છે તે ઉપનિષદો, કે જે સર્વ સામાન્ય છે, ને જેના ઉપરથી પ્રકૃતિના ભેદને લઇને ધર્મોની અનેક પ્રવૃત્તિયો થઇ છે તે ઉપનિષદો તથા વેદાંતો, એ સર્વેને રહેવા દઇને વેદના ઉપાંગોનું એટલે કે નજીકમાં નજીકનાં પ્રાચીન ષડ્દર્શનોનું તથા તેને લગતી બાબતોનું સહજ નિરીક્ષણ કરીશું તો અપ્રાસંગિક થશે નહિ; કેમકે તે શિવાય પ્રાચીન અગર અર્વાચીન આર્યધર્મને સ્થાનજ નથી; માટે પ્રથમ તેને હાથમા લઇશું.

દેશ, કાળ અને પાત્ર આ ત્રણે બાબતો આ સંસારમાં દરેક પ્રકૃતિ માટે પ્રધાન છે, અને તેને લઇને વેદ ઉપરથી ૭ પ્રકારનાં તત્ત્વજ્ઞાનની શાખાઓ અગર પદ્ધતો ( Schools or systems of phylosophy )

સ્થપાઇ છે, માટે તે બદલનું જુજબજ જ્ઞાન પણ મેળવ્યા સિવાય ધર્મનો વિચાર થઇ શકે તેમ નથી; કારણ કે આર્યધર્મમાં વ્યવહાર માટે 'આચાર' ઉપર આધાર ખરો, પરંતુ બાહ્ય આચારના આવરણ નીચે જે સત્ય તત્ત્વ રહેલું છે તેના શોધન માટે "ધર્મ"ની જરૂર છે. સદ્દવર્તનને રહેવા માટે આચારની ઇમારત આવશ્યક ખરી, પરંતુ અંતિમ હેતુ તત્વજ્ઞાનજ છે.

બધાં દર્શનોનો મત ભિન્ન છતાં પણ મુક્તિના સંબંધમાં કોઇને તકરાર નથી; માત્ર તેના સ્વરૂપ તથા ઉપાયમાં કાંઇક કાંઇક તફાવત દેખાય છે; ને તેજ ધોરણ હાલના પ્રચલિત ધર્મોમાં પણ જોવામાં આવે છે. જન્મ તે શું? મૃત્યુ તે શું? કયાંથી આવ્યા? કયાં જવું છે? જીવનનો હેતુ શો? જીવનનો હેતુ છે કે નહિ? શું સારૂં? શું ખોટું? શું સુખ અને શું દુઃખ? આત્મા શું? જીવ શું? ઇશ્વર શું? જગત શું? આપણે શું? નિત્ય શું? અનિત્ય શું? સત્ય શું? અસત્ય શું? કર્તવ્ય શું? અને આ બધાંનાં પરિણામ પ્રયોજન અને મુક્તિ શું? એ સમજવું તેનું નામ "ધર્મ વિચાર" અને તે સમજવા માટેજ દુનિયામાં ધર્મો થયા છે, ને તેથી પણ અવલ સંસ્કારી મહાત્માઓને **તત્ત્વવિચાર** સ્ફુર્યા છે.

ષડ્ દર્શનનાં તત્ત્વોનો વિચાર કરવા માટે ચાર્વાકના નાસ્તિક વાદ માટે પણ બે બોલ કહ્યા વગર ચાલે તેમ નથી; કેમકે તેના ખંડનમાંજ દર્શનોની પ્રવૃત્તિ રહેલી છે અને તેથી ધર્મ પણ તેમાં ગુપ્તપણે રહેલો છે. ચાર્વાક એક પ્રકારનું દર્શન કહીએ તો પણ ચાલે. 'દર્શન'ને **દૃશ્** ધાતુ ઉપરથી ઘટાવતાં તેનો સમાવેશ જ્ઞાનમાં થાય છે, એટલે કે દર્શન તે શાસ્ત્રનું કારણ અગર દ્વાર રૂપે જ્ઞાન સમજવાનું છે. બહારના જગતની સાથેનો સંબંધ મંદ કરવાથી આંતરિક વેગ પ્રબળ થાય છે એ રહસ્યને અનુસરીને દર્શનના પ્રણેતાઓએ આંતરિક દર્શન કરીને કાર્ય કર્યું હતું. જીવન માટેનો પરિશ્રમ લગભગ ન હતો એમ કહીએ તો ચાલે, સબળ આંતરિક બળથીજ આવાં મહાન કાર્ય આપણા વડીલો—ગોત્રજો—કરી શકયા છે.

કેટલાક છ ને બદલે બાર દર્શનો ગણે છે, તેમાં છ નાસ્તિક અને છ આસ્તિક માને છે. નાસ્તિક દર્શનો તે ચાર્વાક, જૈન, અને ચાર બૌદ્ધોનાં; આસ્તિક દર્શનો એટલે કે ગૌતમનો ન્યાય, કણાદનું વૈશેષિક, કપિલનું સાંખ્ય, પતંજલિનો યોગ, જૈમિનિની કર્મ યા પૂર્વ મીમાંસા અને વ્યાસની

બ્રહ્મ યા જ્ઞાન યા ઉત્તર મીમાંસા એટલે કે બે ન્યાય, બે સાંખ્ય અને બે મીમાંસા, એમ ૭ મળી કુલ બાર દર્શન થાય.

માણુસ જાતનું જ્ઞાન બે પ્રકારનું છે. "સ્વાભાવિક" અને "સંપાદ્ય" "સ્વાભાવિક" જ્ઞાન પશુ તુલ્યનું છે. આહાર નિદ્રા આદિ માટે શાસ્ત્રની કે બોધની જરૂર નથી. ખરા જ્ઞાનનો સમાવેશ "સંપાદ્ય"માં છે. સંપાદ્ય જ્ઞાનમાં જડ અને ચેતન એમ બે વિભાગ પાડતાં જડ તે સ્થૂલ વિજ્ઞાન શાસ્ત્રોનું પોષક છે, અને ચેતન તે સૂક્ષ્મ જ્ઞાન શાસ્ત્રોનું પોષક છે. દરેક પ્રજામાં આ જ્ઞાન શાસ્ત્ર ઉત્તમ ગણાયું છે; અને દરેક પ્રજાએ પોતાના ગજા પ્રમાણે તેમાં પ્રવેશ કરેલો છે. આ સર્વ પ્રજાઓમાંથી ભરતખંડની આર્ય પ્રજાએ પ્રવેશ સાથે અપૂર્વ **વિહાર** કરેલો છે.

બધાં દર્શનોનું લક્ષ્યબિંદુ દુઃખ નિવારણ એટલે કે મોક્ષ છે. માત્ર તેના સ્વરૂપ તથા માર્ગમાં સહજ અંતર છે, એમ આગળ કહેવાઇ ગયું છે. સંસારનાં દુઃખ નિવારણ માટે તત્વજ્ઞાનની જરૂર છે. આત્મા, ઇશ્વર જગત્ અને મુક્તિ એ બધું સમજવા માટે ધર્મની જરૂર રહે છે, અને તેથીજ દર્શનો ધર્મને વિધવિધ રીતે બતાવે છે. મતલબ કે અંતિમ હેતુ એક છે. "કુલાર્ણવમાં" શિવ કહે છે કે "બધાં દર્શનો મારાંજ અવયવો છે, અને તેથી છુટાં થઈ શકે નહિ;" મતલબ કે એકજ માલીક ( મન )નાં ૭ અંગ અગર ચક્ષુ છે, એમ સમજવાનું છે.

આ ષડ્દર્શન તથા ચાર્વાક વાદના નિરીક્ષણની પૂર્વે આર્યાવર્ત બહારના પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વવેત્તાઓ તથા તેમના વાદ સંબંધી બે બોલ નિરર્થક થશે નહિ. કારણ કે જમાનાની ખુબી એવી છે કે પાશ્ચાત્યના મુકાબલાથી તથા પાશ્ચાત્યનાં ચશ્માથી જોવાનું પાશ્ચાત્ય કેળવણી વાળાને જરા વધારે પસંદ તથા અનુકૂળ પડે તો તેમાં કાંઇ આશ્ચર્ય નથી. જે યુવક અગર પુખ્ત ગૃહસ્થોએ આપણું કાંઇ જોયું નથી, અગર જોવાની તસ્દી લીધી નથી તેમ તક પણ લીધી નથી તેમને રૂચિ કરવા માટે એ માર્ગ ઉત્તમ છે. સુખના ગર્ભમાં દુઃખ, અને દુઃખના ગર્ભમાં સુખ છે એ ન્યાયથી આ નવીન વિદ્વાનો જ્યારે હાલનો નિરૂત્સાહ દૂર કરીને ઉમંગથી આ કામ ઉઠાવી લેશે અને પાશ્ચાત્ય ખંત અને સબુરીથી વળગશે ત્યારે આર્યાવર્તની ખરી મઝા આવશે ! દુર્ભાગ્યે આ નવીન નિરૂત્સાહી વર્ગમાં કેટલાકનું માનવું એવું છે

કે આર્યાવર્તમાં ધર્મના અંગે તેના બાહ્ય સ્વરૂપનું આવરણ માત્ર છે, બાકી સ્વતંત્ર પણે સ્થૂલ વિજ્ઞાન શાસ્ત્રો ( Physical sciences )ની દૃષ્ટિથી આ પ્રાચીન આર્યધર્મમાં જોવાએલું હોયજ નહિ. આ ગૃહસ્થો માટે એટલુંજ કહેવું બસ છે કે આ વિષયમાં આર્યાવર્ત બહાર હાલ જે પ્રગતિ દેખાય છે તે આર્યાવર્તમાં ઘણીજ પ્રાચીન છે.

આર્યાવર્ત બહારના તત્વજ્ઞાનનું નિરીક્ષણ કરવાની જરૂર છે તે પ્રમાણે જૈન અને બૌદ્ધવાદ માટે પણ કાંઇક વિવેચનની જરૂર છે. આ બે તત્વજ્ઞાનથી ભરેલા દર્શનને સ્વતંત્ર ધર્મનું સ્વરૂપ આપવું રાસ્ત હોવાથી ચોથા પ્રકરણમાં સવિસ્તર વિવેચન કરેલું છે એટલે આ પ્રકરણમાં ચાર્વાક વાદ અને ઉપર દર્શાવેલાં ×૭ દર્શનોનું અવલોકન કરવામાં આવશે, ને તેના પૂર્વરંગ તરીકે પાશ્ચાત્મના પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વજ્ઞાનનો કાંઇક મુકાબલો કરવામાં આવશે.

તત્ત્વજ્ઞાનની ઉત્પત્તિ " જીજ્ઞાસા "માંથી થઇ છે. પાશ્ચાત્યો પણ માને છે કે તત્વજ્ઞાનની ઉત્પત્તિ Curiosity ની વૃત્તિમાંથી થઇ છે. Curiosity નો ધાતુ ધ્યાનમાં લેતાં અંતે ' જીજ્ઞાસા 'માંજ આવી મળે છે. તત્વજ્ઞાનની ખાસ ઉત્પત્તિ બીજા શબ્દોમાં કહીએ તો અતીંદ્રિય વિષયને જાણવાની માણસ માત્રની અનિવાર્ય પ્રવૃત્તિ છે. તત્વવેત્તા **હૅમિલ્ટન** કહે છે કે " A learned ignorance is the end of philosophy and the beginning of religion " એટલે કે " વિદ્વત્તામાં જ્યારે અજ્ઞાનપણું દાખલ થાય ત્યારે તત્વજ્ઞાનનો અંત આવે અને ધર્મની શરૂવાત થાય છે: " એટલે કે તત્વજ્ઞાન એ ધર્મનો પૂર્વ રંગ છે.

આ દુનિયામાં દરરોજ રાત દિવસ જોઇએ છીએ, સાંભળીએ છીએ, રમીએ છીએ, રડીએ છીએ, હસિએ છીએ, અને આજે મિત્ર તે કાલે શત્રુ થાય અને આજે શત્રુ તે કાલે મિત્ર થાય એમ પ્રત્યક્ષ અનુભવ લઇને સંસારની ક્ષણભંગુરતા પ્રત્યેક ક્ષણે જોઇએ છીએ, વ્યક્તિવાર ભેદ જોઇએ છીએ; એ બધું ખરૂં પરંતુ આ બધા ભેદના આવરણ નીચે અગર તેની પેલી પાર જરા લાંબી દૃષ્ટિ કરી વિચાર કરીએ તો આ દેખાતા ભેદમાં એક

---

× ષડ્દર્શન ઉપરાંત તેમના શિષ્યો તથા ઉપશિષ્યોએ બીજાં દર્શનો રચ્યાં છે; પરંતુ એ બધાંનો સમાવેશ મુખ્ય છ દર્શનમાં થઇ જાય છે.

સરખું સામ્ય દેખાશે. એટલે કે કાંઇક નિયમ જેવું દેખાશે. આ વિચારના વમળો થાય છે તે બદલ અનેક તર્ક વિતર્કો કર્યા છતાં ખરો ખુલાસો ભાગ્યેજ કોઇને મળે છે; છતાં કોઇને કદાચ મળે તો તે સર્વમાન્ય થતો નથી; અને તેથી 'કપાળે કપાળે જૂદી મતિ' એ ન્યાયથી વિચારશીલ માણસો વિચારની નિસરણી ઉપર ચડી જાય છે; પરંતુ "સો સ્યાણાનો એક મત" એ ન્યાયથી જાણે કે અજાણે પણ વળી એકત્ર થતા દેખાય છે. સમુદ્ર, પર્વત, નદી, સૂર્ય, ચંદ્ર, તારા આદિ સૃષ્ટિની અજબ રચના જોઇને માણસ માત્ર ગુંચવણમાં પડે છે કે આ બધું તે શું ? શી ભાવના ? શી ભયંકરતા ? આપણી સમક્ષ મા બાપ, ભાઇ, ભાંડુ, મિત્ર, સ્નેહી એમ બધાં ટપોટપ મરતાં જોઇએ છીએ અને તેથી કવચિત્ સંસારની ક્ષણભંગુરતાનું ભાન પણ આવે છે. વળી જોઇએ છીએ કે આ પંચમહાભૂતો તથા સૃષ્ટ પદાર્થો લગભગ એક નિયમથી ચાલે છે. આ પ્રમાણે જ્ઞાન દૃષ્ટિથી જોવા છતાં પણ રંકનો રાય અને રાયનો રંક એમ બનાવો જોએએ છીએ. વળી તેથી પણ વધારે ખુબી જુઓ કે એકજ માણસ જાગૃત સ્વપ્ન અને સુષુપ્તિ એમ એકજ સ્થિતિમાં ત્રણ સ્થિતિ એકમેકથી ભિન્ન છતાં પણ ભોગવે છે. જાગૃતનું સુખ દુઃખ જાગૃત અવસ્થામાં સાચુ છતાં સ્વપ્નમાં ઉડી જાય છે, અને સ્વપ્નનું સુખ દુઃખ સ્વપ્નમાં સાચું છતાં જાગૃતમાં ઉડી જાય છે, અને વળી એ બંનેનો અનુભવ સુષુપ્તિમાં લય પામે છે, અને વળી પાછો તેજ માણસ જાગીને કહે છે કે આજ તો હું ખુબ ઉંઘ્યો અને આનંદમાં વખત ગયો. આ બધું શું ? પડોશી અન્ન વગર મરે અને પોતે સ્વર્ગનું સુખ ભોગવે એ શું ? આ પ્રમાણે બધું પ્રત્યક્ષ જોવાથી માણસ માત્રને હમેશ જીજ્ઞાસાતો થાયજ કે આ બધું શું ? આ તે આપોઆપ હશે અગર આ બધાનો નિયંતા કોઇ માણસ અગર કોઇ યાંત્રિક શક્તિ, અગર કોઈ પણ જાતની સત્તા હશે, અગર આતે બધું સ્વપ્ન જેવું ખોટું હશે, આતે "આંધળાનો ધા પાંશરો હશે" અગર આ બધું ભ્રમ હશે ? બારણાં બંધ છતાં સ્વપ્નમાં મોટા વરઘોડા, મોટા દેશો, મોટા હાથી જેવાં પ્રાણીઓ, મોટા રણસંગ્રામો દેખાય છે એ શું ? વળી પોતાનુંજ માથું કપાએલું દેખાય એ શું ? આ સૃષ્ટિ તે પોતાના મને ઉભી કરેલી પોતા રૂપ સ્વપ્નની સૃષ્ટિ જેવી હશે કે શું ? આવા અનેક પ્રકારની જીજ્ઞાસા માણસ માત્રને થાય એ સહજ છે, અને તેથી કરીને દરેક પ્રજામાં અનાદિ કાળથી વિચાર થઈ ચર્ચા થએલી છે. અને સ્થળ તથા સમય પરત્વે આવા વિચારો થવાથી ભેદને

લઇને જૂદા જૂદા મતો બંધાયાથી પરસ્પર તથા ઇતર મતો સાથે ખંડન મંડન ચાલ્યાં આવ્યાં છે ને હજી પણ ચાલશે. આર્યાવર્તની ખુબી એટલીજ છે કે, આ તત્વજ્ઞાનના સિદ્ધાંતોમાં અર્વાચીન પાશ્ચાત્ય સ્થૂલ વિજ્ઞાન શાસ્ત્રીઓ માંહોમાંહે ખંડન મંડન કરે છે; પરંતુ નિર્ણય ઉપર આવી શકાતું નથી, ત્યાં જુઓ કે ષડ્દર્શન તથા તત્વજ્ઞાન ઉપર સ્થપાએલા આર્ય ધર્મની ઇમારત કેવી અડગ અથાગ ઉભી છે? એક કાંકરી પણ ખરી ગઈ છે?

આ દુનિયાને સ્થૂળરૂપમાં તો ગમે તે યોગ્યતાનો માણસ જોઈ શકે છે, પરંતુ ચેતનનો ભાગ જોનાર માટેજ બુદ્ધિનો ઉપયોગ છે. અને તે જોવામાંજ મનુષ્યનું મનુષ્યત્વ છે; અને તેથી અનાદિ કાળથી આ ક્ષણભંગુર વિશ્વ વિચારવંત મનુષ્યોને શોધખોળ અને વિચાર માટે એક મહાન જીવંત પાઠશાળા સમાન થઇ પડી છે. ચૈતન્યવાદ આર્યના અદ્વૈત મતમાં, એશિયા ખંડના બુદ્ધિસ્ટ અર્હતોમાં, યાહુદી કેબાલિઓમાં, મુસલમાન સુફિયોમાં, તેમજ મિસર, મેકિસકો, આસીરિયા, ઇરાન ઇત્યાદિ પ્રાચીન લોકોમાં જોવામાં આવે છે; પરંતુ એકલો ચૈતન્યવાદ યુરપ ખંડમાં કોઇ પણ કાળે તેટલે દરજ્જે ભાગ્યેજ વિસ્તાર પામ્યો છે. ગ્રીસ તથા રોમના પ્રાચીન ઇતિહાસ જે કાંઇ પ્રકાશ આપે છે તેમાં પણ સ્થૂળ તથા સૂક્ષ્મ એમ મિશ્રિત જ્ઞાન છે. બાહ્ય જગત્‌નું પ્રથક્કરણ કરી અંતિમ સાધ્યના શોધ તરફ આ જ્ઞાન ગએલું દેખાય છે. અને તેમાં વળી અર્વાચીન યુરપના તત્વવેત્તાઓ તો કેવળ સ્થૂળ વાદ ઉપરજ ગયા છે. હમણાં હમણાં પાછી ચેતનની ઝાંખી કરવા માંડયા છે.

ઉપર દર્શાવ્યા મુજબ જાગૃત સ્વપ્ન તથા સુષુપ્તિ અવસ્થાથી ભિન્ન તંદ્રા, લય, સમાધિ, પ્રેરણા આદિ અનેક નામવાળી દશા પ્રાપ્ત કરીને તત્ત્વવેત્તાઓ અને મહાત્માઓ પાકયા, અને એકાગ્રતાના પ્રતાપે દુનિયાંમાં બોધ રૂપી પ્રકાશ આપ્યો છે. આર્યાવર્ત બહારના તત્ત્વવેત્તાઓને તત્ત્વજ્ઞાનનું ભાન થયું તે કેટલાક માને છે કે સ્વતંત્રપણે મનુષ્યની બુદ્ધિથીજ થયું છે; પરંતુ હમણાંના પંડિતોનાં શોધમાંથી જોઇએ છીએ તો જણાય છે કે વાસ્તવમાં આ બધા મહાત્મા આર્યાવર્તનાજ છે. આ બધા તત્ત્વવેત્તાઓ હિંદુઓનીજ સંતતિ છે. માટે પાશ્ચાત્યોના તત્ત્વજ્ઞાનનું અવલોકન કરવા અવલ પાશ્ચાત્ય પ્રજાઓની મૂળ ઉત્પત્તિ અને તેને અંગે આખી પૃથ્વીની પ્રજાઓની ઉત્પત્તિ બદલ બે બોલ કહીશું તો નિરર્થક થશે નહિં.

## (૨) પૃથ્વીની પ્રજાઓની ઉત્પત્તિ અગર જાગૃતિનું મૂળ.

હિંદુશાસ્ત્ર પ્રમાણે તો સૃષ્ટિ અનાદિ છે એટલે ખાસ ઉત્પત્તિનો સવાલજ નથી. છતાં અનેક દૃષ્ટિબિંદુથી, ભિન્ન રૂચિવાળા માટે યુક્તિસર કલ્પનાઓ કરેલી દેખાય છે. ઈતર પ્રજાઓનાં શાસ્ત્રોમાં કાંઈ તેવી યુક્તિ છેજ નહિં એમ કહીએ તો ચાલે; તેમાં તો એકલાં ફરમાનજ છે; ને તે સ્થૂળ શાસ્ત્ર વિરૂદ્ધ હોય કે ન હોય તો પણ માનવાં ફરજીઆત છે.

હિંદુસ્થાન જેવી કોઈ પ્રાચીન પ્રજા અસ્તિત્વમાં નથી એટલે તેમનો ઇતિહાસ તો ક્યાંથીજ મળે ! એટલે કે હિંદુસ્થાન જે વખત વિદ્યાકળા હુન્નર વૈભવ સામ્રાજ્ય એમ બધી રીતે શિરોમણિ હતું તે વખત બીજી બધી પ્રજાઓ અંધકારમાં હતી એમ અનુમાન થાય છે. હિંદુસ્થાનના આર્યો તે મુલકમાં વસ્યા ત્યાર પછી તે મુલકની પ્રજા જેવું રૂપ બંધાયું ને તેથી તે બધી પ્રજાનું મૂળ આર્યાવર્ત છે. યુરપના પ્રાચીનમાં પ્રાચીન ઇતિહાસ ગ્રીસનો છે તેમ પ્રાચીન પ્રજા પણ ગ્રીક છે. India in Greece " ગ્રીસમાં હિંદુસ્થાન " નામનું પુસ્તક જોવાથી સમજાશે કે હિંદુસ્થાનજ સર્વનું મૂળ છે. લુઇજેકલિયટ નામનો પ્રસિદ્ધ ફ્રેંચ પંડિત કહે છે કે India is the cradle of the world, તેમ ક્રુઝર નામનો પંડિત કહે છે કે " The country on earth which can justly claim the honour of having been the cradle of the human race is assuredly India. પાશ્ચાત્યોની શરૂની કલ્પના એવી થઈ કે હાલ હિંદુઓ દેખાય છે તેવા મૂળથીજ હશે અને તેથી કર્ણ, અર્જુન, કૃષ્ણ, રામ જેવા આ ભૂમિમાં હોયજ નહિં ને તેથી આર્યોનું હિંદુસ્થાનમાં આક્રમણ હિંદુસ્થાનની બહારથી થએલું છે એમ તર્ક ઉપર ચડી ગયા. પછી તેનું સ્થાન કોકેસસમાં કોઈ આપે તો કોઈ મધ્ય એશિયામાં મનસ્વીપણે કલ્પે. બાદ ધીમે ધીમે પાશ્ચાત્યોએ વધારે જોયું અને ઉંડા ઉતર્યા તેમ પ્રકાશ કાંઈક પડ્યો, તે સાથે પોતાની નૈસર્ગિક પ્રમાણિકપણાનો પણ કાંઈક આવેશ આવ્યો એટલે હવે લગભગ બધા ઉલટ કલ્પના ઉપર આવ્યા છે કે આખી દુનિયામાં જે લોકો જોઈએ છીએ તે બધા હિંદુસ્થાનના આર્યોજ છે. ગંગા જમુના અને નર્મદા વચ્ચેના આર્યોએ, અનાદિ કાળથી વસ્તી વધવાના કારણથી, બહુતાના કારણથી, લડાઈની હારજીતથી, એમ અનેક કારણોને લઇને પૃથ્વીના બધા ખંડોમાં જઇને વસાયત કરીને સંસ્થાનો ( Colonies ) સ્થાપ્યાં એમ

કેટલાક નિર્ણય ઉપર આવે છે. **લીમૂરિયા** તથા **એટલાંટિસ** ખંડો પ્રાચીન હતા તે ઓળાઇ ગયા અને નવા નિકળ્યા તેથી ખંડોના ફેરફાર થઇ ગયા એમ કહે છે.

• ભૂગર્ભશાસ્ત્રીઓનો તર્ક એવો છે છે કે પ્રાચીન 'આટલાંટિસ' **अतलांतिक**નો પ્રદેશ તે હાલનો 'આટલાંટિક' મહા સાગર છે ત્યાં હતો અને 'લીમુરીયા' તે હાલના હિંદી મહાસાગરમાં હતો. આફ્રિકા, આસ્ટ્રેલિયા, જાવા, સુમાત્રા, માડાગાસ્કર તથા એશિયા ખંડનો દક્ષિણનો ભાગ એ બધો પ્રદેશ એક ખંડ હતો એમ મનાય છે. પ્રલય થયો તેમાં ફક્ત 'ઇસ્ટર' બેટ બચ્યો છે. તેના ઉપર હાલ પણ પ્રાચીન કોતરકામ તથા મૂર્તિઓનાં નિશાન છે. અફ્ઘાનિસ્તાનની ઉત્તરે આવેલા બામ્યા શહેરમાં પણ ઇસ્ટરબેટ જેવી નિશાનીઓ દેખાય છે.

પાશ્ચાત્યોની ખંત મહેનત અને ભૌતિક શાસ્ત્રો લાગુ પાડવાની યુક્તિ સુપ્રસિદ્ધ છે. દુનિયાની બધી પ્રજાઓની જાગૃતિ શી રીતે અને કયાંથી થઇ તેનો નિર્ણય હવે લગભગ થયો છે ને તે સર્વમાન્ય જેવો છે. આ નિર્ણય કરવામાં હરેક પ્રકારનો ઉપયોગ લીધો છે. આર્યાવર્તની પ્રજાનું વર્તન ( Character ) સાંસારિક, ધાર્મિક રાજકીય આદિ બંધારણો, શૌર્ય, પરાક્રમ, સ્વદેશાભિમાન, સ્ત્રીહકનું સ્થાન, દેશાવર સાથે રાજકીય તથા વ્યાપારી સંબંધ, દેશાવરમાં સ્થાપેલાં સંસ્થાનો ( Colonies ) ની હકીકત, ભાષા, લીપિ, કાવ્ય, નાટક, તત્ત્વજ્ઞાન, ગણિત, ભૂમિતિ, ખગોળ વૈદિક આદિ શાસ્ત્રો, કળા, હુન્નર, કારીગરી, શિલ્પશાસ્ત્ર, વણાટ આદિ હુન્નર, ગાયન શાસ્ત્ર, વાદ્યશાસ્ત્ર, તથા ત્યાંની લક્ષ્મી, ઇત્યાદિ બાબતોનાં શોધન કરતાં આખી દુનિયાંને હિંદુસ્થાનના આર્યોએજ લાભ આપ્યો છે એમ હવે નિર્ણય ઉપર આવે છે. હિંદુઓની વર્ણ તથા જાતિને પણ માન મળે છે, તેમ તેથીજ હિંદુપણું ટકયું છે એમ પણ સ્પષ્ટ કહે છે.

ઉપર મુજબ પાશ્ચાત્ય પંડિતો તથા તેમના આર્ય અનુયાયીઓ તેમજ કેટલીક બાબતોમાં સહજ વિરૂદ્ધ મતવાળા સનાતનીઓ એમ બધા કબુલ કરે છે કે **પુરૂષસૂક્ત** ના ચતુર્વર્ણની પ્રજા આર્યાવર્તમાંજ ઉત્પન્ન થઇ છે. બીજી પ્રજાઓને આર્ય કહેવડાવવાની તલપ આવે છે તે આ આર્યોએજ બહાર જઇને પૂરી પાડી છે એમ હવે સમજાયું.

ઠેઠ વેદમાં સમુદ્રની મુસાફરી તથા વિમાનની મુસાફરી કરવાનો ઉલ્લેખ છે. **समुद्रं गच्छ स्वाहा । अंतरिक्षं गच्छ स्वाहा ।** ( યજુર્વેદ અધ્યાય ૬ મંત્ર ૨૧ ). સ્મૃતિઓમાં પણ છે. બાદ રામાયણમાં દેશાવરની હકીકત જોઇએ તેટલી છે. રામના લવ કુશ, તથા લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એ બધાના દીકરાને રાજ્ય વહેંચી આપ્યાં તેમાં બધા ખંડોનો સમાસ થઇ શકે છે. પુરાણો—વિષ્ણુપુરાણ આદિ—માં તેના અનેક પ્રસંગો છે. ક્ષત્રિઓને ધર્મથી વિમુખ થવા માટે બીજી શિક્ષા નહિં કરતાં મ્લેચ્છો કરીને, અગર વૃષલ કરીને દાઢી મુછ, માથાના વાળ વિગેરે અમુક રીતે મુડાવીને દેશપાર કરેલા તેવા ક્ષત્રિઓ એશિયા, યુરોપ, અમેરિકામાં જઇને વસ્યા ને ત્યાં સંસ્થાનો સ્થાપ્યાં. મહાભારતમાં પાંડવોના એ વખતના દિગ્વિજયમાં પૃથ્વીના બધા ખંડ અને દેશો આવી જાય છે. અમેરિકામાંથી અર્જુન કન્યા વરી લાવ્યો એમ પણ આ ઉત્સાહી શોધકો બોલવા માંડયા છે. જોકે અનાદિ કાળથી આર્યો ઉપર બતાવ્યા મુજબ બહાર ગયા છે પરંતુ મહાભારતના યુદ્ધ પછી ક્ષત્રિઓ આખી દુનિયામાં એકદમ ફેલાઇ ગયા એમ પંડિતો કહે છે. વેદના કાળથી માંડીને પુરાણો સુધીની હકીકત ઉપરથી પાશ્ચાત્ય પંડિતો તથા આર્ય પંડિતો તર્ક કરીને કલ્પનાઓ કરે છે. તે બધાનો સમગ્ર વિચાર કરતાં આર્ય પ્રજ્નમાંથી ચારે વર્ણના લોકો ધર્મ ભ્રષ્ટતાના તથા બીજા કજીયાના પ્રસંગોને લઇને જે બહાર નિકળી પડયા હતા તે ચોતરફ ફેલાયા તે નીચે પ્રમાણે:—

પશ્ચિમ તરફ—એશિયા ( એશિયા તે **सुमित्रा** અગર '**भजस्व**'ના વંશમાં **अश्व** નામની જાતિ હતી તે વસ્યા તેથી 'એશિયા' ને તેજ પ્રાચીન જંબુદ્વીપ ) ના અફઘાનીસ્તાન ( પ્રાચીન અફઘાનીસ્તાન તો આર્યાવર્તમાંજ ગણાતું હતું ), ઇરાન, અરબસ્તાન, ઇજીપ્ત, તુર્કસ્તાન, ઇથિયોપિયા, ફિનિશિયા તથા યુરપ ( **हरियुपीय** શબ્દ ઋગ્વેદમાં છે. ત્યાં ઇન્દ્રે જઇને **वरशिख** દૈત્યને માર્યો હતો. **वधीत इन्द्र वरशिखस्यशेषः वरु हरियुपीयायाम्** ઋગ્વેદ ૬–૩–૨૦) ના ગ્રીસ, રોમ, ફ્રાન્સ, સ્પેન, જર્મનિ બ્રિટન આદિ.

ઉત્તર તરફ—ટિબેટ, તાત્તર, તુર્કીસ્તાન, ટસ્કનિ, સિથિયા, કેલ્ડિઆ, આસીરિયા, ઈટૂરિયા, ખોવાઈ ગયેલો એટલૅંટિસ, સાઇબીરીયા, સ્કેન્ડિનેવિયા, રશિયા આદિ.

પૂર્વ તરફ—બ્રહ્મદેશ, સિયામ, ઇન્ડિયન આર્કિપેલેગોના બેટો, ચીન, જાપાન, મૉંગોલિઆ, આદિ.

દક્ષિણ તરફ—સીલોન, જાવા, સુમાત્રા, ઓસ્ટ્રેલિયા, ખોવાઇ ગયેલો લીમૂરિયા, અમેરિકા આદિ.

મનુના પ્રકરણ ૧૦ પાન ૪૩ ના **ચીના** તે ચીના, **શક** તે સક્સ, **પહ્લવ** તે મીડિઝ પેહેલવી અગર ઇરાની, **કંબોજ** તે કંબોડિયાના રહીશ, **યવન** તે ગ્રીક અગર મેસેડોનિયાના રહીશ, **દ્રવિડ** તે ડ્રુઇડ, ( Druids ) **દરદ** તે ચીનના અમુક ભાગના લોક, **ખશ** તે યુરપ એશિયાની સંધિના પ્રદેશના લોક હોય એમ સમજાય છે.

પ્રથમ કહેવાની જરૂર છે કે પૃથ્વીમાં વખતો વખત ફેરફાર બહુ થયા છે એ વાત ભૂગર્ભશાસ્ત્રી હાલમાં સારી રીતે સમજાવી શકે છે. હિમાલય પર્વતની તળેટીમાં સમુદ્ર હતો એમ વેદમાંથી નિકળી આવે છે. **અથર્વવેદ**ના એક મંત્રમાં લખ્યું છે કે **तत्र नावा बवन्धत यत्र हिमवतः शिरः॥** અર્થાત્ હિમાલયની ચોટલી છે ત્યાં વહાણો બંધાતાં હતાં ! આ મુદ્દો લક્ષમાં રાખીને જોવાથી પ્રાચીન સપ્તદ્વીપ આદિ કાંઇક સમજમાં આવશે. આ પ્રમાણે જોતાં હરિવંશ પુરાણમાં સ્વયંભુવનો પુત્ર પ્રિયવ્રત પૃથ્વીના સાત ખંડ કરે છે, અગર જેમ ભરત પૃથ્વીના સાત ખંડ કરે છે તે ખંડ નીચે પ્રમાણે દેખાય છે:—*

| | | |
|---|---|---|
| ૧ | જંબુદ્વીપ | એશિયા |
| ૨ | પ્લક્ષ | દક્ષિણ અમેરિકા |
| ૩ | પુષ્કર | ઉત્તર અમેરિકા |
| ૪ | ક્રૌંચ | આફ્રિકા |
| ૫ | શક | યુરપ |
| ૬ | શાલ્મલિ | ઑસ્ટ્રેલિયા |
| ૭ | કુશ | ઓશિઆનિયા |

* બીજા વિદ્વાનો પૃથ્વી ઉપરના આ સાત દ્વીપની બીજી રીતે વહેંચણી કરે છે. છેવટનો પ્રલય આશરે ૬૦૦૦ વર્ષ ઉપર થયો હતો એમ ભૂગર્ભ શાસ્ત્રીયો અનુમાન કરે છે. તે વખત કદાચ એટલેંટિસ, લીમુરિયા આદિ અદૃશ્ય થઇ ગયા હશે અને ખંડોમાં ફેરફાર થયા હશે.

હવે ઉપરના કહેલા મુલકોમાંથી કેટલાકનું સહજ દિગ્દર્શન કરીએ.

અફગાનિસ્તાન—પાંડવોના દિગ્વિજયમાં પાંડવો પૂર્વ તરફ બર્મા, સિયામ, ચીન, મૉંગોલિયા, ટિબેટ, તાતાર, ઇરાન, શીસ્તાન ( **शीतस्थान** ) એમ થઇને પછી ઇરાન, કાબુલ, કંદહાર, ( **गंधार** ) અને બલુચિસ્તાન ઉપર થઇને પાછા આવ્યા હતા. પ્રાચીન **नाग** જાતિમાં **अवगाण** નામનો પુરૂષ જઇને વસ્યો તેથી 'અફ્ઘાન' થયું. ગિઝનિનો સ્થાપક તે ક્ષત્રિય યદુ રાજા **गजसिंह**. ગજસિંહે શાહ સિકંદર, રૂમી તથા શાહ યમરાઇઝનાં સંયુક્ત લશ્કરોને હરાવ્યાં હતાં. ગ્રેટબ્રિટનના સ્કૉટલૅન્ડના સ્કૉચ લોકો તે આ અફ્ઘાનોની ઓલાદ કહેવાય છે. મક્કામાં શિવાલય હતું તે મક્કેશ કહેવાતા ને તેથી તે પ્રદેશ મક્કેશ—મક્કા—દેશ. મક્કામાં હાલ પણ બ્રાહ્મણ છે, દેખાવમાં મુસલમાની પોશાક પણ અંદર જનોઇ પહેરે છે!

બલુચિસ્તાનના લોક તે પુરાણોના **किरात**.

ઇરાન—પુરૂરવાના દિકરા '**वेर**' તેણે ઇરાનમાં સંસ્થાન સ્થાપ્યું. તેના વંશજ તે 'એરાની'—ઇરાની.

પારસી—ફારસી—પર્શિયા—આદિ નામો '**परशुराम**' ઉપરથી ઘટાવવામાં આવે છે. વેદના **जरदिष्ट** તે જરથોસ્ત. **यु—भरत—ईस** તે યુફ્રેટિસ' એમ અનેક કલ્પનાઓ ઘડાય છે. પુરાણોમાં અનેક વખત **चीना**ની માફક **पारसीक** નામ સ્પષ્ટ આવે છે. **बाह्लिक** ને 'બેક્ટ્રિયા' અને '**माद**' ને 'મીડિયા', વળી એમ પણ નિકળે છે કે ચંદ્રગુપ્ત બેબિલોનના રાજા સેલ્યુકસની દીકરીને પરણ્યો હતો અને ઉદેપુરના મહારાણા મૂળ પુરૂષ બાપારાવળ માટે વિદ્વાનો કહેછે કે મધ્ય એશિયામાંજ મુલકો સર કર્યા હતા તેમાં ઇરાનના બાદશાહ નહુશરવાનની દીકરીને પરણ્યા* હતા.

ઇજીપ્ત—હિંદુસ્થાનના "**पंत**" ભાગમાંથી લોક મિસરમાં ગએલાનું નિકળે છે. **पंतस्थान** તેજ હિંદુસ્થાન. મિસરમાં પશુ પક્ષી, તથા અનેક પ્રકારની ચીજો પ્રાચીનકાળમાં હતી, તે ચીજો હિંદુસ્થાન સિવાય બીજે કંઈ મળે તેવી નહતી. પુરાણના મત્સ્યાવતારની કથા તે વેદના **शतपथ ब्राह्मण**ની **मनु** તથા **मत्स्य**ની આખ્યાયિકા ઉપરથીજ થએલ હોય એમ દેખાય

---

* આ વાત મેવાડના લોક માન્ય કરતા નથી.

છે. **મનુ** મહારાજની દરિયાઇ સફર આ પ્રદેશ તરફની પણ કદાચ હોય. આ પ્રમાણે પ્રાચીન વ્યવહાર સ્પષ્ટ છે.

પીરેમીડો તે **સ્તૂપ** મિનારા હિંદુસ્થાનના મંદિરોની ઢબ ઉપર છે. વાસ્તવમાં તો મિસર તે પુરાણનો **મિશ્ર**. મિસરની ભાષાના ૫૬૦ શબ્દો સંસ્કૃતમાં એકજ દેખાય છે. **અટક**ની નીચે દસેક માઇલ ઉપર સિંધુનો ફાંટો ' નીલબ ' ( નીલ—અબ—અબ એટલે જળ ) જાય છે ત્યાંજ નીલમ નામે ગામ છે. ત્યાં નદીનો પટ સાકંડા હોવાથી પાણી ' નીલ ' ( સ્યામ ) દેખાય છે. આ ' નીલબ ' ઉપરથી ઇજીપ્તની નાઇલ નદીની સંકલના કરવામાં આવે છે. એબીસીનિયા તે સિંધુના પ્રાચીન નામ ' એબોસિન ' ( Abossin ) ઉપરથી, ને તે **अभिसिंधु** એટલે **સિંધુ**ને મળતો છે. પાંડવોના બીજા દિગ્વિજયમાં, સીલોન ( સિંહલદ્વીપ ), આફ્રિકાના ઝાંઝીબાર, અરબસ્તાન, ઇજીપ્ત, એમ ફરીને આવ્યા દેખાય છે. ઇથોપિયામાં હજી હિંદુ વિદ્યા, તથા રિવાજો દેખાય છે.

ગ્રીસ—ગ્રીસની ઘણી જાતો ( Races ) છે તેમાંથી ઘણાનાં મૂળ રજપુતો દેખાય છે. મેકેડોનીઆ—મેસિડોનિઆ—મેસિડન તે **મગધ**નોજ અપભ્રંશ છે. મગધની રાજધાની તે **राजगृह** કહેવાતી, તેમાંથી **राज** ઉડી જઇને **गृह थइ** ગયું, તે ઉપરથી **गृहीक** અને તેનું ગ્રીક. ગ્રીકની એકાદ જાત તપાસીએ. ગ્રીકો ' પિલાસગસ 'ના વંશજો હોવાનું કહે છે. તેઓ ' પેલારગી ' કહેવડાવે છે. ' પેલાસ ' તે બિહાર. પિલાસગસનું મૂળ તે પિલાસ્કા અગર બિહારની રાજધાની ' ગયા '. કૈલાસ તે ગ્રીકના યુનાનીઓનું ' કેનન ' અને રોમનું ' કાકિન '. ગ્રીક અગર આયોનિયન તે **यवन**—જદુના વંશજ—યવન. પ્રસિદ્ધ જ્યોતિષ **યવનાચાર્ય** નામથી ઘણો પ્રકાશ પડશે.

રોમ—રોમ શબ્દ લેટીન નથી પરંતુ **राम** નો અપભ્રંશ હોવાનું વિદ્વાનો તર્ક કરે છે. ' ટ્રોય ' ના ટ્રોજનોના વંશજ કહેવાય છે. રોમમાં ટ્રોજન તથા ગ્રીકનું મિશ્રણ છે. ' **हूण** ' નામ પુરાણમાં આવે છે તેનો પણ સંબંધ છે. ઇટલિનું નામ **पटव्कर**—Country of volcanoes—જ્વાળામુખી પર્વતનો મુલક છે. ' રોમ ' નામ **रोमकपत्तन** દેખાય છે. રોમના બાદશાહ પાસે હિંદુસ્તાનના એલચીઓ જતા હતા. પ્રસિદ્ધ '**ગિબન**' કહે છે કે હિંદુસ્થાનથી પ્રાપ્ત થએલ મોજશોખમાંજ રોમની બાદશાહીનું

પતન થયું. વળી ભાસ્કરાચાર્ય રોમમાં ભણ્યા હતા એમ **रोमकसिद्धांत** ઉપરથી સમજાય છે.

જર્મન—આ ટયુટન, અગર સેકસનનો મૂળ પુરૂષ મનસ ( **M**anus ) તે ઇંગ્રેજી મૅન ( **M**an ) અને જર્મન ( **M**ann ) તેજ **मनु**. જર્મન Mensch તે **मनुष्य**, તેજ રાજશાસક **मनु**. તે મિસરના મેનેસ (Menes), અરબોમાં મનહ ( **M**anah ), બિથિનિયામાં માની, લિડિયામાં મેન્સ, ક્રીટમાં માઇનસ ( **M**inos ), ઍથેન્સમાં મેન્સ, ઇટ્રૂરિયામાં માન્તુસ અગર મનુસ, ડેન્માર્કમાં મર્જ, આઇસલૅન્ડમાં માન, એમ સ્થળ પરત્વે થઇ ગયો.

જર્મન લોકો—ઇતર યુરોપીયનની રીતથી ઉલટ—ઠંડો મુલક છતાં, સવારમાં સ્નાન કરે છે. વાળ લાંબા રાખવા ને ગાંઠ માથા ઉપર બાંધવી, તથા પોષાક જરા ઢીલો રાખવો એ બધું હિંદુનું છે. જર્મન તે **शर्मन्** તે બ્રાહ્મણનુંજ **शर्मन्** ' શર્મા ' નું ' જર્મ ' અને ' જર્મ ' નું ' જર્મન ' ( ' જ ' નો ' શ ' થઇ શકે છે જેમકે ' આર્ય ' અને ' આશ્ચર્ય ' ). જર્મનિમાં ' **हुण** ' લોકો વસ્યા હતા તેજ રોમન સામ્રાજ્ય તોડનાર પૈકી એક જાત એમ દેખાય છે. સૅક્સન ( Saxon ) તે ' સકસ ' ( Sacus ) **सकसूनु** તેમનું Himmel તે Heaven તે **H**imalaya **हिमालय** ઇંગ્લાંડમાં તથા યુરપના બીજા દેશોમાં દેવળના કોતર કામમાં ' કાનગોપી ' દેખાય છે. હિંદુઓમાં સાધારણ રીતે કહેવાય છે કે સીતાજીએ ત્રિજટાને વરદાન આપ્યું હતું કે તારા વંશજને કલિયુગમાં રાજ્ય મળશે તે આ જર્મન હુણ લોકો છે એમ મનાય છે ( જો કે કેટલાક તો મહારાણી વીક્ટોરીઆને ત્રિજટાનો અવતાર કહે છે ). બિભીષણે તો રામચંદ્રજીની કૃપાથી તે સમયમાં પણ કાંઇક મુલક મેળવ્યો હતો તેમાં પણ આ મુલક હોય !

બ્રિટન—**सप्तद्वीप**માંનો **शाकद्वीप** તેજ ગ્રેટબ્રીટન એમ કેટલાક કહે છે. ઈંગ્લાંડના જૂના ધર્મગુરૂઓ ' ડ્રુઇડઝ ' ( Druids ) તે **बुद्ध** બ્રાહ્મણો. જેમ ' મુનિદ્વીપ ' ઉપરથી ' મોનાદ્વીપ ' થયો તેમ **द्रविड** ઉપરથી પણ ડ્રુઇડ હોય ! અગર ' **द्रौपदेय** ' ઉપરથી પણ હોય ! તેમનામાં કર્તા, ભર્તા અને સંહર્તાની ત્રિપુટિની કલ્પના છે. બ્રાહ્મણોથી જેમ રાજા અને રાજ્ય ધ્રુજતાં તેમ ડ્રુઇડથી પણ થતું હતું. ઈંદુવંશના હોવાથી ચંદ્ર (Crescent) નું ચિહ્ન તેઓ ધારણ કરતા હતા. ઇંગ્લિશનું ' હુર્રા ' ( Hurra ) તે હર—હરો.

" જર્મની આદિ યુરોપનો કેટલોક ભાગ **રાક્ષસ** ના વંશજોને મળ્યો હોય એમ આર્યો માને છે; તેમ **ગ્રેટબ્રિટન** ફ્રાન્સ આદિ મુલકના લેકોને **વાનરમુખ** એટલે **વાનર** વંશના માને છે; કેમકે સીતાજીએ ત્રિજટાને વરદાન આપ્યું હતું તેમ સુગ્રીવ આદિ વાનરોને રામચંદ્ર વરદાન આપ્યું હતું, આ રાક્ષસ અને વાનરનું યુદ્ધ હમણાં થયું તેમાં પણ આખર વાનર જીત્યા!

ફિનિશિયા—મૂળ લેટિન પીનિ Paeni તે ઋગ્વેદનું **પનિ** હોઇ શકે. **પનિ** એટલે વ્યાપારી. **પણીયસ** તે લેટિન **પિનિકાસ** ને તેજ ફીનિશિયા.

કૅલ્ડિયા—કૅલ્ડિયન-**કુલદેવ** બ્રાહ્મણ. ટ્રોજનની લઢાઇમાં ' અવંટિ ' જાત છે તે માળવાની ' અવંતિ ' નાજ ક્ષત્રિઓ, અને આ ટ્રોજનો તેજ રોમનો.

ઍસીરિયા—આ ઍસીરિયા તેજ **અસુરો** નો મુલક હોય એમ સમજાય છે. આ લોકનો મૂળ રાજા બલી, બેલ, બેલ તે હિંદુસ્થાનનો **બલિ.** હાલના તુર્કિસ્તાનના ' તાજુક ' ( Tajuks ) કહેવાય છે. તેજ પ્રાચીન તક્ષકનું સ્થાન મનાય છે; ને તેજ સિથિયન-**શાકદ્વીપ**-ના વાસી; ને તેજ **શક-નાગ-તક્ષક.**

તુર્કસ્તાન—તુર્ક-તુરિષ્ક; **તુર્વ** રાજાને આર્યાવર્તમાંથી કાઢી મૂક્યો તેણે સંસ્થાન સ્થાપ્યું તે તુર્વસ્તાન-તુર્કસ્તાન-તેમાં ' સમરકંદ ' છે તેજ **સુ-મેરુ-સ્કંધ.** હાલ પણ શિકારપુરના હિંદુઓ ઇરાન, તુર્કસ્તાન તથા રશિયામાં છે એમ ઇંગ્રેજોના લેખો છે ( જુઓ **ટૉડનું રાજસ્થાન** ). મસ્કત મક્કા, યદ્દા વિગેરે સ્થળેથી શ્રીનાથજીમાં ભેટો આવે છે એટલુંજ નહિં પણ સમરકંદથી અને ઠેઠ વોલ્ગા નદીના મુખવાળા પ્રદેશમાંથી પણ આવે છે. કાસ્પિયન સમુદ્રના આસપાસના તમામ મુલકમાંથી તેમ સાઇબીરીયા ગ્રીન્લેન્ડ, એસ્ટ્રેખાન વિગેરે સ્થળેથી પણ આવે છે. **તર્ક**નો પુત્ર **તમક** તે પુરાણમાં **તરિષ્ક** થયો, તે ઉપરથી તુર્કસ્તાનનો મેળ પડે છે. **ઉત્તરકુરુ** તે ખુરાસાન તથા આસપાસનો મુલક; સૂર્ય તથા ઇંદ્રવંશી ક્ષત્રીઓએ વસાવ્યો તે બધો તુર્કસ્તાનનો મુલક.

સાઇબીરીયા—**પ્રદ્યુમ્ન, ગદ** અને **સાંબ** એમ યદુવંશીઓએ સાઇબીરીયામાં વસાયત કરીને ત્યાં બજરાપુર **વિજાપુર** વસાવ્યું. આ ઉત્તર એશિયાના પ્રદેશમાં હજી પણ આર્યોની સંતતિ દેખાય છે. ' સેમોયિડિક ' તે

**श्यामवर्तु**: કાસ્પિઅન અને કાળા સમુદ્ર વચ્ચેના **કોહિયના** પ્રદેશમાં હાલ પણ હિંદુઓ છે. મધ્ય એશિઆના ખાન હજી પણ વેદના દેવોને પૂજે છે.

*સ્કેન્ડિનેવિયા—**स्कंघनाभि** અગર **स्कंदनाभि—स्कंदनवि**—સ્કેન્ડિનેવિયા; **स्कंद** રાજાએ સ્થાપના કરેલી તેથી. આ લોકનું પ્રાચીન ધર્મશાસ્ત્ર 'એડ્ડા' ( Edda ) તે **वेद**. આ 'એડ્ડા' માં કહે છે કે અસિગર સ્થાપનાર અસિ તેજ 'ગેટિસ' અગર 'જિટસ' ( Getes or Jits ) ની મૂળ જાતિ છે તે '**असिगढ**' ઉપરથી દેખાય છે. હિંદુઓમાં સૂર્ય ચંદ્ર તથા તારાઓ ઉપરથી વારનાં નામ છે તેમ આ લોકમાં પણ છે. વેદમાં **रुशान्** દેખાય છે તે રૂસ અગર રૂશિયા પણ હોય !

ટિબેટ—આ મુલક તો હિંદુસ્થાનનો ભાગજ ગણાતો. ત્યાંની રીતભાત, નીતિ, ધર્મ બધુંજ આર્યોનું હતું. પાછળથી બુદ્ધ ધર્મ હરીફ થયો ને ત્યાંથી ચીન પણ ગયો. ટિબેટ તે આર્યોનું **त्रिविष्टप**—સ્વર્ગ જાપાન તે **अवांगक** અને **नाग** તે કદાચ નીકોબાર પણ હોય. હૈહય વંશના અર્જુને અરાઢ દ્વીપ જીત્યા તેમાં આ **अवांगक** જાપાન આવી જાય છે.

બ્રહ્મદેશ—આ દેશનું નામજ હિંદુસ્થાનનો ભાગ છે એમ કહી આપે છે.

જાવા—ચોથા સૈકામાં ચીનના યાત્રાળુઓ જાવા ગયા હતા. તે લખી ગયા છે કે ત્યાં બધા હિંદુઓજ હતા. હાલ પણ ત્યાં હિંદુધર્મજ વાસ્તવમાં છે. પ્રાચીન હિંદુ દેવળનાં ખંડેર તથા પ્રતિમાઓ પણ છે.

જાવા—જવ-**यव-द्वीप**-નો જવ જેવોજ આકાર છે.

સુમાત્રા—જાવાની માફકજ સ્થિતિ છે.

બોર્નિયા—જાવાની માફક. **वरुण** તે બોર્નિયો અને **गंधर्व** તે જાવા હોય એમ પણ અનુમાન થાય છે,

આસ્ટ્રેલિયા—આ ઠેકાણે કિનારા ઉપર સંસ્થાન સ્થપાયું, પણ ત્યાંથી પાછા નિકળી ગયા હોય એમ લાગે છે. ત્યાંના વતનીઓનું ધનુષ બાણ અર્જુન અને કર્ણના ધનુષ બાણુને મળતું છે. તીર જો નીશાન ઉપર ન

---

*શ્રીકૃષ્ણનો રાસ અહિં રમાયો તેમ તર્ક થાય છે. કેમકે છ મહીનાની રાત શ્રીકૃષ્ણે કરી હતી. આ તર્ક માલ વગરનો છે. રૂપક સમજવાથી ખુલાસો થઇ શકે છે, બાકી યોગ શક્તિને તો શું અશક્ય છે ?

લાગે તો પાછું ફેંકનાર તરફ આવે છે આ લોકનું Boomerang નામનું તેનું અસ્ત્ર છે તેનું વર્ણન એ બાણુ જેવુંજ છે. પાશ્ચાત્યો આ ‘ બુમરેંગ ’ ઉપરથી આર્યના અર્જુન અગર રામબાણની કલ્પના કરી શકે છે. આ પ્રાચીન પ્રજા હાલ તો નષ્ટજ થઇ ગઇ છે. જમાનાના સુધારામાં તે બીચારી પ્રજા અદૃશ્ય થઇ ગઇ.

અમેરીકા—અમેરિકા જવા માટે પ્રાચીન કાળમાં બે માર્ગ હતા એમ જણાય છે. એક લંકા થઇ બંગાળાના અખાત મારફત જાવા, બોર્નિયો થઇને મેક્સિકો, પેરૂ અને મધ્ય અમેરિકા જવાનો: અને બીજો ચીન, મોંગોલિયા, સાઇબીરિયા, અને બેહેરિંગ ઉપર થઇને ઉત્તર અમેરિકા—**પુષ્કર-દ્વીપ**—જવાનો. બેહેરિંગ આગળ હાલ છે તેમ સમુદ્ર પ્રથમ ન હતો. સ્વેઝથી જેમ આફ્રિકા અને એશિયા છુટા પડયા તેમ બેહરિંગથી અમેરિકા અને એશીયા જૂદા પડયા. દક્ષિણ અમેરિક **કુશદ્વીપ**નાં પ્રાચીન ખંડેરો હિંદુના દેવળને મળતાં આવે છે. તેમ મધ્ય અમેરિકાના પીરૂના લોકની રીતભાત હાલ પણ હિંદુને મળતી છે. આ જૂના વતનીઓ જાદુગરને ‘ નાગળ ’ કહેતા તેનું મૂળ ‘ નાગ ’ તેજ અમેરિકાના મૂળ વતનીઓ. આ નાગળ તે એસીરિયાના ધર્મગુરૂ ‘ નાર્ગલ ’. આ નાગલ અગર નાર્ગલ તે દેવને વશ કરવાની એક જાતની શક્તિ છે. આ પ્રમાણે નાગ—નાર્ગલ તેજ અમેરિકાના પ્રાચીન વતની.

અમેરિકાની Mother Earth ની પૂજા તે આપણી પૃથ્વી માતાની પૂજા. બુદ્ધનાં અગર બીજા દેવનાં ‘ પગલાં ’ની પૂજા જેવી પૂજા અમેરિકામાં હતી. મેક્સિકોમાં હજી છે. ગ્રહણ તથા પ્રલયની કલ્પના હિંદુ જેવીજ છે. દેવોમાં પણ શિવ, કાલી, ગણેશને મળતાં છે.

ઉત્તર અમેરિકાની ‘ કાચબા ’ની કલ્પના તે **કૂર્મ**ની પીઠ ઉપર પૃથ્વી રહી હતી તેની છે. તેમ સર્પની પૂજાનું ઇજીપ્શિયન, સિરિયન, ગ્રીક, ચીના, સ્કેન્ડિનેવિયાના લોકમાં તથા અમેરિકાની પૌરાણિક કથા ( Myths )માં છે. પુનર્જન્મની ભાવના પણ ખરી.

અમેરિકન સ્ત્રી પુરૂષના પોશાકમાં પણ હિંદુપણું પુષ્કળ છે. રામ અને સીતા, હજી તેજ નામથી પૂજાય છે. દશેરા જેવો વાર્ષિક ઓચ્છવ થઇ મેળા ભરાય છે. અર્જુનનું પાતાળ તેજ અમેરિકા; ત્યાંથી નાગરાજ **કૌરવ્ય**ની **ઉલુપી** નાગ કન્યાને પરણી લાવ્યા તે **ઉલુપી** શબ્દ ઉપરથી અમેરિકાની

ભાષાના શબ્દને મળતો છે. અમેરિકા જંબુદ્વીપની બરાબર નીચે આવે છે તેથી તેનું નામ **पाताल**=પાતાળ. કુદરતની મજા જુઓ કે કોલંબસને હિંદુસ્થાન ખોળતાં અમેરિકા મળ્યો ને તેથી અમેરિકાના વતનીઓ અમેરિકાના ઇંડિયનો કહેવાય છે! જૂનો સંબંધ તાજો થયો !

આટલી આટલી આર્યોની ઝાંહોઝલાલી છતાં જેમ "નામ તેનો નાશ" છે તેજ ન્યાયથી આર્યાવર્તે આખી પૃથ્વીને પ્રકાશ આપીને વીંછણ બચ્ચાંને જન્મ આપીને પોતે નાશ પામે છે તેમ પોતે જાતે નષ્ટપ્રાય જેવો થઇ ગયો. મહાભારતની લઢાઇ થયા પછી કલિયુગ બેઠો અને હિંદુસ્થાનની પડતીની શરૂઆત થઇ, સારા ક્ષત્રિયો નાશ પામ્યા, અને જે ક્ષત્રિયો બહાર નિકળી ગયા તે બચી ગયા. મહાભારત વખતે હિંદુસ્થાનનો સૂર્ય મધ્યાહ્નનો કહેવાય. ત્યાર પછી અસ્ત થતો આવે છે. મહાભારત પછી વિદેશીઓનાં અનેક આક્રમણો થયાં તેમાં મહત્વનાં ત્રણ ચારજ છે. પહેલો મોટો ઝપાટો શાહબુદ્દીન ઘોરીએ થાણેશ્વરના મેદાનમાં પૃથ્વીરાજને મારીને લગાવ્યો ને ત્યાંથીજ હિંદુ બાદશાહી ગઇ.* કુસંપમાં ગઈ. બાદ બાબર અને સંગરાણાના યુદ્ધમાં બીજો ઝપાટો લાગ્યો. અને છેવટ અહમદ દુરાનીનો મરાઠાઓને ઝપાટો લાગ્યો. આ બધા ઝપાટા કરતાં પણ દુર્ભાગ્યે મહારાષ્ટ્રના આર્યોએ રજપૂતાનાના આર્ય રજપૂતોને પાયમાલ કર્યા એનો કમાલ થઇ ગઇ! હિંદુ બાદશાહીનું નામજ ઉડી ગયું! આ બધા પ્રસંગોમાં હિંદુઓના કુસંપ અને ફાટફુટજ કારણ છે. પરદેશીઓએ હિંદુને હરાવ્યા નથી પણ હિંદુઓએજ હિંદુને હરાવ્યા છે. પોરસને સિકંદરે હરાવ્યો તેમાં પણ તેજ કારણ છે. અને છેવટ યુરોપીઅનોનાં વ્યાપારી રૂપે આક્રમણોમાં પણ તેજ રહસ્ય છે. ખેર ઇશ્વર જે કરે તે સારાને માટેજ. હિંદુસ્થાનને શાંતિ હવેજ મળી છે.

ઉપર મુજબ પૃથ્વીની બધી પ્રજાઓ એકરીતે હિંદુનાં બાળકો છે તો પણ સ્થળ, સમય તથા સંજોગોને લઇને ભેદ પડે છે તે જોઇએ. ગમે તેમ હોય પણ પાશ્ચાત્ય પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વજ્ઞાન આર્ય ષડ્દર્શનના બોધ માટે સમજવાની જરૂર લાગે છે. માટે તેનું સહજ સિંહાવલોકન કરીએ.

## (૩) પ્રાચીન પાશ્ચાત્ય તત્વજ્ઞાન.

આર્યાવર્ત બહાર યુરપમાં દેવ દેવતાઓમાંથી નિકળીને તત્ત્વજ્ઞાનને સ્વરૂપ આપનાર પ્રથમનો નર ગ્રીસનો થેલ્સ હતો. વાસ્તવમાં તો તે પણ

એશિયાનો હતો. ગ્રીક લોકનું **મીલેટસ** નામનું સંસ્થાન ( Colony ) એશિયા માઇનોરમાં હતું ત્યાંનો વતની હતો. તેનો ઇતિહાસ તથા લેખ સ્પષ્ટ નથી, પરંતુ ઇ. સ. પૂર્વે ૬૩૬ માં તેનો જન્મ હતો એમ મનાય છે. તેને માટે જાત જાતની વાતો ચાલે છે. ' અનેક ' માં ' એક ' અને ' એક ' માં ' અનેક ' ને શોધવાનો તેનો પ્રયત્ન પ્રથમનો હતો. તેમાં બધાં તત્ત્વોમાંથી ' જળ ' ને એકલાને મૂળ તત્ત્વ કહીને **એકતાનું** ભાન પ્રથમ તેણે કરાવ્યું. જળને એક તત્ત્વ કહેવાનો હેતુ સર્વ વ્યાપક દ્રવતાને પ્રકૃતિનું રૂપક આપ્યું લાગે છે. સૃષ્ટિનું આદિ કારણ ભીનાશ એટલે કે જળ ઠરાવ્યું; તેજ જળ સ્થૂળ થઇને પૃથ્વી થઇ છે એમ તર્ક કર્યો. આ ઠેકાણે નોંધ લેવા જેવું છે કે પાશ્ચાત્ય ' સીસેરો ' પણ સૃષ્ટિનું આદિ કારણ જળ કહે છે. પરમેશ્વરે મન રૂપથી જળમાંથી સૃષ્ટિ બનાવી એમ પરમેશ્વરનું 'ચેતન' માત્ર ઉમેરે છે. આ તત્ત્વવેત્તાનો સિદ્ધાંત પણ સોક્રેટિસ માફક " તારી જાતને ઓળખ " એમ હતો.

કાળના અનુક્રમ અન્વયે, **થેલ્સ** પછી **એનેક્ઝિમેન્ડર** આવે છે. તેનો જન્મ ઇ. સ. પૂર્વે ૬૧૦ માં મનાય છે. પરંતુ તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતના ક્રમને અનુસરતાં **એનેક્ઝિમિનિઝ** ઇ. સ. પૂર્વે ૫૪૮ અગર ૫૨૯ ના અરસામાં **માર્મેલેટ** માં જન્મ્યાનું મનાય છે. તેની હકીકત નિરીક્ષણ કરવા જેવી છે. કારણ કે તેના સિદ્ધાંત એ **થેલ્સના** મતનોજ પરિણામ ( Evolution ) હોય તેવું દેખાય છે; **થેલ્સનો** શિષ્ય છતાં **થેલ્સના** વિરૂદ્ધ જાય છે ! આ સમયના આયોનિયાના તત્ત્વવેત્તાઓની કાંઇક ખુબી એહેવી દેખાય છે કે નજીકના ગુરૂથી મતભેદ પાડી ત્રીજી પેઢીએ મળતા થવું; કેમકે **એનેક્ઝિમિનિસ, એનેક્ઝિમેન્ડરનો** શિષ્ય છતાં તેનાથી વિરૂદ્ધ પડી **થેલ્સના** મતનો પોષક હતો, થેલ્સ ' જળ ' ને આદિકારણ કહે છે. તેના વિસ્તારમાં **એનેક્ઝિમિનિઝ** ' વાયુ ' ( Air ) ને સ્થાન આપે છે. શરીરમાં તથા બહાર વાયુજ પ્રસરેલો છે; ને તેજ અનાદિ તત્વ છે એમ તેણે નિર્ણય કર્યો. આ ઠેકાણે ખાસ ધ્યાન રાખવા જેવું છે કે **થેલ્સનું** " જળ " તત્ત્વ અગર **એનેક્ઝિમિનિઝનું** " વાયુ " તત્ત્વ તે સાધારણ પદાર્થો દૃશ્ય છે તે નહિં પરંતુ " જીવન શક્તિ " ( Vital energy ) સમજવાની છે, અને તેમાંજ અનેક નામરૂપ સૃષ્ટિના પદાર્થો છે. આ પ્રમાણે **એનેક્ઝિમિનિઝ** નો " વાયુ " આખી સૃષ્ટિમાં વ્યાપ્ત સમજવાનો; અને " પૃથ્વી " તે તેના ઉપરનું એક મોટું પહોળું પાંદડું સમજવાનું છે. આ " વાયુ " તે

પ્રાણી માત્રના જીવનો પોષક માન્યો. ઉત્પત્તિ અને લય તેમાંજ માન્યાં. વ્યક્તિના જીવની મ.ફક બ્રહ્માંડના જીવની કલ્પના તો પ્રાચીન હતી, પરંતુ બંનેનો આશ્રય અગર આધાર આ તત્ત્વવેત્તાએ "વાયુ" ઉપર રાખ્યો. હાલના આગળ વધેલા ભૌતિકશાસ્ત્રની કાંઇક ઝાંઈ આ મતમાં લાગે છે ! આ પ્રમાણે આ તત્ત્વનો થેલ્સથી કાંઇક આગળ વધ્યો.

**એનેક્ઝિમિનિઝ** પછી સિદ્ધાંતના અનુક્રમે **ડાયોજીનિસ** આવે છે, ક્રીટના **એપોલોનિયા**માં તેનો જન્મ થયો હતો. તેના જન્મનું ચોક્કસપણું નથી; પરંતુ **એનેક્સેગોરાસના** સમયનો હોવાથી તેનો જન્મ સુમારે ઇ. સ. પૂર્વે ૪૬૦ મા મનાય છે. આ તત્ત્વવેત્તાએ **એનેક્ઝિમિનિઝ**નો 'વાયુ' આદિકારણ તરીકે સ્વીકાર્યો; પરતુ તેણે આગળ વધીને "આત્મા" ના તત્ત્વનું ભાન કરાવ્યુ. આ 'આત્મા' તે હાલના જડવાદી ભૌતિકશાસ્ત્રીઓનું 'મન' ( Mind ) નહિં પણ જીવન તત્ત્વ જેવા છે. 'વાયુ' ને 'આત્મા' ના સ્વરૂપનો માન્યો. 'વાયુ' ને વિશેષ શક્તિ અર્પીને તેમાં જીવન તત્ત્વ અને બુદ્ધિ ( Life and intelligence ) ઉમેર્યાં. સૃષ્ટિને "આત્માની" પોતાની ઉત્ક્રાંતિજ માની. બ્રહ્મ, સૃષ્ટિમય દેખાવાનું શંકરનું કહેવું છે તેવો કાંઈ આભાસ આ મતમાં દેખાય છે. આ તત્ત્વવેત્તાએ વાયુને ખાસ બુદ્ધિ અગર જ્ઞાનનું વિશેષણ આપ્યું છે, અને તેને નિત્ય, અક્ષય અને ચેતનમય માન્યો છે. કુદરતમાં જે વ્યવસ્થા અને ડહાપણ દેખીએ છીએ તે આ જ્ઞાનનોજ પ્રતાપ કહે છે.

**એનેક્ઝિમેન્ડર,** જોકે સમયના ક્રમમા **થેલ્સ** પછી તરત આવે છે, પરતુ તત્ત્વજ્ઞાનના વિકાસના અનુક્રમમાં **ડાયોજીનિસ** પછી ગણવા જેવો છે. આ તત્ત્વવેત્તાનો જન્મ પણ **મિલેટસ**માં ઉપર કહ્યા મુજબ ઇ. સ. પૂર્વે ૬૧૦ માં મનાય છે **થેલ્સ**નો મિત્ર ગણાય છે, તેમ શિષ્ય પણ કહેવાય છે. શાસ્ત્રીય જ્ઞાન ( Scientific knowledge ) સાથે રાજનીતિશાસ્ત્રમાં પણ આ નર નિપુણ કહેવાય છે. શંકુયંત્ર ( Sun Dial ) તથા ભૂગોળના નકશાના શોધકનું માન આ નરને મળે છે. આ તત્વવેત્તા ગણિતનો ખાસ અભ્યાસી હતો. એપોલોનિયાના સંસ્થાનમાં તે ગયો હતો અને, **સેમોસના** જુલ્મી **પોલિક્રેટિસ** ના રાજ્યમાં રહ્યો હતો એમ મનાય છે. **પિથેગોરાસ** તથા **એનેક્રિયન** પણ તેજ સમયમાં ત્યાં હતા. તેના સિદ્ધાંતમાં 'અનંતત્ત્વ' ( Infinite ) પ્રધાન છે, ને તેને **થેલ્સના** "જળ" જેવું

સર્વ પદાર્થનો ઉત્પત્તિસ્થાન કહે છે. **થેલ્સ**નું લક્ષ્યબિંદુ પ્રત્યક્ષ અગર મૂર્તિમાન ( Concrete ) જેવા પદાર્થ ઉપર છે, અને આ ગણિતશાસ્ત્રીનું લક્ષ્યબિંદુ અદૃશ્ય અગર રૂપરહિત ( Abstract ) જેવા પદાર્થ તરફ છે. પ્રત્યક્ષ જળ તત્ત્વ તેને રૂપાન્તરને પાત્ર જણાયું, તેથી સર્વવ્યાપી અને અનિત્યના સ્વરૂપનું ' અનંત સર્વ ' ( Unlimited all ) ને તેણે પદાર્થ માત્રનું ઉત્પત્તિ સ્થાન માન્યું. આ ' સર્વ ' માં ' એક 'ત્વનો સમાવેશ કરે છે. આ ગણિતશાસ્ત્રી કહે છે કે એ તત્ત્વ ' એક ' છતાં ' સર્વ ' છે. ' અનંત ' નો ગુણ ' ગતિ ' નો હોવાથી અનંતની ' વિકૃતિ ' ( Decomposition ) તે સૃષ્ટિ છે એમ કહે છે. સાંખ્યની પ્રકૃતિના ક્ષોભને મળતો કાંઇક આ મત છે. જેમ અનેકમાં એક નિત્ય છે તેમ સૃષ્ટિના પેટા પદાર્થોમાં વિકાર થાય છે; પરંતુ સૃષ્ટિ પોતે આખી એક તત્ત્વ તરીકે કાયમ રહે છે એવો તર્ક છે. આ ગણિત શાસ્ત્રીને **પિથેગોરાસ**નો સમાગમ થયો હોવો જોઇએ, અને તેથી **થેલ્સ**ની પદ્ધત ' વ્યાપ્તિ ' ( Induction ) રૂપની છે. તેનાથી જુદી **પિથેગોરાસ**ની માફક આ તત્ત્વવેત્તાની પદ્ધત ' અનુમાન ' ( Deduction ) ની દેખાય છે.

આ પછીનો તત્ત્વવેત્તા **પિથેગોરાસ** છે. તેના જન્મની તથા ચરિત્રની વાતો દંતકથા જેવી છે. તેના જન્મના સમયનું ચોક્કસપણું નથી, પરંતુ **એનેક્ઝિમેન્ડર**નો સમકાલીન જણાય છે. આ તત્ત્વવેત્તાના વખતથી તત્ત્વજ્ઞાનમાં ક્રાંતિ થઇ એટલે કે તત્ત્વજ્ઞાનનો બીજો અંક શરૂ થયો એમ કહીએ તો ચાલે. આ તત્ત્વવેત્તા ગણિતશાસ્ત્રના સ્થાપક પૈકીનો એક ગણાય છે. એરણ ઉપર હથોડાના ઘાથી જે અવાજ થયા તે ઉપરથી તેણે રાગના સ્વરનો શોધ કર્યો એમ કહેવાય છે. આ પુરૂષે હિંદુસ્થાનમાં આવીને સાંખ્યમત શિખીને પોતાના મુલકમાં જઇ રૂપાંતરમાં વિસ્તાર્યો એમ મનાય છે. ઇજીપ્તમાં વીસ વર્ષ રહીને શિખી આવ્યો હતો એમ તો ચોક્કસ મનાય છે. ' તત્ત્વવેત્તા ' ( Philosopher ) શબ્દનું ઉત્પત્તિસ્થાન આ તત્ત્વવેત્તા છે. એ શબ્દની અનેક રીતે વ્યુત્પત્તિ થાય છે, પરંતુ **પિથેગોરાસ** તો તેને સાધારણ અર્થમાં એટલે કે ' જ્ઞાનને ચાહનાર ' ( " Philos " love and " Sophia " wisdom એમ Love of Wisdom ) ના અર્થમાં લેતો હતો. આ કાર્ય માટે ફ્રીમેસન જેવી એક મંડળી ઉભી કરી હતી. તેમાં પૂર્ણ કસોટી કાઢયા પછી દાખલ થવાનું હતું. દાખલ થનારને પાંચ વર્ષ તો મૌન પાળવું પડતું હતું, ને તેથી ઘણા કાયર થઇને છોડી દેતા હતા. જે લોકો

વાચાળ થોડા હોય તેને માટે મુદ્દત કમી પણ રખાતી હતી. તેમના ગર્વભંગ અગર માનભંગ ( humiliation ) માટે, તેમ ઇંદ્રિયનિગ્રહ ( Self denial ) માટે સહનશક્તિની કસોટીઓ સખત હતી. વળી ગોગના શમ-દમ આદિ જેવાં તત્ત્વો પણ દેખાય છે. આ પ્રમાણે મંડળીમાં દાખલ થનારાં માણસો કેવળ સંસારી જીવ છે અગર તત્ત્વજ્ઞાનને પાત્ર છે એમ નિર્ણય થઇ શકતો; અને ઉપર મુજબ જુલાબ આપી કસોટી કાઢીને જો સંસારના વ્યવસાયમાંથી બહાર નિકળવાને પાત્ર જણાય તો તેને મંડળમાં દાખલ કરતા, અને સત્ય વસ્તુ તથા અનિત્ય ચેતન વસ્તુના પાત્ર ગણતા. આ પ્રયોગથી તેના શિષ્યો તરફથી તે પાછળથી દેવ મનાયો. પામર મનુષ્યની કોટિથી આગળ વધીને સતત આનંદમાં રહેનાર આ નર, જેમ **હોમર**, 'હિસિઅડ' નાં ગાનને સાંભળતો તેમ, ખગોળોનું ગાયન ( hormony of Spheres ) પણ સાંભળતો એમ કહેવાય છે. આ તત્ત્વવેત્તા ઇટલિમાં ગયો હતો.

ત્યાર બાદ **ઝીનોફેનીસ** તત્ત્વજ્ઞાવના સિદ્ધાંતના અનુક્રમમાં આવે છે, કેમકે સમય જોતાં તો **થેલ્સ** પછી અને **એનક્ઝિમિનિસ**ની અવલ ઇ. સ. પૂર્વે ૬૨૦ માં જન્મ્યો હતો એમ મનાય છે. એશિયામાઇનરના **કોલોફોન** નામના આયોનિયાના શહેરમાં તેનો જન્મ થયો હતો. જો કે **આયોનિયાનો** આ રહીશ હતો પરંતુ આ અને આ પછીના તત્ત્વવેત્તાઓ **ઝીનો** સુધીના બધા **ઇલીયા**ના એટલે ઇટલિના કહેવાય છે. ત્યાર પછીના મિશ્રિત જેવા છે. આ તત્ત્વવેત્તા એક કવિ હતો. **હોમર** આદિની કાવ્યશક્તિ તે વખાણતો પરંતુ ધર્મની ભાવના માટેની દંતકથાઓ સામે ખાસ વિરોધ હતો. તે એક ઇશ્વ-રને દૃઢપણાથી માનનાર હતો. **પિથેગોરાસ** જેમ ખાસ વિદ્વાન માટે તથા સાધારણ પામર માટે એમ બે વર્ગ માટે જુદા જુદા બોધ અધિકાર પરત્વે આપતો તેમ આ કવિ ફિલસુફનું નથી. તેતો દૃઢતાથી એક ઇશ્વર મતને વળ-ગીને તેજ પ્રમાણે સર્વને એક સરખો બોધ આપતો. સત્ય માટે ઘણો આગ્રહ હતો. આ કવિ તત્ત્વવેત્તાના તત્ત્વનો માર્ગ આગળનાથી ભિન્ન હતો. ઇશ્વર એકજ છે એમ તેણે નિશ્ચયપૂર્વક કહ્યું. ચેતનનું સ્પષ્ટ ભાન આ ફિલસુફે કરાવ્યું. એકને નિત્ય કહ્યું, અને એકમાંથી અનેક છે તેને અનિત્ય કહ્યું. "એક" તે **પ્રભુ** અને "અનેક" તે **જગત્** એમ અદ્વૈત જેવી કલ્પના કરી. આકા-શની ભવ્યતા જોઇને એકત્વનું અને તે ઉપરથી પ્રભુત્વનું તેને ભાન થયું હતું. વેદાન્તના જ્ઞાન જેવી તેમાં ભાવના છે. ઇંગ્રેજીમાં આ મતને "પૅન્થીઇઝમ" ( Pantheism ) કહે છે. એક ઇશ્વર ખરો પણ તે સત્તારૂપે, માનુષી

આકૃતિવાળો શ્રાસોચ્છ્વાસવાળો નહિં. કાંઇક વિશિષ્ટા દ્વૈત માફક ઇશ્વર અને સૃષ્ટિ તે માત્ર દેખીતાં ભિન્ન, બાકી વાસ્તવમાં એકજ કહેલાં છે, તેની શોધક વૃત્તિથી, ચાલી આવેલી વાતો માનવાને બદલે તેનું શોધન કરીને શંકાઓ લઇને નિર્ણય કરવો અને તેથી કરીને શંકાવાદ ( Scepticism ) નો પાયો ત્યારથી નંખાયો એમ કહેવા હરકત નથી. આ ફિલસુફે સો વર્ષનું દીર્ઘ આયુષ્ય ભોગવ્યું-અને જો કે તેના સિદ્ધાંતો ભૂલ વગરના અગર સર્વ માન્ય નથી પરંતુ તેણે તત્ત્વજ્ઞાનમાં જાગૃતિ ઘણી કરાવી.

સિદ્ધાંતની ઉત્ક્રાંતિના ક્રમમા ત્યાર બાદ **પાર્મિનાઇડિઝ** આવે છે, પણ તેનો જન્મ તો ઇ. સ. પૂર્વે ૫૩૯ મા **એલિયામાં** ( Elea ) થયાનું મનાય છે. યુવાવસ્થામાં તેનું વર્તન ઘણું વિષયાસકત હતું, પરંતુ **ડાયોકીટિસે** ( Diochœtis ) તેને આ અનિત્ય આનંદમાંથી વાળીને તત્ત્વજ્ઞાનના નિત્યાનંદનો સ્વાદ ચખાડયો. પરિણામે તે એક મહાન પુરૂષ થયો, અને રાજનીતિમાં નિપુણ થયો, તેના બનાવેલા કાયદા સર્વ માન્ય થયા. તેણે ' સત્ય ' અને મત ( Opinion ) નો ભેદ બતાવ્યો; એટલે કે વિવેક ( Reason ) અને ઇન્દ્રિયજન્ય જ્ઞાન ( Sense ) જૂદાં પાડયાં. કેવળ ' મત ' ( Opinion ) માં કેટલું જોખમ છે તે તેણે સમજાવ્યું. ને સરવાળે ' સત્ય ' ઉપરજ આધાર રાખ્યો, આગળ વધતાં શરીર અને આત્મામાં ભેદ નથી એમ કહ્યું. માણસની ઉત્પત્તિ છેવટ " ઉષ્ણતા " ( Heat ) માંથી ઠરાવી, ' શીત ' અને ' ઉષ્ણ ' એ બે તત્ત્વજ સ્વીકાર્યાં, ' ઉષ્ણતા ' નો વિરોધી તે ' શીત '. જીવનનું તત્ત્વ ' ઉષ્ણતા ' કહ્યું. મરણ પછી પણ તેના મત પ્રમાણે ઉપલબ્ધિ ( Perception ) રહે છે, પરંતુ તે પ્રકાશ અને ઉષ્ણતા તરફ નહિં જતાં અંધકાર અને શીતત્ત્વ તરફ વળે છે. તે જડવાદી ( Materialist ) તેમજ કલ્પનાવાદી ( Idealist ) કહેવાય છે. જ્ઞાન બે પ્રકારનાં તેના મત પ્રમાણે છે, નિરપેક્ષ ( Absolute ) અને સાપેક્ષ ( Relative ); એક સત્ય અને બીજું આભાસ. સત્ય તે સત્-શાસ્ત્ર ( Science of Being ) અને બીજું આભાસશાસ્ત્ર ( Science of appearance ). સત્ય તે નિત્ય અને આનંદવાળું તેમ વિકાર રહિત ઠરાવ્યું.

ત્યારબાદ ઈ. સ. પૂર્વ ૫૦૦ ના શુમારમાં તેજ **એલિયા** માં જન્મેલો **ઝીનો** થયો. **પાર્મિનાઇડિઝનો** શિષ્ય હતો, તેનો દત્તક પુત્ર

પણ કહેવાય છે. તે પણ બહુ પ્રસિદ્ધ થયો. તેને સત્તા અને માન જોઈએ તેટલાં મળ્યાં હોત; પરંતુ તેણે સ્વીકાર ન કર્યો. રાગ ને દ્વેષમાંથી મુક્ત હતો. ' સમત્વ ' એ તેનો મુખ્ય ગુણ હતો. આ સમય ગ્રીસની ક્રાંતિનો હતો. ઈરાનની ધુંસરીમાંથી મુક્ત થવાની શરૂવાત હતી. તેમાં પણ તેણે મારો ભાગ લીધો. ઍથેન્સને બદલે તે સ્વસ્થાનનું ગામડું પસંદ કરતો. ઍથેન્સમાં વખતો વખત જતો ખરો. તે બહુ શૂરવીર હતો. તેના શૂરાતન વિષે ઘણી વાતો ચાલે છે. નિડરપણું અને સત્ય એ તેનામાં મુખ્ય ગુણ હતા. જે શસ્ત્રથી **સોક્રેટિસ** અને **પ્લેટો** ફાવ્યા તે શસ્ત્ર–એટલે કે વાદવિવાદ શાસ્ત્ર ( Dialectics )–નો મૂળ પુરૂષ આ **ઝીનો** છે. વાદવિવાદમાં પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષ એટલે કે હુમલો કરવો અને બચાવ કરવો એ બધું આ ફિલસુફે સારી રીતે શિખવાડયું. પોતાનું ખંડન કરવાને બદલે સામાનું ખંડન કરવામાં વધારે દક્ષતા બતાવતો. આયોનિયાના ફિલસુફોનું ઍથેન્સમાં રાજ્ય હતું તેમને આ ઇલિયાના ફિલસુફે હરાવ્યા. પોતાના ગુરૂ **પાર્મિનાઇડિઝે** ' એક ' ની સાબીતી કરી, અને શિષ્ય ઝીનોએ " અનેક " ( Many ) ના અસ્તિત્વની સાબીતી કરી. ગ્રીસમાં ગણિતશાસ્ત્રવિશારદ તત્ત્વેત્તા તથા તેના સામેના ભૌતિક તત્ત્વવેત્તાઓના વર્ગ સાથે ઝીનોના વાદવિવાદ શાસ્ત્ર ( Dialectics ) નુ સંઘર્ષણ થયું તેમાંથી હેત્વાભાસીઓ ( Sophists ) તથા શંકાવાદી ( Sceptics ) એમ બે વર્ગ નિકળ્યા. ને તેમાંથી આખર **સોક્રેટિસ** અને **પ્લેટો** પાકયા.

**ઝીનો** પછી **હિરેક્લિટસ** ઇ. સ. પૂર્વે ૫૦૩ માં **ઇફેસસ**માં જન્મ્યો હતો. તે આયોનિઅન અગર ઇટેલિયન એમ એક પણ કહી શકાય નહિ. તેણે અધિકાર સ્વીકારવા ના પાડી, અને એકાંતમાં મનન કરવા માટે પર્વતમાં નાસી ગયો. **ડરાયસ**નું આમંત્રણ પણ સ્વીકાર્યું નહિ. આ ફિલસુફનું તત્વજ્ઞાન પૂર્ણપણે લભ્ય નથી. પરમેશ્વરનેજ પૂર્ણતા અર્પે છે. માણસને અપૂર્ણ કહે છે. ટેરેન્ટાઇનના અખાતમાં **એકિઅન** ( Achæan ) જાતના ગ્રીકોએ વસાવેલા ગ્રીક સંસ્થાનના **ક્રોટન**માં વાસ કર્યો હતો એમ કહેવાય છે. ત્યાં તે બહુ પ્રસિધ્ધિ પામ્યો, અને અમીર ઉમરાવ વર્ગના પક્ષમાં ભળ્યો; તેણે સત્તા તથા હોદ્દો સ્વીકાર્યા નહિ, પણ અર્વાચીન કાળમાં લોયોલા ( Loyola ) એ જે મહાન મંડળ ( Order ) કાઢયું હતું તેવું મંડળ તેણે સ્થાપ્યું. તેમાં અમીર ઉમરાવ જેવા ગૃહસ્થોને સારી પેઠે કસોટી કાઢીને દાખલ કરવામાં આવતા હતા. પરીક્ષાઓ લેવાતી અને ઉમેદવાર (Probation) જેવી કસોટી

અપાતી હતી; અનુક્રમે વધારે માન વાળા હોદ્દાને પાત્ર થતા અને વધારે ગુપ્ત જ્ઞાનને પણ પાત્ર થતા. ધર્મને બંધુત્વનું સ્વરૂપ મળ્યું તેમાં હાલ ફ્રીમેસન મંડળનું કહેવાય છે તેમ વ્યવહારિક સ્વાર્થજ મૂળ તત્વ જેવું હતું. આ પ્રમાણે ક્રોટનના ત્રણસેં નર ઉંચામાં ઉંચા કુટુંબમાંથી શોધીને દાખલ કરવામાં આવ્યા, અને તે જ્ઞાનના પ્રભાવથી આખી દુનિયાનું રાજ્ય ચલાવી શકે તેવી યોગ્યતા માટે તઇયાર કરવામાં આવ્યા. આ પ્રમાણે અસલની **સેનેટને** આ તત્વવેત્તાએ ઉથલાવીને આ મંડળ સ્થાપ્યું, અને તેમાં ધારાસભાના કાર્યભારનું તત્વ દાખલ કર્યું. ઓફીકામાંથી જેવી રીતે આ પ્રકાર તેણે નવીન કર્યો તેવી રીતે એક બીજો પણ મોટો સુધારો તેણે કર્યો, તેના શિષ્યોમાં સ્ત્રીઓને તેણે દાખલ કરી. તેની પોતાની સ્ત્રી તત્ત્વવેત્તા થઈ હતી. સિવાય બીજી પંદર સ્ત્રીઓ સ્ત્રી મંડળમાં હતી. આ તત્વવેત્તાની લોકપ્રિયતા ચોતરફ એટલી થઇ કે તેણે તે વખતે ધાર્યું હોત તે કરી શકત; પરંતુ તેની વૃત્તિ ધર્મ પરાયણ થવાથી ભૌતિક સુખને તેણે બીલકુલ ગણ્યું નથી. તેનું મંડળ તો કાળે કરીને ઉડી ગયું પરંતુ તેની છાયા તરીકે રાજસત્તામાં તેટલી નહિ પરંતુ બીજી રીતે બળવાન ફ્રીમેસન્રીની નકલો અને અર્ધદગ્ધ સાધુઓની ઉત્સાહ યુક્ત ક્રિયાઓ રહી ગઇ! આ તત્વવેત્તાનાં સિધ્ધાંતો શુધ્ધ સ્વરૂપમાં મળવાં મુશ્કેલ છે પરંતુ **એનેક્ઝિમેન્ડરના** સિધ્ધાંતનો વિસ્તાર લાગે છે. **એનેક્ઝિમેન્ડરનું** "અનંત" ને **પિથેગોરાસનું** "એક." તેની શિષ્ય પરંપરા પુષ્કળ ચાલી; તેના સિધ્ધાંતનો પાયો ગણિત છે. પ્રસિધ્ધ **ટોલેમિ** ( Ptolemy ) પણ તે પરંપરામાં છે. **પિથેગોરાસના** સિધ્ધાંતનો પાયો ગણિત, ને તેમાં પણ મૂળ તત્વ "સંખ્યા" અગર 'અંક' ( Number ) છે. આ "એક" નિત્ય છે, સર્વ નામ રૂપનો નાશ થવાનો, પણ 'એક' નો થવાનો નહિ. એક કરતાં વધુ અગર કમી થઈ શકેજ નહિ; વધારેમાં વધારે સંખ્યામાં પણ 'એક' ખરૂં, તેમ 'અનંત' Infinite માં પણ ખરૂં, **પિથેગોરાસ** પુનર્જન્મ માનતો. 'આત્મા' પણ આ સંખ્યાના 'એકત્વ' ( Unit ) ની ભાવનામાં આવી જાય છે. પશુત્વમાંથી મનુષ્યત્વની ઉત્ક્રાંતિ ( Evolution ) માને છે.

ઉપર મુજબ આ તત્વવેત્તાઓને બુધ્ધિ અગર આત્મા જેવા તત્વનું ભાન થયું લાગે છે. મનના વ્યાપારનું અચ્છું સ્પષ્ટીકરણ કરે છે; જગત્ હતું અને હજી ચાલશે; એ બધામાં 'અગ્નિ' પ્રધાન કહે છે. તે 'અગ્નિ' જાતેજ પ્રકટે છે; અને જાતેજ હોલવાઇ જાય છે; ઉત્પત્તિ અને પ્રલય પોતાના હાથમાંજ

છે; "એક"ના નિત્યત્વનો અને "અનેક"ના અનિત્યત્વનો બોધ ઘણો સ્પષ્ટ છે.

એક રીતે એલિયાટિક ફિલસુફોની કારકીર્દિ પૂરી થાય છે. ત્યાર પછીના તત્વવેત્તા પ્રસિદ્ધ **એનેકસાગોરાસ** છે. તે પણ ઇલિયાનો કહેવાય, કેમકે **કાલોફોન** નજદીકના **લિડિયાના કલેઝોમિનિ**માં તેનો જન્મ હતો. આ ફિલસુફનો વાદ આયના "વૈશેષિકના પરમાણુ વાદ" જેવો છે. યુરપના હાલના વિવિધ ફિલસુફોમાં જડવાદના અંગોમાં જેમ જડવાદ ચેતનવાદ, અદ્વૈતવાદ, દ્વૈતવાદ, શૂન્યવાદ, આદિ આર્યોના વાદ સ્વરૂપાંતરમાં દેખાય છે, તેવીજ રીતે ઉપર કહેલા પ્રાચીન ગ્રીક તથા ઇટલિયન ફિલસુફોમાં પણ ન્યાય, સાંખ્ય જૈન બૌદ્ધ એમ તત્વો જણાવામાં આવે છે. તત્વ જ્ઞાનની ધુનમાં તેણે માન પાન કાંઇ સ્વીકાર્યા નહિ. પોતાની જાગીર પણ ગુમાવી. અને તેથી આનંદ લીધો. તેના શિષ્ય વર્ગમાં મહાન **પેરિકિલિઝ, યુરિપિડિસ** અને **સોક્રેટિસ** હતા. સોક્રેટિસની માફક તે ધર્મદ્રોહી ગણાયો અને સહન કરવું પડ્યું હતું. મોતની સજામાંથી **પેરિકિલિઝ**ની સહાયથી બચ્યો, અને દેશ-નિકાલ થયો. અંત સુધી અભ્યાસ અને આનંદમાં તેણે જીંદગી ગાળી હતી. દૃશ્ય પદાર્થમાં જે અદૃશ્ય તત્વ છે તે ઉપર વધારે ભાર મૂકે છે. "દૃશ્ય" Phinomena ના વિરૂદ્ધનું "અદૃશ્ય" Noumena તેનો પાયો છે. પ્રથમનું છે તે આભાસ છે ને બીજું છે તેજ સત્ય કહે છે. આયોનિયન અને ઇલિ-યોટિક શાળા વચ્ચે **અનેકઝેગોરાસે** પૂલ બાંધ્યો.

ત્યાર પછી સિદ્ધાંતના ક્રમમાં ગણતાં **એમ્પિડોકિલઝ** થયો. તેને કેટલાક **પિથેગોરાસ**ની શાળાનો કહે છે ને કેટલાક ઇલિયેટિક કહે છે. **એનેકસાગોરાસ**ની અવલ તેને કેટલાક મૂકે છે, અને "પરમાણુવાદ"નો મૂળ પુરૂષ તે પણ કહેવાય છે, **એનેકઝેગોરાસ**નો સમકાલીન તો ખરો. તેનો જન્મ સિસિલિના **એગ્રેથેન્ટમમાં** હતો, સુમારે ઈ. સ. પૂર્વે ૪૪૪ નાં અર-સામાં તેણે પૂર્વના પ્રદેશમાં બહુ પ્રયાણ કરેલાં છે. આ વખત એગ્રેગેન્ટમ, સાયરાક્યુસનું હરીફ હતું. તે એથેન્સ અને ઇટલિમાં પ્રવાસ કરી આવ્યો હતો. તેણે એગ્રેગેન્ટમના રાજ્યપદનો અસ્વીકાર કર્યો. દાન ધર્મદા અનેક રીતે કરતો, અને ધાર્મિક પોશાક પહેરતો. ઇશ્વર એ ઇન્દ્રિયજન્ય જ્ઞાનનો વિષય નથી માટે તેને મનથીજ શોધવો જોઇએ એમ તેનું માનવું હતું. આ ફિલસુફ **ચાર્વાક** માફક આકાશ બાદ કરીને આર્યનાં પંચમહાભૂતોમાંથી ચાર જોઇ શકતો. આખી સૃષ્ટિ આ ચાર તત્વોનું મિશ્રણ કહે છે; એ

બધામાં પ્રેમ ( Love )જ મુખ્ય અંધારણુ કહે છે, " પ્રેમ " કર્તૃત્વ શક્તિ ધરાવે છે, અને " દ્વેષ " નાશક શકિત ધરાવે છે.

આ સંકલનાનો છેવટનો ફિલસુફ ડેમોક્રિટસ છે. હિરેકિલટસ જેમ શોકગ્રસ્ત તત્ત્વજ્ઞાની કહેવાય છે, તેમ આ ફિલસુફ આનંદી હસતો ( Laughing ) નામથી ઓળખાય છે. તેનામાં હાસ્યરસ પ્રધાન હતો. તે મોટો અમીર હતો. તેનો જન્મ અબ્ડેરામાં ઇ. સ. પૂર્વ ૪૬૦ માં કહેવાય છે. તે મોટો પૈસાદાર અમીર હતો. તેણે ઝર્કિસઝને જમવા તેડયો હતો. તે મહાન પ્રવાસી હતો. જાગીર ખોઇ પણ ફિલસુફોમાં અગ્રણી ગણાયો. તેણે પણ રાજકીય હોદ્દાનો સ્વીકાર કર્યો ન હતો. આ ફિલસુફ કહે છે કે "કાંઈ સત્યજ નથી, અગર જે દેખાય છે તે સત્ય નથી" આગળના તત્ત્વવેત્તાઓના મતમાં સુધારો વધારો કરીને આ ફિલસુફે નવો પ્રકાશ આપ્યો છે.

ઉપર મુજબ ગ્રીક તથા ઇટલિયન ફિલસુફોનું અવલોકન કર્યું; આ ધોરણે લંબાણુ બહુ થઇ જાય માટે હવે પછીના પ્રખ્યાત "હેત્વાભાસીઓ" ( સોફિસ્ટો ), તથા સોક્રેટિસ, પ્લેટો, એરિસ્ટોટલ એટલા પ્રસિદ્ધ છે કે તેમના નામથી ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે, માટે થોડા શબ્દોમાંજ તેમનું નિરીક્ષણ કરીશું.

હેત્વાભાસીઓ ( Sophists ) એ વાદ કર્યો કે આજ સુધી પ્રકૃતિ મનુષ્ય ઉપર રાજ્ય કરતી હતી તે બરાબર નથી, તેથી તેમણે માર્ગ બદલ્યો, અને ઇંદ્રિયજન્ય જ્ઞાન ઉપરજ ઉતરી પડયા. પ્રથમનો હેત્વાભાસી પ્રોટેગોરાસ ગણાય છે. તે ડીમોક્રીટસનો શિષ્ય પણ કહેવાય છે. તે પ્રથમ એક મજુર ( Porter ) હતો. તેની હોંશીયારી જોઇને ડીમોક્રીટસે તેને તત્ત્વજ્ઞાનનો બોધ કર્યો; પાછળથી તેનો પુષ્કળ વિસ્તાર થયો; તેમનું ખંડન સોક્રેટિસના હાથથી થયું. પાછળથી ઇંગ્લાંડમાં તેમનો શત્રુ બેકન જેમ પાકયો તેમ તેમના સમયમાં સોક્રેટિસ પાકયો. સોક્રેટિસ એક અજબ વ્યક્તિ છે. લશ્કરી સિપાઈ તરીકે, વક્તા તરીકે, વાદ વિવાદમાં નેતા તરીકે, વિદ્વાન તરીકે એમ દરેક રીતે ઉંચી કોટિનો છે. તેનું ચરિત્ર ઘણુંજ મનન કરવા લાયક છે; તેની હિંમત અપૂર્વ છે. પોતાના સિદ્ધાંતની ખાતર નાસ્તિકપણાનો આરોપ સ્વીકારી મરણુ પણ સ્વીકાર્યું છે. મોતમાંથી બચવા ના પાડી, અને મીરાંબાઈ માફક વિષનો પ્યાલો ખુશીથી પીધો. મરવાની છેવટની પળ સુધી તત્ત્વ બોધ તેણે શાંતિથી અસ્ખલિત કર્યો હતો. મૃત્યુનું નિડરપણું, આત્માનું અસ્તિત્વ

તથા ઇશ્વરી નિર્માણનું અનિવાર્યપણું આનંદથી સ્વીકારવાનું, એમ બોધમાં મુખ્ય તત્ત્વો હતાં. તેણે " સોફિસ્ટો " ના " જ્ઞાનમાં " " અજ્ઞાન " બતાવ્યું. પોતે અજ્ઞાની થઇને વાદ કરીને સામાના " જ્ઞાન "માં " અજ્ઞાન " બતાવતો. ' પ્રથમ તારી જાતને ઓળખ, ' એમ કહીને ચેતન ભાવના તરફ લોકોનું લક્ષ ખેંચ્યું, અને' 'ક્ષણિક" સુખને બદલે "નિત્ય" સુખની ભાવના કરાવી. **સોક્રેટિસ** જ્ઞાનનો ભંડાર હતો. જેમ વેદમાંથી અનેક શાખા થઇ છે અને જેમ બ્રહ્મ-સૂત્રોમાંથી અનેક ધર્મો આધાર લે છે, તેમ **સોક્રેટિસ**ના શિક્ષણમાંથી અનેક શાળાઓ, શાખાઓ અને પંથો નિકળ્યા. તેના શિષ્યો ઘણા હતા, તેમાંથી કેટલાક પ્રખ્યાત થયા હતા. શિષ્ય "પરંપરા" ચાલી કહીએ તોપણ ચાલે. તેના શિક્ષણમાંથી " સિનિક " ( Cynic ) નામના પંથ ચાલ્યો. તેનો સ્થાપક **એન્ટિસ્થિનિસ** હતો. શંકાવાદ ( Scepticism ) ની પ્રથમ ઝાંખી **પિથેગોરાસે** કરાવી હતી તે પાછી **ઝીનોફેનિસે** કરાવી, પરંતુ **સોક્રેટિસના** ' નકારવાદ 'થી ' શંકાવાદ ' વૃદ્ધિ પામ્યો. એ પંથનો ખરો પ્રથમનો આચાર્ય પિહ્રો. ( Pyrrho ) હતો. **સોક્રેટિસ**ની શિષ્યપરંપરામાં હતો. **એલેકઝાંડર** સાથે હિંદુસ્થાનમાં તે આવ્યો હતો. આ શંકાવાદ સત્યના શોધની ખાતર સ્થપાયો છે. ' એપિક્યુરિયન ' તથા ' સ્ટોઇક ' પંથ પણ તેજ મિસલના છે. આ બંને વાદને અરસપરસ ઘણો વિરોધ છે. તેમની વચ્ચે સ્માર્ત વૈષ્ણવ, શિયા સુન્નિ જેવા ઝઘડા ચાલતા. ' એપિક્યુરસ ' પશુની માફક મોજશોખ ભોગવવાનું કહેતો, પરંતુ નીતિનું તત્ત્વ કાઢી નાંખ્યું ન હતું, પરંતુ જેમ દરેકમાં કાળે કરીને વિકાર થાય છે તેમ તે પંથ–વામ-માર્ગની સ્થિતિ બદલાઈ ગઇ તેમ–**ચાર્વાક**ના નાસ્તિકવાદ જેવી સ્થિતિને પામ્યો. ' સ્ટોઇક ' પંથનો મૂળ આચાર્ય **ઝીનો** હતો. નીતિ અને સદ્ગુણ ઉપર તેનો પાયો છે. આ પંથ રોમના ઠેઠ **બ્રૂટસ** તથા **માર્કસ એન્ટોનિયસ** સુધી સારી પેઠે ચાલ્યો. આ **ઝીનો** તે **સાયપ્રસનો** રહીશ હતો, પરંતુ તે વખત આ સાયપ્રસમાં વસ્તી ગ્રીકોની હતી. આ સિવાય બીજા કેટલાક પેટા પંથો પણ દેખાય છે. પાછળથી ' ન્યુએકેડેમિ ' નામનો પંથ નિકળ્યો તે વળી તરેહવાર છે. તમામનું મિશ્રણ છે.

**સોક્રેટિસ** પછી ખાસ નોંધ લેવા લાયક પ્રખ્યાત ફિલસુફ **પ્લેટો** થયો, પ્લેટોનું ખરૂં નામ **એરિસ્ટોકિલસ** છે, **પ્લેટો** તો એક જાતની અટક જેવું છે. **પ્લેટોએ** દૃષ્ટિ કોણ સહજ બદલ્યો. સોફિસ્ટોના પ્રત્યક્ષ જ્ઞાનમાં 'અનુમાન' ઉમેર્યું. **ચાર્વાકનું** ખંડન જેમ ન્યાયશાસ્ત્રે કર્યું છે, તેવા પ્રકારનું આ ખંડન

છે. **પ્લેટોનો** બ્રાહ્મશૂન્યવાદ સ્પષ્ટ છે. પાછળથી થએલા **હર્બર્ટ સ્પેન્સરના** 'અજ્ઞેય' ને 'જ્ઞેય' અને તેને ઇંદ્રિયગ્રાહ્ય નહિં પરંતુ બુદ્ધિગ્રાહ્ય સત્ ઠરાવ્યું. પૂર્વ જન્મના વિચારની સ્પષ્ટ સ્ફૂર્ણા **પ્લેટોની પ્રથમનીજ** હતી એમ કહેવા હરકત નથી. આત્માના તત્ત્વનું તથા સાર્વભૌમપણાનું પણ દર્શન તે કરાવે છે. પ્લેટોનો 'સાર્વજનિક પ્રેમ' ( Universal love ) પ્રસિદ્ધ છે. ***પ્લેટો** શબ્દજ અર્થ સૂચક છે.

**પ્લેટો** પછી **એરિસ્ટોટલ** થયો. તેનો જન્મ ઇ. સ. પૂર્વે ૩૮૪ મા ગ્રીસમાં દરિયા કાંઠાના **સ્ટગિરા** ( વાસ્તવમાં Stageiros ) ગામમાં થયો હતો. **હીરોડોટસ** પછી એક સૈકા પછી અને એલેકઝાંડ્રાની લાયબ્રેરીની સ્થાપના અવલ એક સૈકા ઉપર તેનો જન્મ હતો. આ ફિલસુફ પ્લેટોના સિદ્ધાંતમાં સુધારો કરે છે. તે સર્વ પદાર્થોમાં એક સામાન્ય તત્ત્વ જોવા માંડે છે; તેમાં સમગ્ર દસ્ય જડથી ભિન્ન હોઇને એક મૂળ સ્વરૂપ અગર પદાર્થ કે જેને 'આદિ' અગર 'મહત્ કારણ'—આર્યના 'મહત્તત્વ' ના જેવું કહીએ તો ચાલે—જુએ છે. તર્કશાસ્ત્રને કાંઇક ચોક્કસ સ્વરૂપ આપનાર તે પ્રથમનો છે.

આ તમામ ફિલસુફો આર્યની સંતતિ છે એમ ખુદ પાશ્ચાત્યોજ કહે છે—**પિથેગોરાસ, એનેકસાર્કસ, પીહ્રો, થેલ્સ, એમ્પિડોક્લિસ, ડિમોક્રિટસ** આદિ ખાસ હિંદુસ્થાનમાં આવી ગયા હતા એમ પાશ્ચાત્ય પંડિતો કહે છે. કેટલાક હિંદુસ્થાનમાં આવીને શિખિ ગયા હતા ને કેટલાક હિંદુસ્થાન પાસેથી જે દેશો શિખ્યા હતા તેમની પાસેથી શિખ્યા હતા. હિંદુસ્થાનના આર્યો ચોતરફ સંસ્થાનોમાં વસ્યા હતા એ બદલ આગળ કહેવાઇ ગયું છે.

---

* **પ્લેટો** શબ્દનો અર્થ વિશાળ કપાળવાળો અગર સ્કંધવાળો થાય છે. તેમ કેટલાક તેનો અર્થ 'પીપ' અગર 'પેટી' કરે છે. પ્લેટોનું મકાન નાની પેટી જેવડું હતું. પ્રાચીન ઋષિઓની માફક આવા મહાન તત્ત્વજ્ઞો બહુજ સાદી અને એકાંતવાસની જીંદગી ગાળતા. **શેકસપીયર, ન્યુટન,** આદિ કવિવર્યો તથા શોધકો પણ તેવું સાદું જીવન કાઢતા. તેમનો સિદ્ધાંત High thinking and plain living એટલે કે વિચાર મોટો અને જીવન સાદું એ મુજબ હતો. આર્ય ઋષિમુનિનાં જીવન તો સુપ્રસિદ્ધ છે.

કાળે કરીને ફિલસુફી અગર તત્ત્વજ્ઞાન ગ્રીસમાંથી ખસવા માંડયું. **એલ્ફિન્સ્ટન** કહે છે કે હિંદુ તત્વજ્ઞાનની અસરમાંથી ગ્રીક તત્વને કાંઇક મુક્ત કરનાર ફક્ત **પ્લોટિનસ** હતો. યાહુદીનું **કબ્બાલા** તથા સુફી તત્ત્વજ્ઞાન પણ હિંદુઓનું છે એમ તેજ ગ્રંથકર્તા કહે છે. 'ન્યુએકેડેમિ' પાછી શંકાવાદ ઉપર ગઇ અને વિચારશક્તિ પાછી શ્રદ્ધા તરફ વળી, તેમાંથી ધાર્મિક તત્ત્વજ્ઞાન જેવો નવો પ્રકાર નિકળ્યો. ગ્રીસમાંથી દેશ નિકાલ પામીને આ તત્ત્વજ્ઞાન એલેકઝાંડ્રિયા તથા રોમ તરફ ચાલ્યું. એલેકઝાંડ્રિયામાં સ્થિરતા પામ્યું તેમ પ્રકાશ પામ્યું, પરંતુ રોમમાં સ્થિર થયું નહિં. ગ્રીસની મોહિની રોમમાં ઘણીજ રહી. **સીસરો** તથા **હોરેસ** પણ એથેન્સ–તત્ત્વજ્ઞાનની માતૃભૂમિ–માં જઇને શિખિ આવ્યા. રોમમાં આ તત્વજ્ઞાને કાવ્ય, વ્કતૃત્વશાસ્ત્ર (Oratory) કાયદાનું શાસ્ત્ર ( Jurisprudence ) આદિને અસર કરી, પરંતુ શુદ્ધ તત્વજ્ઞાન રોમમાં પ્રકાશ પામ્યુંજ નહિં. એલેકઝાંડ્રિયામાં **પ્લોટિનસ પ્રોકલસ**, **પોર્ફિરિ**, આદિ પાકયા અને 'નીઓપ્લેટોનિસ્ટસ' નો નવો પંથ નિકળ્યો. આ પંથમાં આર્ય ધર્મનાં તત્વો ઘણાંજ છે. ખ્રિસ્તિ ધર્મ સાથે અથડાતાં બધા પંથો અને તત્ત્વજ્ઞાન ઉડી ગયાં. ખ્રિસ્તિ ધર્મની ત્રિપુટિનો પાયો એલેકઝાંડ્રિયાની ત્રિપુટિ કહેવાય છે.

ઉપર મુજબ ગ્રીક તત્ત્વજ્ઞાનનું સામ્રાજ્ય ઇ. સ. પૂર્વે છઠ્ઠા સૈકાથી શરૂ થયું તે સુમારે એક હજાર વર્ષ ચાલ્યું; બાદ ખ્રિસ્તિ ધર્મે તેનો નાશ કર્યો અને ધર્મનું સામ્રાજ્ય ચાલ્યું. આ સામ્રાજ્ય પણ લગભગ એક હજાર વર્ષ ચાલ્યું. આ સમયને મધ્ય કાળ ( Middle or dark ages ) કહેવામાં આવે છે. પાછી **બેકન** તથા **ડેકાર્ટના** વખતથી તત્ત્વજ્ઞાનની શરૂવાત થઇ. આ અર્વાચીન તત્ત્વજ્ઞાન ઉપર **પ્લેટો** અને **એરિસ્ટોટલની** છાપ પણ છે. આ નવા તત્ત્વજ્ઞાનને આગલાં બે હજાર વર્ષનો અનુભવ મળ્યો; તે સાથે ભૌતિકશાસ્ત્રની મદદથી નવી પદ્ધત પ્રમાણે તત્ત્વજ્ઞાનનો પાયો રચાયાથી બહુ પ્રકાશ થયો છે. વચલા–મધ્ય–અંધકારના કાળમાં છેવટના ભાગમાં 'સ્કૉલેસ્ટિક' ફિલસુફિ તથા અરબની ઇસ્લામી ફિલસુફિના સંપર્કથી નવું જીવન આવ્યું. મહાન **શાર્લમેને** સ્કોલેસ્ટિક ફિલસુફિની શાળા કાઢી હતી; પાછી નબળી પડી, પણ તેમાંથી નવીન ભૌતિક તત્ત્વજ્ઞાન પ્રકટ થયું. યુરપના આ નવીન ભૌતિક શાસ્ત્રીઓ માટે કાંઇક વિવેચન કરીએ, કેમકે ઉપરનું બધું અવલોકન ષડ્દર્શનના પૂર્વ રંગ જેવું છે.

## (૪) અર્વાચીન પાશ્ચાત્ય ભૌતિકશાસ્ત્રોનું તત્વજ્ઞાન
### ( આર્ય તત્વજ્ઞાનના કાંઇક મુકાબલા સાથે )

હવે આપણે આ પ્રમાણે અર્વાચીન ભૌતિક ફિલસુફો તરફ દૃષ્ટિ કરીએ. આ પંડિતો પણ હિંદુસ્થાનના પ્રત્યક્ષ સમાગમથીજ ઉત્પન્ન થયા છે એમાં શક નથી. શાંકુન્તલ નાટકનું સૌથી પ્રથમ અંગ્રેજીમાં ભાષાંતર થયું એમ સાધારણ સમજ છે, પરંતુ હિંદુસ્થાનના સૌથી પ્રથમના ગવર્નર જનરલ વારનહેસિંગસે શ્રીમદ્‌ભાગવતનું ભાષાંતર કર્યું હતું અને પોતાના મુલકની ખુબી બતાવી હતી એ ભાગ્યેજ કોઇના જાણવામાં હશે. આ ભાષાંતર ઉપલબ્ધ નથી, પરંતુ અમેરીકન તત્વવેત્તા ઇમર્સન તેની સાક્ષી પૂરે છે. આ પ્રમાણે સંસર્ગના સંસ્કારો પાશ્ચાત્યોને થયા. અસ્તુ. આ વિદ્વાનોમાંથી કેટલાક દૃશ્ય અને સત્‌ને ભ્રાંતિ કહેવા માંડયા, પરંતુ તેમ કહેવામાં તો બોલનારજ ભ્રાંતિમય એટલે શૂન્ય થઇ જાય તેથી બધા નિષેધનો અવશેષ ' આત્મા ' તે શંકરના સ્વરૂપનો કાંઇક કલ્પાયો. પણ તેમાં જડત્વ તો ખરૂંજ. અર્વાચીન ફિલસુફોમાં પ્રથમ અને મુખ્ય ' ડેકાર્ટ ' છે. તેણે બહુ મનન કર્યું, પરંતુ આત્મ અનાત્મ, અગર ચિત્‌ અને જડનો વિવેક જાણ્યા વગરજ તે બિચારો ચાલ્યો ગયો. આર્યની સાંખ્ય નૈયાયિક આદિ દ્વૈત જેવી, આ ચેતન વગરના જડ શાસ્ત્રીઓની ગણના થઇ શકે. ત્યાર પછીના ફિલસુફોએ આ ' દ્વૈત 'માં ' અદ્વૈત 'પણું બતાવવા શ્રમ લીધો. સામાન્ય સત્‌ કાઢી અભેદ બતાવવા જતાં વસ્તુતઃ એક જૂદા પ્રકારનું દ્વૈત બતાવતા ડેકાર્ટનો સમકાલીન બેકન ઇંગ્લાંડમાં પાકયો. બેકનનો પરિશ્રમ વિજ્ઞાન શાસ્ત્ર ( Physical sciences ) માટે ખાસ હતો. મુદ્દો એક પણ માર્ગ જૂદા પડયા. બાદ ઇંગ્લંડનો ' લૅાક ' વળી પાછું ' સત્‌ ' ને ' અજ્ઞેય ' કહેવા માંડયો. બાદ ' બાર્કલે ' આગળ વધીને કહે છે કે એ ' અજ્ઞેય ' નું કામજ શું છે ? બાર્કલેનો અભિપ્રાય ન્યાય અગર બૌદ્ધના " ક્ષણિક વિજ્ઞાન વાદ "ને મળે છે. અને સાંખ્યને દૂરથી નિરખે છે; વેદાન્તના માનસિક ' આભાસ 'ની પ્રતિભા પણ કાંઇક બની. આ ' આભાસ 'ને ' હ્યૂમે ' પાછળથી સ્પષ્ટ કર્યો. બાદ ' કૅાન્ટે ' પ્રથમ પ્રશ્ન કાઢયો કે ' ડેકાર્ટ ' આદિનો ' ભાવ ' અને ' લૅાક ' આદિનો ' આભાસ ' અગર ' અભાવ ' એ પ્રમાણે ઠરાવવા માણસની બુદ્ધિની શક્તિ છે કે કેમ ? આખર તેણે ઠરાવ્યું કે ' અનાત્મ ' જગત્‌ આત્માનુંજ બનેલું છે. આ ઠેકાણે શંકરના અદ્વૈતનું સ્વરૂપ નહિ પણ શુદ્ધા-

દ્વૈતનું સ્વરૂપ કાંઈક સ્પષ્ટ છે. માત્ર બારીક તફાવત એટલોજ કે તેના મત પ્રમાણે 'આત્મા' તે કાંઈક દશ્યની પેલી પાર સ્વતઃસિદ્ધ અગમ્ય અનિર્વચનીય 'વસ્તુ' છે. આ 'વસ્તુ' અગર 'દ્રવ્ય' જે નામ રૂપાત્મક જગતની પાછળ આ ફિલસુફો જુએ છે તે 'દ્રવ્ય' ને Thing in itself એટલે કે 'વસ્તુતત્ત્વ' કહેછે, અને નામ રૂપાત્મક દેખાવને 'આભાસ' Appearance કહે છે. **ફીશ્ત** કાંઇક આગળ વધે છે, અને **હેગલ** લગભગ અદ્વૈતની ઝાંખી કરે છે; પરંતુ શંકરના **સર્વંખલ્વિદમ્બ્રહ્મ**ના અદ્વૈતને તો ક્યાંથી પહોંચી શકે? સાંખ્યના 'પુરૂષ પ્રકૃતિ' સુધી તો આ ફિલસુફો લગભગ પહોચ્યા. ઈંદ્રિયો, મન, બુદ્ધિ, એ બધાનું ઐક્યીકરણ કરનાર વસ્તુની કલ્પના તથા યોજના ઘડી ખરી; પરંતુ વિશિષ્ટાદ્વૈતનાં તત્ત્વ સુધીનું કંઈક ભાન આ સંસ્કારી ભૌતિક શાસ્ત્રિઓને થયું દેખાય છે, ને તેથી **શોપનહોઅર** આદિની નજર ત્યાં સુધી અને કંઇક આગળ પહોચી ખરી. પાશ્ચાત્ય આ ચેતન મિશ્રિત જડ 'અદ્વૈત' વાદમાં જગત્ દેખાય છે તેવું નથી એમ મનાય છે. અને "જડ દ્વૈત મત" માં જગત્ જેવું દેખાય છે તેવું–મધ્વ સંપ્રદાયના દ્વૈતના સ્વરૂપને કાંઇક મળતું–માનેલું છે. જડ અદ્વૈતની ઘણી શાળાઓ છે. **બાર્કલે** અને **ફીશ્તેનું** "માનસિક અદ્વૈત" **પ્લેટો** અને **કૅંટનું** ઇંદ્રિય ગોચર અદ્વૈત, **હેગલ** અને **શેલિંગનું** કૈવલ્ય અદ્વૈત, વિગેરે ઘણી શાખાઓ છે. દ્વૈત મતમાં **બેઇન**, **મિલ** આદિ છે. અજાયબી એટલીજ છે કે આ ભૌતિકશાસ્ત્રિઓ 'જડ' માંથી 'ચેતન'ને શોધે છે અને માને છે; પરંતુ ચેતનમાંથી જડ ઉત્પન્ન થાય એમ માનતા નથી, એ ઘણી અજાયબી છે. આપણા ચેતન શરીરમાંથી નખ, કેશ આદિ જડ વસ્તુઓ પ્રત્યક્ષ ઉત્પન્ન થતી દેખીએ છીએ છતાં ન માનવું એતો કેવળ દુરાગ્રહજ દેખાય છે. માત્ર **કાન્ટ** સ્પષ્ટ કહે છે કે 'અનાત્મ જગત્' 'આત્માનુંજ બનેલું છે. સદ્દભાગ્યે હમણાંના ભૌતિક શાસ્ત્રિઓમાંથી **ક્રુકસ**, **કેલ્વિન**, આદિ ચેતનમાંથી જડની ઉત્પત્તિની ઝાંખી કરવા માંડયા છે. આકાશ મંડળમાંથી પૃથ્વી કેવી રીતે છૂટી પડી અને બની તથા પ્રાણીને વસવા લાયક થઇ એ બધી આધુનિક ભૌતિકશાસ્ત્રીઓની યોજના આર્યયોજનાને સારી રીતે મળતી આવે છે.

ઉપર મુજબ "ચેતનને" હરકોઇ સ્વરૂપમાં માન્ય કરનાર વર્ગ હતો. પરંતુ ત્યાર બાદ એક નૂતન અર્વાચીન ફિલસુફોનો વર્ગ થયો. આ વર્ગ બિલકુલ જડવાદી ( Materialistic ) કહેવાય છે. પ્રત્યક્ષ સ્થૂલ 'જડ'

તેજ માને છે! અદૃશ્ય સૂક્ષ્મ ' ચેતન ' સામે વિરોધ! પાછી અજાયબી એ છે કે તેમાંથી વળી ચેતનવાદ નિકળ્યો છે.

આ જડવાદનો મૂળ અને મુખ્ય આચાર્ય **ડાર્વિન** દેખાય છે. ડાર્વિનનો ' પરિણામ વાદ ' Evolution theory–આ પંથનો પાયો છે. આ હનુમાનના વંશજો વાંદરાને પ્રાણીની ઉત્તમ કોટિ અને મનુષ્યની શરૂઆતની કોટિ કહી છે. થિઓસોફિસ્ટો તેથી ઉલટ કહે છે કે ડુબી ગયેલા **લીમુર્યા** ખંડમાં ' મનસ ' વગરનાં માણસોએ જનાવર સાથે સંબંધ કર્યો તેમાંથી વાનરની જાત થઇ છે ને તેથી માણસને મળતી છે. વેદમાં પશુ પક્ષીનાં નામ છે તેમાંથી **માયુ** નામનું પ્રાણી યજુર્વેદમાં છે તે કદાચને **ડાર્વિનની** ખોવાઇ ગયેલી માણસ અને વાનર વચ્ચેની સાંકળ હોય તો હોય! **ડાર્વિન** કલ્પના કરે છે કે મનુષ્ય જાતિનો વિકાસ વિષુવૃત્ત રેખાની પાસે હોવો જોઇએ. આ ' માયુ ' પ્રાણી માણસથી અવલની જાત પણ દક્ષિણ વિષુવૃત્ત પાસે કોઇ દ્વીપમાં હોવી જોઇએ. દીલગીરી એટલીજ કે મર્કટવંશી આ તત્ત્વવેત્તાનો વાદ મર્કટના કુદકાની માફક હવામાં ઉડી ગયો. તેમના અનુયાયીઓજ વિરૂદ્ધ પડયા, અને ખામીઓ બતાવી. રામચંદ્રજીએ સીતાજીના વરદાન પ્રમાણે, આગળ કહ્યું છે તેમ, આપેલા રાજ્યના રાક્ષસ અને વાનર બંનેના વંશો યુરપમાં છે. સુગ્રીવે સુષેણને વાનરનાં સૈન્ય લાવવા પશ્ચિમ તરફ મોકલ્યો હતો, તે આ યુરપનાં લશ્કરોજ હતાં એમ હાલ પણ મનાય છે; એટલે **ડાર્વિનના** સિદ્ધાંતને પુષ્ટિ સારી પેઠે મળે છે. સત્ય અને નીતિના આશ્રયથી વાનરોજ જીત્યા. હજારો લાખો વર્ષે પાછું રાક્ષસ વાનરનું યુદ્ધ થયું. History repeats itself. આ જડવાદીઓના આચાર્યોની નીતિ સારી હોવાથી તેમ તેમનો મુદ્દો જનસમાજના કલ્યાણ અર્થે ભૌતિકશાસ્ત્રો ( Physical scienees ) ની ખીલવણીનો હોઇને, આર્થિક દિશામા ઉપયોગી હોવાથી લોકોને રૂચિકર થઇ પડયો. પરંતુ જેમ દરેક ધર્મ અગર પંથ અગર સંસ્થામાં કાળે કરીને વિકાર થાય છે તેમ આ પાયા વગરની ઇમારતમાં તરત વિકાર થવા માંડયો; તેમના ખુદના વખતમાંજ સામા પડનાર વિદ્વાનો પાકયા; તેમણે ઠરાવ્યું કે જડ અને ચેતનના મુલકજ જૂદા છે. **કાન્ટ** આ વર્ગમાં આગેવાન છે. **બ્રૅડલૉ** જેવા નીતિમાન નાસ્તિક સાથે **ગ્લૅડસ્ટન** જેવા નીતિમાન આસ્તિક નર જોવામાં આવ્યા એટલે લોકોની આંખ ઉઘડી. નીતિ માટે નાસ્તિક થવાની જરૂર નથી એમ સમજાયું. મેડમ **બ્લેવેટ્સ્કિ** એ વળી બતાવી આપ્યું કે બધા ધર્મોમાં જડવાદ એટલે કે ભૌતિકશાસ્ત્રોની

અન્વેષણા છે; પરંતુ જડવાદી માત્ર અતિ દુરાગ્રહી છે. વળી સર **વુઇલ્યમ ક્રુક્સ**, લૉર્ડ **કૅલ્વિન** આદિ વિદ્વાનોએ સમજાવ્યું કે સૂક્ષ્મ પદાર્થ—ચેતનની ગતિ ( પ્રકૃતિના ક્ષોભ )-માંથીજ પરમાણુ નિપજ્યાં છે. **ક્રુક્સે** ત્રેસઠ પ્રકારનાં પરમાણુ ઠરાવ્યાં. પાછળથી બહુ વધ્યાં. આર્ય શાસ્ત્રોમાં તત્ત્વોની સંખ્યામાં ભેદ છતાં વાસ્તવિક અભેદ દેખાય છે તેવોજ પ્રકાર આ પાશ્ચાત્યોના પરમાણુવાદમાં દેખાય છે. વળી **મેસ્મરે** જે નવીન સિદ્ધાંત બતાવ્યો હતો અને અત્યારે જેના નામથી ' મેસ્મેરિઝમ 'ના અનેક તમાશા થાય છે તેનાથી પાશ્ચાત્યો અંજાઈ ગયા. તેમાં પણ આધુનિક આર્યવીર **બોઝના** અખતરાઓએતો પશ્ચિમને અને તેના વિદ્વાનોને ઉથલાવીજ નાંખ્યા છે. માત્ર સાચા આર્યને કાંઇ આશ્ચર્ય લાગતું નથી. અભણ શૂદ્ર ડોશી પણ એ તત્વ સમજે છે. તે બીચારી સહજ કહેશે કે " ભાઇ ભગવાન બધ્ધામાં છે " જડવાદી આચાર્યોની પરંપરાના છેવટના વીર **હેકલનું** ખંડન **સર ઓલીવરલૉજે** સારી રીતે કરેલું છે તે જોવા લાયક છે.

જડવાદ માટે કાંઇક વિશેષ વિવેચનની જરૂર છે, કેમકે શુદ્ધ જડવાદી માત્ર દેખાવમાં નાસ્તિક છે. પરંતુ વસ્તુતઃ એક દાંભિક આસ્તિક કરતાં તે હજાર દરજ્જે સારો છે, કેમકે નીતિ અને સત્યયુક્ત હોવાથી ઇશ્વરની વધારે નજદીક છે. રાત દિવસ ગમે તે સ્વરૂપમાં પણ ઇશ્વર અગર ઇશ્વરી સત્તાના શોધમાં અને સાર્વજનિક હિતનું રાત દિવસ રટણ હેવાથી તેને દાંભિક આસ્તિક કરતાં ઇશ્વરની વધારે જરૂર છે. માત્ર વાણીનો ભેદ છે.

જડવાદના આ છેવટના આચાર્ય **હેકલને** પણ સત્ય, સૌંદર્ય, અને સારાપણું ( Goodness ) એમ ત્રણ દેવની ત્રિપુટી લેવી પડી છે. પ્રાણ, ઇચ્છા, તથા બુદ્ધિ ( Life, Will, and Consciousness ) ને જડનોજ વિકાર કહે છે. **સર ઓલિવરલોજે હેકલનું** ખંડન કર્યાનું ઉપર કહેવાયું છે. **લૉજની** માફક **લોર્ડ કૅલ્વિન** પણ એક મહાન ભૌતિકશાસ્ત્રી છે. વિશેષ એટલોજ કે તે ' ચેતનવાદી ' છે. હમણાં હમણાંના જડ અને ચેતનવાદી વિદ્વાનોનાં ખંડન મંડન બહુ મનન કરવા લાયક છે.

હાલના બુદ્ધિના સામ્રાજ્યમાં ક્ષણિક ભૌતિક સુખો વધ્યાં છે અને વધશે, લાલસા વધશે, હાજતો વધશે, જેને " જીવનનું ધોરણ " કહેવામાં આવે છે તે ( Standard of living ) અર્થ શાસ્ત્રીઓની ઇચ્છાનુસાર વધશે, તેને માટે જીવતોડ હરીફાઇ તથા ઝઘડા વધશે, તાત્કાલિક સુખ પણ

દેખાશે; પરંતુ ખાત્રી પૂર્વક સમજવાનું છે કે દુનિયાંમાં ચિરકાળનું સુખ તો બુદ્ધિ નહિં પણ અંતઃકરણની વિશુદ્ધિના બળથીજ થશે. બુદ્ધિવિકાસથી થોડા લોકો શોધક વિદ્વાન અગર કરોડપતિ થશે અને તેમને દેખીને બીજાની આકાંક્ષા ઉદ્દીપન થશે; પરંતુ આખી જીંદગી માથું ફોડતાં પણ મુરાદ હાંસલ નહિં થવાથી પરિણામે જનસમુદાય દુઃખીજ રહેવાનો. સુધરેલા યુરપમાં આ અસંતોષી વર્ગમાંથી કેટલા નાશક વર્ગ થયા છે તે કહેવાની જરૂર નથી. રૂશિયામાંથી પ્રકટેલો 'બોલ્શેવિક' વર્ગ એ છેવટનો નમુનો છે. વીજળીના દીવાથી અગર નાટક અગર નવા શોધોથી ગરીબની ગરીબાઈ મટવા સંભવ નથી, તેમ દુઃખીનાં દુઃખ મટવા સંભવ નથી. એતો માત્ર અંતઃકરણના ઉપરજ અવલંબે છે. અંતઃકરણ આગળ બુદ્ધિને નમતુંજ પડે છે.

ઉપર દર્શાવ્યા મુજબ જડવાદનો વિષય પૂરો કર્યા અવલ વિષયાંતરનો દોષ સ્વીકારીને પણ કહીશું કે, જડવાદની અવનતિનો સમય આવ્યો છે; **ચાર્વાક**ના શિષ્ય ઘટવા માંડયા છે અગર વટલાવવા માંડયા છે. **ડાર્વિનથી** માંડીને **હેકલ** સુધીના આચાર્યોની પણ **ચાર્વાક** અને તેના શિષ્યો જેવી દશા થઇ છે. ઇતિહાસ તો ફરી ફરીને એકજ વાત પુનરાવૃત્તિથી બતાવી આપે છે, History repeats itself. વળી જડવાદીઓએ જેમ સુપાત્ર ઉપર સારી છાપ પાડી તેમ અધુરા અપાત્ર અગર કુપાત્ર ઉપર અવળી છાપ પાડી. આ બીચારાઓ અવળે માર્ગે ચઢી ગયા. ઉંટ કુંડાળે નાંખ્યા જેવું થયું. 'મર્કટને મળી મદિરા પીવા જેવી સ્થિતિ થઇ. સૃષ્ટિના નિયમ પ્રમાણે સારી અગર નરસી વસ્તુનો આધાર પાત્ર કુપાત્ર ઉપર રહે છે. રાજાથી માંડીને રંક સુધી આ કારણથી દુઃખી થએલાં ઘણાં કુટુંબો જોવામાં આવશે. જડવાદી આચાર્યોના હેતુ સારા પણ માત્ર સિદ્ધાંત (Theory) માટે ઠીક, બાકી વ્યવહારમાં ( Practice ) તો તેથી વિપરીત પરિણામ આવે એ સહજ છે. કેમ કે બધાના અધિકાર એક સરખા હોય નહિ. ગામના રખા વરતણીયાથી માંડીને ઠેઠ દીવાન સુધીના બધાના અધિકાર જૂદા જૂદા હોય છે. તેજ પ્રમાણે કુટુંબમાં તથા સમાજમાં સમજવાનું છે નેપાળાનો જુલાબ ગમે તે રોગીને આપી શકાયજ નહિ. ભેંશ મૂડવાના અસ્ત્રાથી માણુસ મૂડે તો બીચારાની કેવી વલે થાય ? આ નાસ્તિક વર્ગ સંબંધી ઇંગ્લંડનો પ્રસિદ્ધ લેખક **બર્ક** 'ફ્રેંચ રેવોલ્યુશન'ના પ્રસંગે ખુબ લખી ગયો છે. વાસ્તવિક રીતે આચરણ તો ધર્મના નિમિત્તથીજ શુદ્ધ રહી શકે. **બ્રૅડલો** જેવા કવચિત્ પાકે બાકી ઉગ્ર **નિહિલિસ્ટો** અસંખ્ય પાક્યા ! ધર્મ વગરનું બધું

જ્ઞાન એકડા વગરનાં મીડાં જેવું છે. ખીલે બંધાયા વિના છુટકોજ નહિ. હરાયાં ઢોર તો છેવટ માર ખાઇને ડબામાંજ પુરાય. ગમે તેટલા પૈસાદાર થાઓ અગર વિદ્વાન અને બાહોશ–પોલિટિકલ થાઓ; પરંતુ ધર્મ વગર શાંતિની આશા રાખવી મિથ્યા છે. આંધળા આગેવાનનું લશ્કર ક્યાં જઇને પડે ? 'લશ્કરકા ભેદ પાયા' જેવી સ્થિતિ ધર્મની આગેવાની વગરના સમાજની સમજવી. છાશ ગમે તેટલી મીઠી કહો પરંતુ કાંઇ દુધને પહોંચે ? જડવિદ્યાથી જડ બનેલા એક પ્રોફેસર સાહેબ વારંવાર કહેતા હતા કે હવે થોડા વખતમાં ઇશ્વર સંબંધની બનાવટી વાત ઉડી જશે ( The fiction of God will soon be exploded ). તેઓશ્રી તથા તેમના શિષ્યો- માંથી ઘણા ઉડી ગયા પરંતુ ઇશ્વર તો હજી અડગ ઉભો છે. ચાર્વાક અને તેના આર્યાવર્તના તથા બહારના વારસો ભલે બૂમો મારે પરંતુ ઈશ્વર તો નિડરપણે સ્વસ્થ ઉભો છે. માટે પાશ્ચાત્યનું જડવાદનું જ્ઞાન પાશ્ચાત્યનેજ ભલે મુબારક હો. ઘોડાની લાત ઘોડાંજ ખમે અને ગધેડાંની ગધેડાંજ ખમી શકે. ગધેડીની કહેવાતી પ્રેમની લાત પણ ગધેડુંજ ખમી શકે બીચારા હિંદુસ્થા- નનું ગજું જડવાદ સહન કરવા જેટલું નથી. હિંદુસ્થાનને તો ચેતન ભલે રહ્યું. ઐશ્વર્યની ઉન્નતિનો ઉપભોગ આર્યોએ પૂર્વે લીધો છે તેમ હવે ભલે ઐશ્વર્યની અવનતિનો પણ અનુભવ લે; પરંતુ ચેતન વગરની પશુની સ્થિતિ ભોગવવી નથી. કાળના ચક્રમાં ઉન્નતિ અને અવનતિ અનુક્રમે આવ્યાજ કરે છે. તમને જરૂર છે કે નહિ તે બદલ કાળ કાળજી કરતો નથી. તેતો પોતાના ઠરેલા ધોરણે કામ કર્યાજ કરે છે, એટલે આપણે "ઘર પાડીને બંગલા કરવા નથી" અગર પવન સાથે ધિંગાણું ( યુદ્ધ ) કરવું નથી. કારણ કે તે ધિંગાણામાં શું પ્રાપ્ત થાય ? ઓખામંડળનો એક ભોળો મસ્ત વાઘેર લાક- ડાનો ભારો લઇને સાંજના ઘર તરફ આવતો હતો ત્યાં સામો પવનનો ઝપાટો સખ્ત લાગ્યો. ઓખામંડળના કાંઠા ઉપરનો તોફાની પવન મશહૂર છે. બળ- વાન વાઘેર આ પવનના ઝપાટાથી બે ડગલાં પાછો હઠ્યો. જોર કરવા જાય પરંતુ પવન સામે બળ નહિ ચાલવાથી પાછો પડે. એમ કરતાં કરતાં તેને ઓસાન આવ્યું કે મારે માથે ભારો છે તેથી પવનનું જોર ચાલે છે. તે ઉપરથી ભારો ફેંકી દઈ પવન સામે મોરચો માંડીને જાંગ તથા ભુજા ઠોકતો ઉભો રહીને બોલવા માંડ્યો કે "મરદ હોય તો હવે આવી જા" 'હાણેઅચ' આ પ્રમાણે લગભગ અડધો કલાક ધિંગાણું કર્યું અને પવનને હરાવ્યો. પ્રસિદ્ધ પાંચ મૂર્ખા જેવી મૂર્ખાઇ આપણે કરવી નથી. પાંચ મૂર્ખ મિત્રો જ-

તા હતા ત્યાં રસ્તામાં એક ગૃહસ્થ મળ્યો; તેણે અનાયાસે કપાળ તરફ પોતાનો હાથ વાળ્યો; તે દેખીને એક મૂર્ખ કહે કે મને સલામ કરી ત્યારે બીજો કહે કે મને કરી; આ પ્રમાણે પાંચે જણા લઢવા મંડ્યા. પછી એક કહે કે ચાલો મૂળ માણુસને પુછીએ. તે ઉપરથી બધા પેલા ગૃહસ્થ પાસે ગયા ને પૂછ્યું કે તમે સલામ કોને કરી ? પેલો ગૃહસ્થ તરત સમજ્યો કે આ મૂર્ખા છે ત્યારે કહે કે જે મૂર્ખ હોય તેને; એટલે બધા ત્યાંજ લઢવા મંડ્યા. દરેક કહે કે હું મૂર્ખ. પછી પેલો ગૃહસ્થ કહે કે તમારા દરેકની મૂર્ખાઈની વાત કરો; તે પ્રમાણે દરેકે કરી. એક કરતાં બીજાની વાત સરસ લાગી તેથી કહ્યું કે મેં બધા મૂર્ખાને સલામ કરી.

ગમે તેટલો કાળ જાય, અગર ગમે તેટલી નકલ કરે અગર મૂર્ખાઈની હરીફાઈ કરે પણ વાઘેર તે વાઘેર, કાઠી તે કાઠી, મિયાણો તે મિયાણો, મકરાણી તે મકરાણી, ઈંગ્રેજ તે ઈંગ્રેજ, અને જર્મન તે જર્મન રહેવાનો. તેવીજ રીતે પૂર્વ તે પૂર્વજ રહેશે અને પશ્ચિમ તે પશ્ચિમજ રહેશે. પૂર્વ તે પશ્ચિમ થાય નહિ અને પશ્ચિમ તે પૂર્વ થાય નહિ ! અમુક સ્થળ સમય પરત્વે જેમ પૂર્વ પશ્ચિમ હળીમળીને રહે છે તેટલું થાય તો પણ બસ છે. દ્વેષ મટે અને સૌ પોતપોતાનું તપાસે એટલે ઘણું થયું.

જડવાદ ચેતનવાદ બરાબર સમજવા માટે ' આત્મા ' નામ આપીને એક વસ્તુ આપણે ગ્રહણ કરીએ, અને પછી જો મુકાબલો કરીએ તો તેનાથી પ્રકાશ ઠીક પડશે. કેમ કે ' આત્મા 'ના સંબંધમાં યુરપના પ્રાચીન અર્વાચીન તત્ત્વવેત્તાઓના સિદ્ધાંતને મુકાબલે ષડ્દર્શન સમજવામાં વધારે અનુકૂળતા થશે એમ લાગે છે. ચૈતન્ય—સ્પિરિટ અગર આર્યના ' આત્મા ' ના અસ્તિત્વના સંબંધમાં વૈષ્ણવનો અગર બૌદ્ધનો અગર સુફીનો ' તણખો ' કહો, અગર ખ્રિસ્તિ ઇસ્લામી અગર યાહુદીનો ઇશ્વરનો ' શ્વાસ ' કહો ( ઇશ્વરે માટીમાંથી આદમ બનાવી તેના નાકમાં શ્વાસ નાંખ્યો ને પછી તે માણુસ થયો ), પરંતુ હરેક પ્રકારે ' આત્મા ' ના સંબંધમાં દરેક પ્રજા અગર ધર્મ, ખુલાસા અગર ફરમાન કરે છે. એલેકઝાંડ્રિઆ મારફત આર્યના સહવાસથી તથા બોધથી પ્રાચીન હિબ્રુલોકો એટલાથીજ સંતોષ માનીને બેઠા કે આત્મા તે ઇશ્વરમાંથી નિકળેલો પ્રાણવાયુ, ને તે પ્રાણવાયુ માણુસના મૃત્યુ પછી પાછો ઇશ્વરમાં ગયો. આર્યના આત્મા તેમજ આર્યના સંસર્ગી ગ્રીક તથા ઇરાનીઓની આત્માની શુદ્ધ કલ્પના જેવી કલ્પના બીજી કોઇ

પ્રજાને થઇ નથી. આત્મા શરીર સાથે જડેલો છે એ ભાવનાથીજ પ્રાચીન મિસરના ' મમિ ' ( હજારો વર્ષનાં મશાલાથી જાળવી સંઘરી રાખેલાં મુડદાં ) તથા ' પિરેમિડ ' ના મિનારાવાળો આત્મા શરીર સાથે શરીરના પડવા પછી પણ રહે છે એવી માનીનતાથી એ લોક મુડદાંને સાચવી રાખતા હતા. પ્રાચીન **ઇંડિઅન** લોકની પણ તેવી માનીનતા હશે એમ સમજાય છે. આવી કાંઇક અંશની ભાવના મુડદાં દાટનાર ઘણી ખરી પ્રજાઓના ધર્મમાં છે, કેમકે જુઓ કે પ્રાચીન ગ્રીકો આર્યની માફક મુડદાં બાળતા. મૃત્યુ પછી પણ પોતાના શરીર સાથે અજ્ઞાનીને કાંઇક સમય સુધી આસક્તિ રહે છે. આ આસક્તિ નુકસાનકારક હોવાથીજ આર્યોએ મુડદાં બાળવાનું મૂળથીજ સ્વીકાર્યું છે. મિસરના લોકો આર્યના સંસર્ગથી આત્મા સંબંધી કાંઇક પાછળથી શિખ્યા, પરંતુ શરીર સાથેનો સંબંધ બીલકુલ છોડી શક્યા નહિ. માત્ર યાહુદીઓની અને તે પણ આર્યના સંસર્ગથીજ કલ્પના હતી કે ' આત્મા ' શરીરથી અલગ રહે છે. **ક્રાઇસ્ટ**ના સમયમાં તો આ મંતવ્ય બરાબર દેખાય છે. **ક્રાઇસ્ટ** પોતેજ કહે છે કે " હું જોન બેપ્ટિસ્ટાનો અવતાર છું. " ગમે તેમ હોય પરંતુ ધર્મનાં કરેલાં ફરમાન—આધાર વગરનાં—થી જડવાદીનું સમાધાન કેમ થાય ? શુષ્ક ફરમાન કરતાં જડવાદીના વાદ ઉતરે તેમ નથી. વળી બીચારા ફરમાન કરવાને બદલે અનુવાદ અને તર્કજ કર્યા કરે છે અને અનેક રીતે અનુમાન કરે છે. કેટલાક ચૈતન્યને સ્વપ્ના જેવી ભ્રમણા કહે છે, અને તેને મૂળ જંગલી માણસથી વંશ પરંપરાનું ચાલ્યું આવતું એક તૂત કહે છે. પ્રસિદ્ધ **વંટ** ( Wudnt ) **ચાર્વાક**ને કાંઇક મળતું—**ચાર્વાક** કહે છે કે પાન, કાથો અને ચુનામાંથી રતાશ થાય છે તેમ પૃથ્વી, જળ તેજ અને અગ્નિના મિશ્રણથી આખી સૃષ્ટિનું થાય છે—કહે છે કે યાંત્રિક શાસ્ત્ર ( Mechanics ) ના નિયમને અનુસરીને એક સાંકળ જેવું ચાલે છે. ડાર્વિનનું " ઇવોલ્યુશન " તો પ્રસિદ્ધજ છે. " તત્ત્વો પોતાની મેળેજ કુદરતી રીતે અનુકૂળતા લઇ લે છે " એમ કહે છે, જેને Adaptation and natural selection કહે છે. વાસ્તવિકમાં તો સાંખ્યની સૃષ્ટિની રચના તથા પ્રલય Evolution and involution આ તમામ ભૌતિક શાસ્ત્રોને અનુકૂળ દેખાય છે એમ મુકાબલાથી સહજ સમજાય તેવું છે. **હેકલ**ની યોજના ( Theory ) અન્વયે કાર્ય કારણને લઇને ઉત્ક્રાંતિ ( Evolution ) ના જોરથી આ બધું વિસ્તરે છે ને પાછું નાશ પામી પરમાણુમાં જઈ મળશે એમ તર્ક છે. ' ઓક્સિજન ' હાયડ્રોજન ' ' નાઇ-

હાઇડ્રોજન ' અને ' કારબન ' નાં યાંત્રિક મિશ્રણ ( Mechanical mixture ) માંથી રસાયણિક પ્રયોગ ( Chemical combination ) થઇ બધું વિશ્વ એક વિરાટ અગર હિરણ્યગર્ભરૂપ ' પ્રોટોપ્લેઝમ્ ' છે એમ કહે છે. **હેકલ** પોતાના આવાદનો ' અદ્વૈત ' વાદ કહે છે; પરંતુ **શંકર**ના અધ્યાત્મ શાસ્ત્રના અદ્વૈત સાથે તફાવત એટલો કે હેકલનું ' જડ ' અદ્વૈત એટલે કે અર્થ વગરના જડમાંજ ચેતન કરનારૂં છે. આવા વિચારમાં પાછો ભેદ પડયો. પ્રોફેસર **નિકલસન** કહે છે કે પાચન ક્રિયામાં, મરણમાં વિગેરે પ્રસંગે કેમિકલ કૉમ્બિનેશન, અગર " મિકેનિકલ મિક્ષ્ચર " ઉપરાંત કાંઇક વિશેષ છે ને તે શરીરના અંગમાં છે. **હક્સ્લિ** કહે છે કે હલકાં પ્રાણીમાં શરીરનું બંધારણ જોતાં ઉંચી પંક્તિનાં જરૂરીયાત તત્ત્વો નહિ છતાં પણ જીવ હોય છે, એટલુંજ નહિ પણ તે ઉપરાંત ચમત્કારિક કૃતિઓ–મોતીની છીપો ઇત્યાદિ–પણ તે પ્રાણીઓ બનાવી શકે છે. ' પ્રોફેસર **સિજવિક** ' આખર આગળ વધીને કહે છે કે માણસ જાતને ઇશ્વર વગર ચાલેજ નહિ, અને **વૉલ્ટેઅર** ત્યાં સુધી કહે છે કે ઇશ્વર ન હોય તો પણ–નૈયાયિકની માફક–શોધીને કલ્પવો જોઇએ. પ્રોફેસર **ટિંડલ** કહે છે કે કુદરતના નિયમના અવલોકનમાંથી ચેતન કાંઇ જડે નહિ; લાકડાં ગમે તેટલાં ચીરો પણ દેવતા જડે નહિ પણ ઘર્ષણ થાય તોજ અગ્નિ દેખાય. ખરૂં ભાન **ટિંડલ**નેજ થયું લાગે છે, સાયરાક્યુસના ગણિત શાસ્ત્રી **આર્કિમિડિઝ**ની મુરાદ હાંસલ થઇ શકી નહિ કે જો મને પૃથ્વીથી અલગ થોડી જગ્યા મળે તો લીવર Lever એટલે કે ઉચ્ચાલન યાંત્રિક શક્તિથી હું પૃથ્વી ઉચકી શકું, પરંતુ આર્યના **અગસ્ત્ય** તો આખો સમુદ્ર ચેતન શક્તિથી પીગયા હતા, અને પૃથ્વી તે એક નાગ, સરસવના દાણાની માફક ઉચકી રહ્યો છે ! કયાં મેળ થાય ? આર્ય ચેતનશાસ્ત્ર સાધ્યાર્થને દૃષ્ટિ આગળ રાખે છે, અને પાશ્ચાત્ય જડ શાસ્ત્ર સામગ્રીઓ તપાસી આખર તેમાંથી સાધ્ય ખોળે છે, પરંતુ ખુબી જુઓ કે સૃષ્ટિની ઉત્પત્તિ અને નાશ અગર ઉત્ક્રાંતિ તથા પ્રતિક્રાંતિ ( Evolution and involution ) ની કલ્પના બંનેની મળતી આવે છે ! પરિણામ લગભગ સરખો છે, પરંતુ 'ચેતન' અગર 'આત્મા' ની કલ્પના તો જૂદીજ છે.

હવે આ ' ચેતન ' ના સંબંધમાં પાશ્ચાત્યના ખ્રિસ્તિ ધર્મમાં જ્ઞાન, ઇચ્છા, વૃત્તિ, વિચાર વિગેરે ઇશ્વરદત્ત છે એમ નિર્ણયાત્મક ફરમાન છે. આગળ કહ્યું છે તેમ કેવળ ફરમાનથી વિદ્વાનની જીજ્ઞાસા તૃપ્ત થાય નહિં તેમ તેને સંતોષ પણ થાય નહિં; એટલે આ નિર્ણયની સામે હ્યૂમ

પ્રથમ થયો. તેણે જડનું પ્રથક્કરણ કરી તેમાંથી ચેતન ખોળવા માંડયું. તેનો શિષ્ય **હૉબ્સ** તેથી આગળ વધ્યો, અને **હ્યુમે** તો નાસ્તિકપણાની કમાલ કરી. હ્યુમના નાસ્તિકપણામાં એક વૈચિત્ર્ય હતું, તે એ કે તેણે પુનર્જન્મનું તત્ત્વ સ્વીકાર્યું. **લૉક** અને **હૉબ્સ**ની મીસલના **ફ્રાન્સ**માં **ડેકાર્ટ** અને જર્મનિમાં **લિબનિટઝ** પાકયા. આ લોકના સિદ્ધાંતમાં કાંઇક **કણાદ**ના વૈશેષિક અને કાંઈક સાંખ્ય વાદની ઝાંખી દેખાય છે. આ બધાઓએ, ' કાર્ય કારણ ભાવ 'ની રચના અનુમાનયુક્ત હોવાથી વ્યર્થ ઠરાવી.

આ પ્રમાણે જ્યારે જડવાદ એક તરફ સારી રીતે પ્રસર્યો ત્યારે કુદરતના પ્રત્યાઘાતના નિયમને અનુસરીને બીજી તરફ તેના વિરૂદ્ધ એક સબળ પક્ષ ઉભો થયો. ધર્મના આગેવાનો સમજવા લાગ્યા કે હવે ક્રાંતિ થઈ માટે સરખાં શસ્ત્ર ધારણ કરવાં જોઇએ ને તેથી તે લોકો પણ તેજ ક્ષેત્રમાં શોધન કરવા મંડયા. બૌધ્ધોના પરાજય માટે આદિ **શંકરાચાર્યે** જે માર્ગ લીધો હતો તેજ માર્ગ આ ધર્મગુરૂઓએ લીધો. આ ધર્મગુરૂનો વર્ગ ખાસ ' સ્કૉટલૅંડ 'માં જાગ્યો, તેમાં મુખ્ય **બાર્કલે** છે. તેણે જ્ઞાન ઉપર ધ્યાન ખેંચ્યું. તેણે એવો વાદ કર્યો કે પદાર્થ દેખીએ છીએ તે માત્ર મનની કલ્પના છે; દેખીએ છીએ તેવું સ્વરૂપ તેનું ખરૂં નથી. વેદાન્તના માયાવાદ જેવો કાંઇક આ વાદ છે, પણ તફાવત ઘણો છે. જડવાદી ' મન ' સુધીજ પહોંચે છે. ' આત્મા ' સુધી તેની નજર પહોચતી નથી. **બાર્કલે**ના જોટાનો જર્મનિમાં યાહુદી **સ્પીનોઝા** ઉઠયો હતો. આ કોટિના ફિલસુફોમાં આગળ કહ્યા મુજબ **કાન્ટ** અગ્રણી છે. તેણે બતાવ્યું કે જડવાદની પધ્ધતજ ખોટી છે. દશ્યમાંથી દૃષ્ટા ખોળવો એ પોતાને ખભે ચઢીને જવા જેવું છે. તેણે તો ચેતન શાસ્ત્રને જડથી ભિન્નજ ઠરાવ્યું. ચેતન શાસ્ત્રની ખરી શરૂઆત ત્યારથીજ થઇ એમ કહેવા હરકત નથી. હાલમાં ' મસ્તક વિજ્ઞાન શાસ્ત્રી ' ઓ માને છે કે બુદ્ધિથી આગળની શક્તિ માણસમાં છે તેનાથીજ ઇશ્વરનું જ્ઞાન થઇ શકે. આર્ય શાસ્ત્રમાં તો મનથી આગળ બુદ્ધિ ને તેથી આગળ જતાં ઠેઠ ' માયા ' આવે છે.

જર્મનિમાં **કાન્ટ** પછી **ફિશ્તે, શૅલિંગ, હાર્ટમૅન, હેગલ,** શોપનહોઅર આદિ થયા. આ બધા **કાન્ટ**ના ધોરણની બહાર ખાસ ગયા નથી. **સ્પેન્સર** બિચારો જરા ' અજ્ઞેય 'માં ખસી ગયો. આખર તે તથા તેનું અજ્ઞેય સાથેજ અજ્ઞેયમાં ગયાં ! હવે ઇંગ્લંડના પ્રસિદ્ધ જડવાદીઓ

**ડાર્વિન, વંટ, હક્સ્લિ, હેકલ, ટિંડલ** આદિનાં ' ઇવોલ્યુશન ' માં **સ્પેન્સર**ના વારસાઇના કાયદા ( Law of heredity ) નું તત્વ જરા વધારે ઘુસ્યું હોય એમ લાગે છે; પરંતુ તે પણ આખર માન્ય થયું નહિ: કેમકે તેમાં ઘણા વાંધા ઉઠયા અને તેથી છેવટ અસત્ય ઠર્યું. જુઓ કે **ક્રાઇસ્ટ**નો પિતા જોસફ તે સુથાર હતો તેણે શો વારસો આપ્યો હશે ? અગર કહો કે ' બુદ્ધના પિતાએ બુધ્ધને શો વારસો આપ્યો હતો ? મુરઘી પોતાનાં ઇંડાંનું જતન કરે છે તેવીજ રીતે બતકનાં ઈંડાંનું પણ અજાણપણામાં કરે છે, તોપણ વારસાઇના કાયદા પ્રમાણે જુઓ કે મુરઘીનાં સેવેલાં ઈંડાંમાંથી બતકનાં બચ્ચાં નિકળીને તરત પાણી તરફ જાય છે અને મુરઘીનાં બચ્ચાં દાણા ચુંગવા મંડી પડે છે. વારસાઇના કાયદા વિરૂધ્ધના જડવાદીઓ આ પ્રસંગનો એમ ખુલાસો કરે છે કે એ બનાવ તો અતર્કય નૈસર્ગિક સ્વભાવ નો માત્ર શરીર સાથે સંબંધ છે. આ વાકયનો કાંઇ પણ અર્થ છે ? અતર્કય કહીને શું કમાયા ? પાછળથી આ બંને મત ખોટા ઠર્યા ને ખંડન થયાં. ખ્રિસ્તિધર્મ ઇશ્વરનેજ સોંપી દઇ નિરાંતે બેસે છે. આર્યધર્મ આત્મસ્વરૂપ જીવોના પૂર્વ સંસ્કાર કહે છે. એમ દરેક ધર્મો તથા તત્ત્વજ્ઞાનો ખુલાસા કરે છે. વેદાન્તની કોટિ અપૂર્વ છે; પરંતુ તે પાશ્ચાત્યોને ગળે ઉતરે તેવી નથી ને તેમાં કાંઈ આશ્ચર્ય નથી. અધિકાર વગર શું કરે ?

ઉપર કહી ગયા તે પ્રમાણે **કાન્ટ** વાદ અડગ રહ્યો. બાદ વળી તે વધારે સબળ થયો. **સ્ટર્લિંગ, ગ્રીન, સેલિ** આદિ તત્ત્વવેત્તાઓએ **કાન્ટ** ને માન પૂર્વક વધાવી લીધો ને જોસભેર તેના મતનો સ્વીકાર કર્યો. ફ્રાન્સમાં **મેસ્મર** તથા **રીધનબેક** **કાન્ટ**ના ' પ્રેતાવાહન ' ને સપ્રમાણ કરી બતાવવા લાગ્યા. આ કાર્યમાં પાછા ઠગારા ઠર્યા, અને **सत्यमेवजयति** ના ન્યાયથી છેવટ **પારીસ**ના દવાખાના ( Hospital ) ના વડા **શાર્કોએ** મેસ્મરિઝમ નું નામ બદલીને ' હિપ્નોટિઝમ ' ઉપર સપ્રમાણ ગ્રંથ લખ્યો.

આ બધાનું પરિણામ એ આવ્યું કે ' જડ ' અને ' ચેતન ' જૂદાં મનાયાં. એ બંને જૂદાં છતાં ભેગાં રહી શકે છે; પરંતુ કેવી રીતે રહે છે તથા તેમનો સંબંધ કેવો છે એ બતાવી શકતા નથી. એ તો આર્ય શાસ્ત્રનુંજ કામ. બીજાનું ગજુંજ નથી. ગમે તેવા મત ભેદ વેદાન્તમાં લય પામી જાય છે. વેદાન્ત જેવું સમાધાન કોઇજ કરી શકતું નથી. **હેગલ**ની " કઠિન ચિતશક્તિ " અગર ' કૈવલ્ય ચેતનાશક્તિ ' તેજ **શોપનહોઅર**ની 'ઇચ્છા-

શક્તિ ' ( Will ) એમ વેદાન્ત સમાધાન કરાવી શકે છે. બંનેમાં સત દિવસ જેટલો તફાવત છતાં વેદાન્તજ સમાધાનનું બીડું ઝડપી શકે છે. **પ્લેટોથી માંડીને બાર્કલે, કાન્ટ, હેગલ, શોપનહોઅર અને સેલિ** સુધીનું ચેતન હરેક સ્વરૂપમાં પણ ટકયું છે. 'ચેતનમાં' હવે પાશ્ચાત્યોએ પ્રવેશ કર્યો છે એટલે આર્યનાં ષડ્દર્શનમાં પણ પ્રવેશ કરીને દુનિયાંને કાંઇ ઓર પ્રકાશ આપશે એવી ઉમેદ રહે છે; અને જ્યારે પુનર્જન્મનું તત્ત્વ આ શોધકોને મળી આવશે ત્યારે તો જરૂર નવા જુની કરી બતાવશે એમાં શક નથી. હાલમાં તો ' જીવ ' શોધવાની જીવતોડ મહેનત લેવાય છે. પ્રથક્ અંગોમાં આ રાક્ષસી વિદ્વાનો ચેતન આપી શકે છે; પરંતુ સમગ્ર શરીરનો જીવ હાથમાં આવતો નથી. ઘણા અખતરા કરે છે. ઘણાં જનાવર મારે છે પરંતુ જીવ હજી પકડાતો નથી.

ખ્રિસ્તિધર્મના ફરમાન સામે જેમ **લૉકે** વાંધા ઉઠાવ્યો હતો તેમ સુપ્રસિદ્ધ **બ્રૅડલો**નો પણ પોકાર હતો. ખાંડ ' કારબન, ' ઑક્સિજન અને ' હાયડ્રોજન 'ની બનાવટ છે એમ ભૌતિક શાસ્ત્રો કહે છે ત્યાં સુધી ધર્મને વાંધો નથી; પરંતુ તેની ' મીઠાશ 'નો ખુલાસો કરવામાં તત્ત્વજ્ઞાન અને ધર્મના નિર્ણય વચ્ચે વિરોધ દેખાય છે. **બ્રૅડલો** કહે છે કે એ ત્રણેના મિશ્રણથી ખાંડની મીઠાશ છે; અને ખ્રિસ્તિ ધર્મ કહે છે કે એ ઇશ્વરની કુદરત છે. ખાંડની મીઠાશ જીભનેજ સ્પર્શથી લાગે છે, અને સુગંધી વસ્તુની સુગંધ નાકનેજ લાગે છે તે સંબંધમાં વિદ્વાનો ઘણું ઝીણું કાંતે છે. વિદ્વાનોની શોધખોળ એ દિશામાં હજી ચાલુજ છે. અંતે હાલ એ નિર્ણય ઉપર આવ્યા છે કે વસ્તુઓમાં કાંઇક ' ગર્ભિત શક્તિ ' અગર ' ગુપ્તશક્તિ ' છે, તેનાથીજ એ મિશ્રણમાંથી ખાંડમાં મીઠાશ આવીને ' જીભ 'ને લાગે છે અને સુગંધ ' નાક 'ને આવે છે. આટલાં વર્ષો સતત પરિશ્રમ લઇને શોધ કરી તેમાં કાંઇ અર્થ છે ? વિદ્વત્તા ભરેલા મોટા શબ્દો સિવાય કાંઈ છે ?

આ પ્રમાણે જણાશે કે આત્માના શોધનમાં, આ તત્ત્વજ્ઞો ' ચેતન 'ને જીવ કહે છે પરંતુ જીવનું મૂળ ' આત્મા ' તે બિચારાઓને જડતો નથી. કેટલાક તેને ' વૈશેષિકના ' પદાર્થ જેવો ' પદાર્થ ' ( Substance ) કહે છે. આ " યાંત્રિક રસાયણિક યોગ, " " ગુપ્તશક્તિ " અગર ' જીવ ' અગર ' પદાર્થ ' એમ ગમે તેવા નામથી પણ તેવી ચીજને ' આત્મા ' નું સ્વરૂપ આપીને આખર ' મન ' ની કલ્પના ઉપર ગયા. બાદ આ ' આત્મા ' અગર

'મન 'ના સ્થાનની કલ્પનાઓ થવા માંડી. પ્રથમ સ્થાન મસ્તકના મગજના ભાગમાં ઠર્યું. પાછળથી સુધારો થયો ને મગજમાં નહિં પણ મગજમાં જ્ઞાનતંતુઓના પ્રવાહ ( Nerve currents ) ચાલે છે તેજ ' મન ' છે એમ ઠર્યું. આર્ય શાસ્ત્રમાં શરીરને રથ તથા આત્માને રથીનું રૂપક આપ્યું છે તેવું રૂપક લઇએ તો મનની ઇચ્છા ( Will ) રૂપી રથ, મગજ રૂપી હાથ, તંતુ રૂપી લગામ, અને સ્નાયુ ( Nerves ) રૂપી ઘોડા કહીએ તો કાંઇક સમજાય તેમ છે. આવી યોજના તત્ત્વવેત્તાઓ કરે છે ત્યાં ખ્રિસ્તિધર્મ એકદમ આજ્ઞા કરે છે કે આ જડ ચૈતન્ય ( Immaterial spirit ) એટલે ઇશ્વરની પ્રેરણાથી મન ઉપર બહારની છાપ પડે છે, ને તેથી સૃષ્ટિ દેખાય છે. લૉકલો જેવા વિદ્વાનો આ ફરમાન સામે પ્રશ્ન કરે છે કે " અદૃશ્ય અજડ ચૈતન્ય " ઉપર " પ્રત્યક્ષ જડ "ની છાપ કેમ પડે ? આ ઠેકાણે ધર્મ ખુલાસો આપી શકતો નથી; ક્યાંથી શી રીતે આપે ?

ઉપર મુજબ જણાશે કે ' આત્મા 'નું શોધન હરેક પ્રકારે કરવામાં આવે છે, પરંતુ પત્તો લાગતો નથી. ઉપર જણાવ્યા મુજબ ' મન ' ' પદાર્થ ' ( Substance ) એમ ઘણી કલ્પનાઓ કરે છે તેમાંની એક કલ્પના નોંધ લેવા જેવી છે. કેટલાક વિદ્વાનો આ આત્માને ' Self ' ' સ્વ ' કહેવા માંડયા. ' સ્વ 'નો એક ' અર્થ ' ' Interest ' સરે એટલે તે 'સ્વ' નાશ પામીને પાછો બીજો ' અર્થ 'વાળો ' સ્વ ' ઉભો થાય, એમ ' સ્વ ' અને ' અર્થ ' મળીને ' સ્વાર્થ ' કેન્દ્રસ્થાન થયું. પાછો વિચાર શક્તિનો પ્રભાવ વધ્યો ને તેથી આ ' સ્વ 'ને ચાલુપણું અર્પ્યું; તે એટલે સુધી કે એક જન્મમાં ' સ્વાર્થ ' ન સરે તો મરણ પછી પણ ચાલુ રાખવો; વધતાં વધતાં કેવળ સ્વાર્થ અગર દૂરદર્શી સ્વાર્થમાંથી ' ઉદાત્ત ' ' Enlightened ' સ્વાર્થ સુધી પહોચ્યા. હવે પ્લેટો તથા ઉપનિષદોએ આત્માને નવાં શરીરો લેવાની તથા ગમે ત્યાં વિચરવાની સ્વતંત્રતા આપી છે તે વાત મગજમાં કાંઇક પેશી શકે છે; પરંતુ આ ' સ્વાર્થ ' ના અવિચ્છિન્ન અસ્તિત્વની વાતો મગજશક્તિની બહાર જાય છે. ખેર. આ સ્વાર્થની મર્યાદા વધી અને ઉત્ક્રાંતિ પામી ' પરમાર્થ 'ના રૂપમાં સ્વીકારાયો. બાદ ' પરમાર્થ 'માં જે ' સુખ 'ની ભાવના છે તે સુખને બદલે ' હિત 'ની ક્રાંતિ થઇ. અને ગીતાના **સર્વભૂત હિતેરતાઃ** ના ધોરણે " ઘણાઓનું ઘણું હિત " વાદ સ્વીકારાયો. ને તે પણ અપૂર્ણ લાગવાથી છેવટ ' મનુષ્યત્વ ' સુધી પહોચ્યા પણ જડત્વ મૂક્યું નહિં: તેમ આત્મા તેમને જડયો પણ નહિં.

આગળ જેમ આત્માને મન કલ્પીને તેનુ સ્થાન મુકરર કરવા મહેનત લેવાઇ હતી તેમ પાછું તેને 'સ્વ'નું રૂપ આપી, તેના સ્થાન માટે પરિશ્રમ લેવાયો. 'મન'ને જ્ઞાનતંતુઓના પ્રવાહ ( Nerve currents )માં સ્થાન મળ્યું હતું તેમ આ 'સ્વ' રૂપી આત્માને પ્રોફેસર **જેમ્સે** સારી પેઠે મનન કરીને મગજમાં ખોપરીમાં ( Cortex of the brain ) સ્થાન આપ્યું. **ફીશ્ને** કહે છે કે મગજમાં જ્યાં ખાલી જગા છે ત્યાં આ 'આત્મા' રહે છે; **ડેકાર્ટ** કહે છે કે મગજમાં વટાણા જેવડી જગ્યા ( Peneal gland ) છે તેમા છે; **લોટઝે** કહે છે કે જ્યાં બધાં જ્ઞાનનાં તંતુઓ ભેગાં થાય છે ત્યાં હોવો જોઇએ: પ્રાચીન ફિલસુફોમાંથી **એરિસ્ટોટલ** હૃદયમાં સ્થાન આપે છે; કારણુમાં કહે છે કે હર્ષશોક સુખદુઃખ વિગેરે દ્વંદ્વોનો અનુભવ હૃદયમાંજ થાય છે. આર્ય ધર્મમાં જોઇએ છીએ તો ઉપનિષદો **એરિસ્ટોટલ**ની માફક આત્માને શરૂવાતમાં હૃદયમાં સ્થાન આપે છે, બાદ ધીમે ધીમે તાળવામાં ઉચે બ્રહ્માંડ કહેવાય છે ત્યાં એટલે મગજમાં સ્થાન આપે છે. યોગ અને તેમના ગ્રંથોમાં તો આત્માને શરૂથીજ મગજમાં સ્થાન આપ્યુ છે. હવે ઉપનિષદોનો આત્મા અણુરૂપે વાળના અગ્રના દશ હજારમા ભાગ જેવડો હતો તે વધીને સરસવ અગર સામાના દાણા જેવડો થયો ( ડેકાર્ટના પીનીઅલ ગ્લૅંડ કરતાં ન્હાનો ), બાદ વધતાં વધતાં અંગુઠાના પ્રમાણ જેવડો થયો; બાદ પ્રાદેશ જેવડો થયો ( પ્રાદેશ તે વેંત જેટલું લગભગ માપ છે; એટલે કે તર્જની અને અંગુઠો પહોળાં કરીએ તે માપ અગર કપાળથી તે હડપચી સુધીનું માપ ) ને મસ્તકમાં ઠર્યો. હવે એક રીતે પ્રોફેસર **જેમ્સ** અને ઉપનિષદોનો મેળ પડયો, એટલે કે મગજમાં 'આત્મા' સ્થપાયો. પરંતુ ઉપનિષદો બહુ આગળ વધ્યાં. બૌદ્ધોના ક્ષણિકવિજ્ઞાન વાદ તથા જૈન વાદના સિદ્ધાંત પ્રમાણે આત્મા વધીને જે તે પ્રાણીના શરીર જેવડો વધ્યો અને ઉપનિષદોનો આત્મા તો વધી વધીને આખા બ્રહ્માંડ જેવડો અગર બ્રહ્માંડો માત્રનો થયો; મતલબ કે સર્વગામી, સર્વવ્યાપી, સર્વ શક્તિમાન, સમર્થ, અને એકંદરીમાં સર્વનું આદિ કારણ થયો; અણુનો અણુ અને વિભુનો વિભુ* થયો.

---

* આત્માને આ પ્રમાણે શરીરવાળો ઠરાવવામાં આર્યશાસ્ત્રોએ યોજના પૂર્ણ કરી છે. ને તેથી આત્માના રહેઠાણ માટે કોષ પણ કલ્પ્યા છે. પાંચ કોષ તથા સાત ભૂમિકાઓ સ્થપાઈ. આ પ્રસંગમાં થિઓસોફીઓએ અચ્છો વિહાર કર્યો છે. **પંચદશી**, 'પંચીકરણ' વિગેરે ગ્રંથો ખાસ જોવા જેવા છે.

આ પ્રમાણે **થેલ્સ**નો ' આત્મા, ' **એરિસ્ટોટલ**નું ' મહત્તત્વ, ' **ડેકાર્ટ**નું ' સત્ ' **સ્પેન્સર**નું ' અજ્ઞેય, ' જડવાદીઓનું " જડ " ( Matter ), અને હમણાંના તત્ત્વવેત્તાઓનું ' ચેતન ' એ બધું વસ્તુતઃ એકજ છતાં માત્ર નામ રૂપમાં ભેદ દેખાય છે. બુદ્ધિના પ્રભાવ માત્ર છે. શબ્દોની ખૂબી અને શબ્દોના અર્થ કરવામાં પોતાના મતનો આગ્રહ એમ બે તત્ત્વો પ્રધાન દેખાય છે. જેમ ષડ્દર્શનોમાં અદ્વૈત સંપ્રદાયોમાં, તથા ઇતર ધર્મોમાં વસ્તુતઃ એકત્વ છતાં કોઈક ભેદ છે તેવીજ સ્થિતિ આ તત્ત્વવેત્તાઓની દેખાય છે; અગર સ્વ. સા. શ્રી મણીલાલ નભુભાઈના કાંઇક બોલ વાપરીને કહીએ તો વેદાન્તજ દુનિયામાં સર્વત્ર છે. મિસરનો ઓસિરિસ, ઇરિજીના, રોજરબેકન, સ્પિનોઝા, ફ્રાન્સિસ્કો, રોસીક્રુશિયન, પેરેસેલ્સસ, મેકિસ્કો તથા પીરૂના ખોવાએલા પ્રાચીન આર્ય ધર્મો, યાહુદી કબાલા, જરથોસ્તી અવેસ્તા, ચીનનો ' તાઓ ' સોક્રેટિસ. પ્લેટો, પીથેગોરાસ, નિઓપ્લેટોનિસ્ટો, પ્લોટિનસ આદિના મત અને હાલનો ' ઇવોલ્યુશન ' વાદ એ બધું વેદાન્તજ રૂપાન્તરમાં છે.

અદ્વૈત જ્ઞાનદર્શક જીવ અને શિવ, અગર આત્મા અને પરમાત્મા, વ્યષ્ટિ અને સમષ્ટિ. દેહ અને બ્રહ્માંડ, અવિદ્યા અને વિદ્યા એ સર્વનું સામ્ય બતાવવાની કલ્પનાઓ આર્યશાસ્ત્રમાં અનેક બતાવી છે તેવું ધોરણ એકંદર રૂપાન્તરથી પણ સર્વમાં છે. ખુબી ખાસ એ છે કે હાલનાં ભૌતિકશાસ્ત્રો રૂપાન્તરમાં પણ ષડ્દર્શન અને તેમાં ખાસ કરીને સાંખ્યને મળે છે, અને અંતે વેદાન્તનું દર્શન કરે છે. માર્ગ ભિન્ન છે પરંતુ પરિણામ તો અંશેઅંશ મળે છે.

આગળ કહેવાયું કે લોકના સુખમાંથી હિતની ભાવના થઈને છેવટ મનુષ્યત્વ સુધી જડવાદીઓ પહોચ્યા. એટલે કે પાશ્ચાત્યો **શ્રેય**માંથી ધીમે ધીમે **પ્રેય**માં આવ્યા, પરંતુ આર્યશાસ્ત્રની ખુબી જુઓ કે **શ્રેય** અગર **પ્રેય**ની ભાવના ધર્મ સિવાય કેવળ નીતિને અવલંબીને પાશ્ચાત્યો સમજાવે છે તેવી નથી. આર્ય શાસ્ત્ર સત્વ, રજસ્ અને તમસ્ એમ ત્રણ ગુણ ઉપર આધાર રાખી, તમામ સ્થૂળ તથા સૂક્ષ્મ તેમજ કર્મ અને ધર્મનું એવું ઉત્તમ પૃથક્કરણ કરી નાંખે છે કે ધર્મ સિવાય એકલા જડવાદીના નીતિશાસ્ત્રને સ્થાનજ આપ્યું નથી; **શ્રેય** અને **પ્રેય** આર્યોએ ભેગાંજ રાખ્યાં છે. પાશ્ચાત્યોના ઉપયોગિતા વાદ ( Utilitarian ), **સમાજ હિતવાદ** ( **Altruism** ), કાર્યયુક્ત કારણાત્મકવાદ ( Law of causation ) જે આપણા કર્મ

માર્ગને મળતો છે તે. કલ્પનાવાદ ( Idealism ), સદ્વાદ ( Realism ), કલ્પના પ્રધાન સદ્વાદ ( Idealistic Realism ), અગર સંકલ્પના વાદ ( Realistic Idealism ), અજ્ઞેયવાદ ( Agnosticism ) સાત્મ અગર સેશ્વર કલ્પનાવાદ ( Theistic or spiritual Idealism ) ઇત્યાદિ તમામ વાદોનો વેદાન્તમાં સમાવેશ થાય છે. કારણ કે ઇતર તત્ત્વજ્ઞાન અગર ધર્મો પ્રાણી માત્ર ઉપર ' બંધુભાવ ' રાખવાનું કહે છે ત્યારે આર્ય વેદાન્ત શત્રુ તથા મિત્ર એમ સર્વને ' પોતા રૂપજ ' ગણવાનું કહે છે; કેમકે એકજ બ્રહ્મ સર્વ વ્યાપી છે. મતલબ કે આર્ય તત્ત્વજ્ઞાન અગર ધર્મને બીજેથી શિખવા જેવું છેજ નહિં.

ટુંકમાં સમજવા માટે પાશ્ચાત્ય જડવાદી, અગર સામાન્ય મનુષ્યની દૃષ્ટિમાં દેખાતા નાસ્તિકના ત્રણ વર્ગ પાડી શકાય.

૧ કેવળ નાસ્તિક.

જડ પદાર્થો નિત્ય છે અને ચેતન તે જડ પદાર્થોમાંથી યાંત્રિક યોગથી અગર રસાયણિક યોગથી ઉત્પન્ન થયેલ છે એમ માનનાર.

૨ અર્ધનાસ્તિક.

આ વર્ગ જગત્ ને ' દૃશ્ય ' અને ' અદૃશ્ય ' અગર ' ગમ્ય ' અને ' અગમ્ય ' એમ બે ભાગ પાડી, જડને ' ગમ્ય 'માં મૂકે છે. આ વર્ગને ' પૃચ્છક ' અગર અજાણપણું બતાવનાર ( Agnostic ) કહીએ તો ચાલે.

૩ ઉચ્ચ નાસ્તિકો.

આ વર્ગ ખરો તત્ત્વજ્ઞાની છે. આ વર્ગ ઘણી શોધખોળો કરે છે અને જનસમૂહ માટે અથાગ પ્રેમ રાખીને શ્રમ લેછે. આવાં કારણોથી તેમનામાં ઘણા મતભેદો પડયા છે અને હજી પણ પડયા જાય છે: તો પણ મુખ્ય વર્ગ બે ગણીએ તો ચાલે. એક ' બાહ્યપદાર્થ અસ્તિત્વવાદી ' અને બીજો ' વિજ્ઞાનવાદી ' પ્રથમનો વર્ગ સૃષ્ટિને દેખે છે તેવીજ માને છે, અને બીજો વર્ગ કાંઇક જ્ઞાન અને ધર્મ ઉપર જાય છે. તે કહે છે કે સૃષ્ટિ એ માત્ર માણસની કલ્પના છે. ખ્રિસ્તિ ધર્મના તટસ્થેશ્વરના ફરમાનથી તેમનું સમાધાન કેમ થાય ?

ઉપરની એકંદર હકીકતથી દેખાશે કે ખુદ તત્ત્વવેત્તાઓ પણ ઉત્ક્રાંતિના

નિયમને અનુસરીને આગળ વધી વધીને છેવટ વેદાન્તના ધોરણ ઉપર આવ્યા ત્યારે સ્થિર થયા અને તેમનું સમાધાન પણ થયું. જડવાદ અને તેનાં તત્વો હાલ યુરપમાં દેખીને યુવકો અંજાઇ જાય છે ને પ્રાચીન આર્યોમાં હતાં ને તેજ કાળાન્તે વિપાક પામીને સ્વરૂપાન્તરમાં પાશ્ચાત્યોમાં પ્રકટયાં છે એમ આગળ બતાવી ગયા છીએ તેથી હવે કહેવા હરકત નથી. **સ્પેન્સરનું** 'અજ્ઞેય' પાયા વગરનું હોવાથી ઉડી ગયુ અને ઉપનિષદ્‌નું **નેતિનેતિ** આખી સૃષ્ટિમાં વ્યાપી રહ્યું છે. વેદાન્તનો ડંકો આખી સુધરેલી દુનિયામાં કડેધડે વાગે છે. આર્યોએ પ્રાચીનકાળમાં દુનિયાને જ્ઞાન આપ્યું હતું તેજ આર્યો પાછા યુરપના જડવાદને પ્રકાશ આપે છે. આ વિજય દિગ્વિજય જેવોજ છે. અરબસ્તાનના પવિત્ર ખલિફા તરફથી એલેકઝાંડ્રાના પુસ્તકાલયનો નાશ થયો નહિ હોત અને બાકીસાકીનો પવિત્ર **પોપના** હાથે નાશ થયો નહિ હોત તો સા. શ્રી મણીલાલ નભુભાઇ કહે છે તેમ યુરપ ઉપર કાંઇક વહેલો પ્રકાશ પડયો હોત, ખેર. મોડો વહેલો પણ પ્રકાશ પડયો એટલે સંતોષ માનવો જોઇએ. યુરપનાં પ્રાચીન તથા અર્વાચીન તત્ત્વજ્ઞાન આર્ય ષડ્દર્શનોમાં સમાઈ જાય છે. તે લોકને આપોઆપ સ્ફૂર્ણા થઇ હોય એમ માનવા કરતાં આર્યના સંસર્ગથીજ થઇ છે એમ સાબીત થઇ શકે છે. તેમાં પણ હાલની ચેતનની સ્ફૂર્ણા તો પ્રત્યક્ષ આર્ય સમાગમનું ફળ છે એતો સ્પષ્ટજ છે. આર્યશાસ્ત્રોનાં અગણિત પુસ્તકો ઝનુની બાદશાહો તથા સુબાઓથી નાશ પામ્યાં એ નુકસાન અતકર્ય છે; એ ખોટ કદી પુરાવાની નથી. ખેર ! જેટલું બચ્યું તેટલું ખરૂં !

ષડ્દર્શનના મુકાબલા માટે ઉપરની પ્રાચીન તથા અર્વાચીન તત્વજ્ઞાનની હકીકત પૂર્વરંગ રૂપે બસ છે. ષડ્દર્શનના આરંભવાદ, પરિણામવાદ અને વિવર્તવાદની ઝાંખી પાશ્ચાત્યોના સાહિત્યમાં દેખાય છે; પરંતુ પાયા સાથેની ઇમારત તો ષડ્દર્શનોએ જ બનાવી છે, માટે હવે આપણા મૂળ વિષય ષડ્દર્શન ઉપર આવીએ.

## (૫) ષડ્દર્શનોનો સમય, ઉત્પત્તિ તથા પરસ્પરનો સંબંધ.

ષડ્દર્શનનું અવલોકન કરતાં અવલ તેની ઉત્પત્તિ તથા સમય માટે બે બોલ જરૂરના લાગે છે. તત્વજ્ઞાનની ઉત્પત્તિનું વિવેચન આગળ થઇ ગયું. હવે ષડ્દર્શન પણ તત્વજ્ઞાન હોવાથી તે બધી હકીકત તેને લાગુ પડે છે; તો પણ દર્શનોમાં તત્ત્વજ્ઞાનનો હેતુ ખાસ છે. સંસાર દુઃખમય હોવાથી તેનાં દુઃખ મટાડવા માટેજ છે. સંસાર ક્ષણભંગુર છે તથા તે ઉપરાંત વળી દુઃખમય

છે એ વાત સર્વમાન્ય છે અને દુ:ખનો નાશ અગર તેમાંથી રક્ષણ કરવું એજ પુરૂષાર્થ છે. દુ:ખ નિવારણ એજ સુખ, માટે દુ:ખના નિવારણ માટે જેને જે ઉપાય સુજ્યો તેનું તે દર્શન કહેવાયું. ક્ષણિક દુ:ખોના ક્ષણિક ઉપાયો છે; પરંતુ સંસારમાં જન્મથીજ દુ:ખ થાય છે, ને તે અંત સુધી રહે છે તેના નાશ માટે તાત્કાલિક અગર ક્ષણિક ઉપાય કામના નહિ પણ જેવું સતતનું દુ:ખ છે તેવોજ સતતનો ઉપાય જોઇએ. આ ઉપાય તેજ તત્વજ્ઞાન અને તત્વજ્ઞાનનાં વિવિધ દર્શન તેજ ષડ્દર્શન છે. મહાન પંડિત **મૅક્સમૂલર** કહે છે કે The aim of Indian philosophy was the removal of suffering which was caused by nescience............ ( Maxmuller's " The six systems of Indian Philosophy Page 140 )

ષડ્દર્શનોના સમયનું ચોક્કસપણે કહી શકાતું નથી. શ્રીમદ્‌ભગવદ્‌ગીતાની આગળનાં હોવાં જોઇએ. કેમકે તેમાં તેમનો ઉલ્લેખ દેખાય છે, પાછી ખુબી એવી છે કે ષડ્દર્શનોમાં ગીતાના સિદ્ધાંતોનું કાંઇક દર્શન થાય છે પણ તેનો ઉલ્લેખ દેખાતો નથી. કેટલાક પંડિતો એમ અનુમાન કરે છે કે તે સમયનાં ષડ્દર્શનોમાં હાલ જે ઉપલબ્ધ છે તેના કરતાં કાંઇક તફાવત હોવો જોઇએ, એટલે કે સહજ વિકાર થએલો મનાય છે; ને તેથી ષડ્દર્શનોનો સમય 'સૂત્રો' થયાં ત્યાર પછી તરત અને ગીતાની અગલનો સમય અટકળાય. શાસ્ત્રોએ એક **વ્યાસ**ને વેદના વિભાગ, બ્રહ્મસૂત્રો તથા ગીતાનું કર્તાપણું આપ્યું છે એટલે બીજો ઇલાજ નથી. પરંતુ **વ્યાસ** નામ **કાળિદાસ**, **જનક** આદિ માફક હોય તો પણ પ્રભુ જાણે. એકંદરીમાં જે વખત સૂત્રો રચાયાં અને જેને પાશ્ચાત્ય પંડિતો સૂત્રસમય કહે છે તે અરસામાં ષડ્દર્શનનો સમય હોવો જોઇએ. ખરૂં અનુમાન તો એજ છે કે વેદમાં જે દર્શનોનો ઉલ્લેખ છે તે અર્વાચીન નહિ પણ પ્રાચીન દર્શનો કે જેના પત્તા નથી. જેમ કે પુરાણ પણ વેદમાં છે તે પુરાણ **વ્યાસે** કરેલાં કે કેમ તે પ્રશ્ન છે તેમ આ પ્રાચીન દર્શનોનું છે. ( વિશેષ વિવેચન સાંખ્યના દર્શનમાં સહજ કર્યું છે. )

ઉપર પ્રમાણે ષડ્દર્શનોની ઉત્પત્તિ તથા સમય માટેનું અનુમાન છે; તેથી કરીને બધાંનો સમગ્ર ખ્યાલ આવવાની ખાતર એ બધાનું શરૂવાતમાં એકમેકની નેમ જૈન તથા બૌદ્ધ સાથેની સામ્યનું સહજ ટુંકમાં અવ-

લોકન કરીએ. ઉપરના ત્રણ વાદમાંથી નૈયાયિક અને વૈશેષિક આરંભવાદને સ્વીકારે છે; " સાંખ્ય " ' પરિણામવાદ 'ને સ્વીકારે છે. " યોગ " પણ સાંખ્યનો પ્રકારાન્તર હોવાથી તેજ વાદ સ્વીકારે છે, અને વેદાન્ત ' વિવર્તવાદ ' ને સ્વીકારે છે. બધાનો હેતુ દુઃખ નિવૃત્તિ એટલે કે પરિણામે આત્યંતિક સુખને માટે છે. પાપ પુણ્ય તથા ધાર્મિક જીવનના વિચારો સાંખ્ય, બૌદ્ધ તથા ઉત્તર મીમાંસામાં છે. મુક્તિ અગર મોક્ષના વિચાર કેટલેક અંશે મળતા છે. વૈશેષિક તથા જૈન વાદમાં જીવને કર્મ સાથેના સંબંધનું વિશેષપણે મળતાપણું દેખાય છે. તેમ ઉપરના ત્રણે વાદનું જૈન મત સાથે કેટલેક અંશે મળતાપણું દેખાય છે, ન્યાય તથા વૈશેષિક દર્શન કાર્ય કારણ ભિન્ન માને છે અગર કાર્ય ઉત્પત્તિ પૂર્વે અસ્તિત્વમાં ન હતું એમ કહે છે. જૈન મત વચલો માર્ગ લે છે, અને બંને વાદ અંશતઃ સ્વીકારેછે. આત્યંતિક સુખ અગર મોક્ષ અગર નિર્વાણ એમ ગમે તેમ કહો પરંતુ જીવે બ્રહ્મને જાણવું અગર જીવે ઇશ્વરત્વ પામવું એ બાબતમાં સનાતન આર્યધર્મ અને જૈન તથા બૌદ્ધ ધર્મમાં ઘણી રીતે સરખાં તત્વો રહેલાં છે. સાંખ્ય ને તેમાં પણ યોગને જૈન સિધ્ધાંત કેટલેક અંશે મળે છે. પુરૂષ અગર જીવનું બાહુલ્ય એ ખાસ મળતાપણું છે. આર્ય ધર્મની વિશાળ ભાવના જુઓ કે દુનિયામાં અન્ય ધર્મોમાં ઇશ્વરનું સ્થૂળ રૂપ કલ્પીને વ્યવસ્થા કરેલ છે ને તે બહારનો એક શબ્દ પણ નાસ્તિકતા છે, પણ આર્ય ધર્મમાં દરેક મત તથા વાદને સ્થાન છે. સાંખ્યનો ઇશ્વર શંકાયુક્ત, મીમાંસાનો નકારયુકત, ન્યાય વૈશેષિકોનો, અનુમાનયુકત માત્ર ઉત્તર મીમાંસામાં સ્પષ્ટ છે. જ્યાં નાસ્તિક **ચાર્વાકને** સ્થાન મળે ત્યાં પછી અર્ધ નાસ્તિકના રૂપના સાંખ્ય તથા પૂર્વ મીમાંસાને સ્થળ મળે તેમાં આશ્ચર્ય શું ? ષડ્દર્શનો પછી ગીતાએ ઇશ્વર અને તત્વજ્ઞાન બંને દઢ કર્યા. ગીતા ખરી રીતે ઉત્તર મીમાંસાના વેદાન્તના પ્રકાશ રૂપેજ છે, અને તેથી જ્ઞાન તથા ભકિતનું અપૂર્વ સંમેલન છે.

ષડ્દર્શનોના સમયનુંજ જ્યાં નિશ્ચિત નથી ત્યાં પછી તેમાં પ્રથમ કિયું અને પછી કિયું તેનો નિર્ણય કેમ થઇ શકે ? માટે તેના ક્રમમાં કાંઈ મહત્વ નથી. આપણે તે નિર્ણયની જરૂર પણ નથી; વેદ સર્વને માન્ય છે, અને દરેક દર્શન ઇતરનું ખંડન મંડન કરે છે એટલે ક્રમનો નિર્ણય થઇ શકેજ નહિ માટે આપણે જે ક્રમ મૂક્યો છે તેમાં ખાસ હેતુ કોઇ નથી. વેદ એટલે કે ' સંહિતા ' ' બ્રાહ્મણ, ' " આરણ્યક ' અને ' ઉપનિષદો ' ઉપનિષદો એક રીતે ' બ્રાહ્મણનો ' ભાગ ગણાય છે ) એ બધુ વેદ અગર શ્રુતિ કહેવાય છે; તે શ્રુતિનાં દર્શ-

ન કેવી રીતે કરવાં તે બદલનો વિચાર તેજ ષડ્દર્શન છે, શ્રુતિ, યુકિત અને અનુભવનો પરિણામ તે દર્શનો છે. વળી આશ્ચર્ય જુઓ કે ઉપનિષદમાં પણ દર્શનોનાં દર્શન થાય છે. **શ્વેતાશ્વતરોપનિષદ**માં છે કે **તત્કારણં સાંખ્ય યોગાધિગમ્યમ્** । હવે ક્રમ માટે પરિશ્રમ કરવામાં કાંઈ અર્થ છે ?

આપણે શરૂમાં **ચાર્વાક** લઈશું કેમકે ઇતર તમામ દર્શનોનો તેના પ્રત્યે ખાસ કટાક્ષ છે. એટલે કે દર્શનોની શરૂવાતજ તેમાંથી થઇ એમ કહેવા હરકત નથી. વળી **ચાર્વાક**માંજ ષડ્દર્શનોનું દર્શન થાય છે એટલે લગભગ બધાંજપ્રાચીન છે અને ક્રમ કિંવા કાળની મર્યાદા બહાર છે એમ માનવા હરકત નથી. જેમ ઇશ્વર, અને સૃષ્ટિ અનાદિ છે તેમ વેદ તથા તેનાં દર્શનો પણ અનાદિ છે; માત્ર સમય પરત્વે કાંઇક ફેરફાર હોઇ શકે.

ષડ્દર્શન સમજવા માટે પાશ્ચાત્ય તત્ત્વજ્ઞાનનુ સહજ દિગ્દર્શન કર્યું; તેમ હવે ચાર્વાક તથા ષડ્દર્શનોનું અવલોકન કરીશું; બાદ ધર્મોનું અવલોકન કરીશું; તે કાંઇ ખાસ પ્રમાણભૂત લેખ તરીકે નહિં પરંતુ હાલના જમાનામાં દરેક બાબતનું સરળપણે અને ટુંકમાં સમજવાની પ્રવૃત્તિ છે તેને અનુકૂળ આ પદ્ધત સ્વીકારી છે. બાકી દરેક બાબતમા પ્રમાણભૂત ગ્રંથો મોજૂદ છે તે ગ્રંથો ખાસ અભ્યાસી માટે છે, અને આ એકંદર સારરૂપે નિરીક્ષણ તો માત્ર આનંદના લેશની એક લહર છે, અને મારા જેવા સાધારણ વર્ગને માટેજ છે. માટે તે ધોરણે પ્રથમ **ચાર્વાક**નું દર્શન કરીએ. **દુર્જનં પ્રથમં વંદે સજ્જનં તદનન્તરમ્** । **ચાર્વાક** અમારા હિસાબે દુર્જન છેજ નહિં કેમકે સંસારની આર્થિક સંપત્તિમાં દરેક ચીજને સ્થાન છે; તો પણ વ્યવહારપક્ષમાં જનસમાજ **ચાર્વાક**ને દુર્જન કહે તો તેમાં રોષ કરવા જેવું નથી. **ચાર્વાક** મહાત્મા હતો અને તેણે ચલાવેલા પંથમાં રોષને તો અવકાશજ હોઈ શકે નહિં, માટે **દુર્જન કહો કે મહાત્મા કહો** જેમ મરજી, પણ પ્રથમ નંબર **ચાર્વાક**ને આપીને તેનાં દર્શન કરીશું.

ઉપર કહ્યું છે છતાં ફરીવાર કહેવાનું કે આ પુસ્તક પૂર્ણ આધારભૂત ગ્રંથ તરીકે બનાવવાનો હેતુ નથી ને તેથી કરીને દરેક દર્શન માટે તે બદલનાં ખાસ પુસ્તકોમાંથીજ માહીતી મળી શકે. આપણા કામ માટે તો સમગ્ર ધર્મનું દર્શન કરવા ભેગું એકંદર સિંહાવલોકનના સ્વરૂપમાં દર્શનોનું બહારથીજ દર્શન કરીશું.

## (૬) ચાર્વાક

આ મતનો મૂળ આચાર્ય બૃહસ્પતિ નામનો બ્રાહ્મણ છે. આ બૃહસ્પતિ તે દેવોના આચાર્ય નહિં પરંતુ ઉપહાસમાં તે નામ તેને મળ્યું હોય એમ લાગે છે. તેના શિષ્ય ચાર્વાકે ચાર્વાક મત ફેલાવ્યો. વૈદિક ધર્મમાં વિકાર થઈ કેવળ યજ્ઞ આદિ કર્મોમાંજ પુરૂષાર્થ રહ્યો બાકી દૈવવાદ ઉપર અંધશ્રદ્ધા થઇ તેને પરિણામે લોકો પુરૂષાર્થહીન થવા માંડ્યા તેવા સંજોગોમાં આ મતને પ્રસરવા તક મળી હશે એમ લાગે છે.

ચાર્વાકની પ્રવૃત્તિ જોતાં સહજ અનુમાન થાય છે કે અનાદિ કાળથી માણસનો સ્વભાવ, સ્થળ સમયને લઇને જેવો ને તેવો ચાલ્યો આવે છે; માત્ર સંજોગોને લઇને ભેદ દેખાય છે. ષડ્દર્શનોએ વેદનો આધાર લઇને તેના ઉપરજ ઇમારતો બાંધી છે એટલે તે હજી ઉભી છે; પરંતુ આ સ્વતંત્ર મગજના ચાર્વાકે તો સ્વતંત્રતા નહિં પણ સ્વચ્છંદાઇનો પૂર્ણ લ્હાવો લેવા માટે વેદની અગર કોઈની પણ પરવા રાખી નથી. તેને તો ' બંધન ' નામજ માન્ય નથી. ખરૂં જોતાં વેદના અર્થ કરવામાં વિદ્વાનોએ ગુંચવડો કરી નાંખ્યો છે; અગર એમ માનો કે વેદ એક મહાસાગર જેવો હોવાથી, તેમ અનંત કાળનો હોવાથી તેમાંથી અનેક સમુદ્ર તથા સમુદ્રધાનીઓ થયાં છે. ચાર્વાક જાતે બહુ વિદ્વાન હતો. ક્ષત્રિયોની રાજસીવૃત્તિને અનુકૂળતાવાળા, તેમ તે લોકોએ ખાસ કરવાના, તે સમયની ઐશ્વર્યની પ્રાપ્તિ અગર તેના ઉપભોગ માટે, અશ્વમેધાદિક યજ્ઞો તથા ચિત્ર વિચિત્ર તાંત્રિક ક્રિયાઓ ઉપર ચાર્વાકને ગુસ્સો આવ્યો હોય તો તેમાં આશ્ચર્ય પણ શું ? હવે વેદને સમજવામાં કોની ભુલ, એ વિષે નિર્ણય કરવામાં આજ હજારો વર્ષે કેટલી મુસ્કેલી આવે તેનો ખ્યાલ કરવોજ બસ થશે. અનેક યુગોની હકીકત વેદમાં હોવાથી લાખો કરોડો વર્ષની સ્થિતિનું દર્શન છે ને તેથી વેદના અર્થનો અનર્થ ઠેઠ ચાર્વાકના કાળથી તેમ તેની આગળ તથા પાછળથી પણ થતો આવ્યો છે. રાવણ ( પછી તે ગમે તે રાવણ હોય ) સાયણ, મહીધર, ઉવટ, કર્ક આદિનાં ભાષ્ય છે. ભાષ્યકારો બધા અર્વાચીન હોવાથી પ્રાચીન કાળની કલ્પના અગર તર્ક કરવામાં કદાચ ગોથાં ખાય તો તેમાં આશ્ચર્ય પણ શું ? તે વખતના વ્યવહારનું રહસ્ય સમજવામાં ન્યૂનતા રહે એ સહજ છે. વેદ જો કે, અતિ પ્રાચીન તથા અનુપમેય છે તો પણ વ્યવહાર માટે કુરાન અગર બાઇબિલ સાથે તેનો મુકાબલો કરીએ તો સામાન્ય ગુણ ત્રણેમાં એ છે કે તેમના

વિરૂદ્ધનો એક બોલ પણ નિરર્થક છે, અને તેથી ખુબી માત્ર તેનો અર્થ કરવામાંજ છે. તે વખતની પ્રચલિત ભાષાથી બતાવેલું રહસ્ય શોધી કાઢવું અને જમાનાને બેસતું કરવું એજ પુરૂષાર્થ છે. આવા પ્રાચીન ગ્રંથોમાંથી પણ સવથી પ્રાચીન વેદ હોવાથી તેનું રહસ્ય સમજવું એ ઘણુંજ મુશ્કેલ છે, અને તેથીજ વેદને શાસ્ત્રોએ સ્વતઃસિદ્ધ કહેલો છે, અને તેથી તેને પુરાવાની અગર ન્યાયના બળની અપેક્ષા રાખી નથી. વળી કેટલાક વિદ્વાનોએ શોધ કર્યો છે, અને તે બદલનું વિવેચન આગળ થઇ ગયું છે, કે કુરાન તથા બાઇબલ પણ વેદનાં બાળક છે, માત્ર તે અધિકારીને ગમ્ય છે; કારણ કે તેમાં પણ ગૂઢ અર્થ રહેલા છે. આ પ્રમાણે હોવાથી વેદને મૂળ પ્રમાણ ગ્રંથ ઠરાવેલો છે.

આગળ કહ્યું છે તેમ વેદ એટલે મૂળ અને મુખ્ય " સંહિતા, " ને પછી " બ્રાહ્મણ, " ને તેના પેટામાં "આરણ્યક" તથા "ઉપનિષદ." સમજવાનાં છે. આ **મૂળ**માંથી કુટુંબનો વિસ્તાર વધ્યો. તેમાં વેદનાં છ અંગ ( શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદ અને જ્યોતિષ ), ચાર ઉપાંગ અગર ઉપવેદ ( આયુર્વેદ, ધનુર્વેદ ગાંધર્વવેદ, અને સ્થાપત્યવેદ એટલે કે વિશ્વકર્માનું શિલ્પશાસ્ત્ર), ષડ્દર્શન, સ્મૃતિઓ, સૂત્રો, ભાષ્યો, તંત્રો, પુરાણો તથા ઉપપુરાણો. આ મુજબ વેદની પેઢી ચાલી આવી છે. તેથી આ બધો સમૂહ મૂળ વેદના ખુલાસારૂપે તેની પ્રજા હોવાથી વેદજ સમજવાનો છે. ભાષ્યકારોએ અર્થ કરવામાં કવચિત્ ઘોટાળો કરી નાંખ્યો એમ આગળ કહી ગયા છીએ. આ આક્ષેપની પાછી કાળે કરીને ઉત્ક્રાંતિ ચાલી અગર વાસ્તવમાં કહીએ તો વિકાર થયો; અને વિસ્તાર વધતાં વધતાં હમણાં હમણાં તો શીમાડા ચાતરફ ઓળંગાઇ ગયો છે એમ કહેવામાં કાંઇજ અતિશયોક્તિ નથી. વિષયાસક્ત પામરોને તેમાંથી ધીમે ધીમે નિવૃત્ત કરવા માટેજ વેદ કર્મો બતાવે છે તે વાસ્તવમાં **નિષેધ**રૂપે છતાં **વિધિ**રૂપે મનાયાં એજ મોટી ભૂલ. સ્થળ, સમય તથા રૂચિ પરત્વે વેદના આ પ્રમાણે અર્થ કરવામાંજ અનર્થ થએલો, અને તેને અંગે વિષયોમાં રંગાઇ ગએલા કુમેલા ને તેથી યજ્ઞાદિ ક્રિયા જેમને ઘણી પ્રિય હતી તેઓ આ સ્થૂળ રૂપના મોહથી અંજાઇ ગયા, અને અંતે એવી જુગુપ્સિત ક્રિયાઓ ચાલી કે **ચાર્વાક** જેવા સ્વતંત્ર મગજના વિદ્વાનને ગુસ્સો આવે તો કાંઇજ આશ્ચર્ય નથી. આ અર્થનો અનર્થ થએલો દેખાય છે તેનો ઉપાય એકજ છે; તે એ કે આ ટીકાકારો કરતા પ્રાચીન વેદાગના કર્તા, તથા તેથી પણ પ્રાચીન " બ્રાહ્મણોના " ક્ષેત્રમાં કાંઇક શોધખોળ કરવી

૧૭

જોઇએ કે જેથી કાંઇક વિશેષ પ્રકાશની આશા રહે. વેદના પ્રકાશના સાહસ માટે આ તમામની જરૂર છે. હવે જુઓ કે "ઐત્તરેય," "શતપથ," "સામ" અને "ગોપથ" "આદિ બ્રાહ્મણો"માં કવચિત્ ખુલાસા દેખાય છે તે ઉપરાંત **યાસ્ક** આદિ મુનિઓએ વેદનાં વ્યાખ્યાન કર્યા, વેદાંગો રચ્યાં તથા ષડ્દર્શનો રચ્યાં તેમાં પણ પ્રસંગોપાત્ ખુલાસા દેખાય છે. શ્રીમદ્ભાગવત્ તથા ગીતાજીમાં વેદનાં કર્મોનું રહસ્ય ઉત્તમ સમજાવ્યું છે. રજોગુણ તથા તમોગુણ વાળાને કાંઇક કાયદામાં લાવવા ખાતર વેદની **પુષ્પિત** વાણી છે, તેનો હેતુ વિધિનો નથી પરંતુ પરિણામ પ્રત્યક્ષ બતાવીને **નિષેધ**ના હેતુ માટે છે. સ્વર્ગ મળ્યા પછી શૂન્ય બતાવ્યું છે! આને વિધિ કે નિષેધ ? હાલના સ્વરાજ્યના તત્ત્વવેત્તાઓ અસ્પર્શ્યને સ્પર્શ કરવા ફરજ પાડે છે તેવું કોઈ આર્ય શાસ્ત્રમાં નથી. જેનાથી ન રેહેવાય તેને માટે ના ઈલાજે રસ્તો કાડયો છે. પરંતુ આગ્રહ નથી, ત્યાં પછી દુરાગ્રહ તો ક્યાંથી હોય ? ડુંગળી લસણ માંસ મદ્ય વિગેરે નહિ વાપરનાર માટે ખાવાની અગર 'સ્પર્શ' કરવાની **ફરજ** નથી. મરજી વિરૂદ્ધ ફરજ પાડવાનું તત્ત્વજ્ઞાન તો સ્વરાજ્યના તત્ત્વજ્ઞાનીઓજ બતાવે છે! શાસ્ત્રનું રહસ્ય નહિં સમજવા છતાં ખોટો ડોળ કરવા તેનો પરિણામ વિનાશ સિવાય શો આવે ? પતિવ્રતા સ્ત્રીને પર પુરૂષને સ્પર્શ કરવાની ફરજ પાડીને પાતિવ્રત્ય છોડવવા જેવું આ તત્ત્વજ્ઞાન દેખાતું નથી શું ? જે ન્યાતોમાં નાતરાં તથા પુનર્વિવાહ નથી થતાં તેમની પાતિવ્રત્યની વ્યાખ્યા જુઓ; જે શૂદ્રો વિગેરેમાં નાતરાં તથા પુનર્લગ્ન થાય છે તેમની મુદતી કરાર જેવી પાતિવ્રત્યની વ્યાખ્યા જુઓ; મલબારના નાયરની વિચિત્ર વ્યાખ્યા જુઓ, **એન્ડેમેન**ના ટાપુની, યુરોપીઅનોનાં મોટા પાયા ઉપરના ચાહ વિગેરેના બગીચા—"પ્લેન્ટેશન" માં વસનારાં વિગેરેની, તથા **ફીજી** ટાપુમાં વસનારાંની જુઓ, **આઇસ્લેંડ** ટાપુમાં જુઓ, યુરપના મહાન વિગ્રહ પછીનાં સરકારે ઠરાવેલાં "યુદ્ધનાં બાળકો" War children વાળી વ્યાખ્યા જુઓ, સુધરેલા પાશ્ચાત્યોના સુધારાવાળા તત્ત્વજ્ઞાનીઓની તથા તેમના હિંદી મૂર્તિપૂજકોની અને અંતે મહાન તત્ત્વવેત્તા **બોલ્શેવિકની** પાતિવ્રત્ય માટેની તિરસ્કારની લાગણી વાળી વ્યાખ્યા જુઓ. સ્વરાજ્યના રઘવાટમાં આવી ફરજો પાડીને ધર્મનો સદંતર નાશ કરવાનો હેતુ તો નેતાઓનો કેમ હોઇ શકે ? ફરજીયાત કાર્યમાં પછી યશ અગર જય શી રીતે મળે ? અસ્તુ. ઇશ્વર ઇચ્છા. પાછા **ચાર્વાક** તરફ ચાલીએ.

યજ્ઞોને કેવળ સ્થૂળમાં લેતાં ત્રણ પ્રકારના છે. પાકયજ્ઞ, હવિર્યજ્ઞ, અને

સોમયજ્ઞ. દરેકના વળી સાત સાત પ્રકાર છે. પાકયજ્ઞમાં અન્ન આદિ હોય છે; હવિર્યજ્ઞમાં દહિં, દુધ, ઘી, પુરોડાશ વિગેરે પિષ્ટકની આહૂતિઓ અપાય છે; અને ત્રીજા સોમયજ્ઞમાં 'સોમ'ની આહૂતિ કહેલી છે, અને તેમાંજ પશુ-હિંસા આવે છે. આ યજ્ઞો સંસ્કાર* માટે છે, પરંતુ તેમાં પણ અશ્વમેધ+ તથા રાજસૂય યજ્ઞો જેવા મહાન યજ્ઞો કેવળ સકામ અને તે પણ મોટા રાજાઓએ કરવાના છે, અને તેમાંજ પશુ હિંસા છે. રાજ્ય લોભના અંગે સુધરેલા હાલના જમાનામાં પશુ હિંસા તો શું પણ અથાગ મનુષ્ય હિંસા જોઇએ છીએ ત્યાં પ્રાચીન પશુ હિંસા કાંઇ વીસાતમાં નથી. મનુષ્ય હિંસાની પ્રવૃત્તિ માટે પશુ હિંસા પ્રારંભમાંજ જરૂરની છે; "માકણ મારે તે માણસ મારે." દશેરાની સ્વારીના પાડાના વધ જેવું છે.

આ હિંસક યજ્ઞોમાં નરમેધ ખાસ ધ્યાન ખેંચવા લાયક છે. કાંઈ પણ જાતની કામના, તેમાં ખાસ રાજ્ય લોભના અંગે નરમેધ દેખાય છે. પાશ્ચાત્યો અને તેમાં પણ પવિત્ર પાદરી આ ઉપરથી હિંદુઓને, માણસને ખાનારા ( Canibals ) ઇત્યાદિ ચાંદો આપીને દેશ પરદેશમાં વગોવે છે. સ્કેન્ડિનેવિયાની પ્રાચીન પ્રજાઓમાંથી સુ ( Su-Yuchi or Jit ) જાતના લોક નરમેધ ખાસ કરતા હતા એમ નિકળે છે. તેમ ગૅાલ તથા બ્રિટનના સેલ્ટ લોકો ( Celts or Gauls ) પણ નરમેધ કરતા હતા. ( કર્નલ ટૅાડનું રાજસ્થાન ભાગ ૧ પાનું ૬૩ ૬૬ જુઓ. ) આ સેલ્ટિક ટુકડો સિરિયામાંથી આવ્યા અને નરમેધ લાવ્યા એમ કહેવાય છે.

વેદની પ્રાચીન ભાષાને હાલની ચાલતી ભાષા લાગુ કરીને અર્થ કરવામાં મોટું જોખમ છે ને તેથી કેવળ સ્થૂલ અર્થ કરવો હોય તો ઇલાજ નથી. સૂક્ષ્મ અગર યોગિક અર્થના સંબંધમાં હવે પછી બે અક્ષર કહીશું, પરંતુ સહજ

* દ્વિજ ( બ્રાહ્મણ ક્ષત્રિય અને વૈશ્ય )ના સંસ્કાર પચીસ છે તેમાંથી સોળ મુખ્ય છે તે નીચે મુજબ. (૧) ગર્ભાધાન, (૨) પુંસવન, (૩) સીમંત, (૪) જાતકર્મ, (૫) નાલચ્છેદન, (૬) નામકરણ, (૭) નિષ્ક્રમણ, (૮) અન્નપ્રાશન, (૯) કર્ણવેધ, (૧૦) ચૌલ, (૧૧) વિદ્યારંભ, (૧૨) ઉપનયન (૧૩) વેદાધ્યયન, (૧૪) સમાવર્તન, (૧૫) વિવાહ, (૧૬) અંત્યેષ્ટિ.

+ બાલ્ટિક સમુદ્ર તરફની જર્મન પ્રજાઓનો 'હિંઅલ' ( Hi-nl or Hi-el ) નામનો મહોત્સવ તેજ **હય-અશ્વમેધ**.

તર્ક પહોચાડતાં એમ લાગે છે કે રાક્ષસો—માણસને મારી ખાનાર જૂના વત-નીઓ—માં આ ' નરમેધ 'ની ક્રિયા સ્થૂળમાં હોવી જોઇએ. આ રાક્ષસોના નાશને અર્થે તેજ નરમેધનો ઉપયોગ થયો હોય તો પણ વાસ્તવિક દેખાય છે. અમેરિકા આસ્ટ્રેલિયાના 'લિંચિંગ' ( Lynching ) જેવો પણ કહાય આ નરમેધ કેમ ન હોય ? 'લિંચિંગની' ક્રૂરતા અને અમાનુષિકતા જરા વધારે દેખાય છે; તેના અંગે ઓસ્ટ્રેલિયામાંથી મૂળ વતનીનું મૂળ ગયું અને અમે-રિકામાં નષ્ટપ્રાય જેવું છે. પવિત્ર કોમળ પાદરીના પરિશ્રમ તથા કૃપાથી આ પ્રાચીન પ્રજાઓ ટુંક મુદતમાં નિર્બીજ થઇ નિર્વાણ પામી, અને હિંદુસ્થાનમાં હજારો લાખો વર્ષ થયાં પરંતુ પ્રાચીન પ્રજાઓ હજી પણ અસ્તિત્વ તથા મનુષ્ય જાતના હક ભોગવે છે. અંત્યજોની ઉન્નતિ માટે આ કૃપાના સાગરો બહુ ઉમંગ ધરાવે છે, પરંતુ પ્રત્યક્ષ જુઓ કે આવી કેટલી પ્રાચીન અગર અર્વાચીન પ્રજાઓની તેઓશ્રીના હાથથી ઉન્નતિ થઇ છે ? અગર મોક્ષ પામી છે ? " કાજી કયું દુબલે " તો કહે " સારે શહેરકી ફીકર " આ ન્યાયથી આ **ભોજ વિક્રમ**ના અવતારોને પૃથ્વીના લોક માટે એટલી દયા છે અને નરકમાં જતા બચાવવાને—પોતે કયાં જવાના છે તે પ્રભુ જાણે—એટલા ફીકરમંદ છે કે આ બીચારી પ્રાચીન મૂળ પ્રજાઓનો તો ' નરમેધ 'ના શસ્ત્રથી નાશ કરીને મોક્ષ અપાવ્યો. માત્ર જે જરા જબરી પ્રજાઓ હતી તેજ ટકી રહી. આર્યોનો નરમેધ ઘણું કરીને નિર્દોષ માટે ન હતો. ખુશીના સોદા પણ થતા હતા. બીજી રીતે તર્ક કરતાં જંગલી પશુવત રાક્ષસોને શિક્ષાનાં રૂપક પણ આ નરમેધ કેમ ન હોઇ શકે ? સ્થૂળ માટે આ પ્રમાણે અનેક ખુલાસા છે. બાકી જો કેવળ દ્રવ્ય માટે, અગર લોભ માટે, અગર દેશ માટેના નિર્દોષના નરમેધ જોવા હોય તો **લંડન, પારીસ**, વિગેરે મોટાં શહેરોમાં, તેમ ખાસ **ન્યુયૉર્ક** તથા **ચીકેગો**માં હમેશ થાય છે તેવા પ્રકારના રૂપાંતરમાં હજી પણ કોઇ વામમાર્ગી હિંદુસ્થાનમાં કરતો હોય તો પ્રભુ જાણે. વળી નાનપણથી સાંભળતા આવ્યા છીએ કે ' મંમઈ ' નામની દવા માટે અરબસ્તાન ઇરાન વિગેરે દેશમાં નરમેધ થાય છે. તેમ હિંદુસ્થાનમાં પણ કોઈ રાક્ષસી મનુષ્યો કરતા હોય તો તે પણ પ્રભુ જાણે. જરા પાછા જઇને તપાસો તો ક્રુસેડના નરમેધનો ખ્યાલ કરો. તે વખતના ક્રૂર ખ્રિસ્તિઓ માટે શું કહે-વાય છે ? ઇંગ્લાંડના ખુદ પહેલા **રીચર્ડ** રાજા માટે શું કહેવાય છે ? પાછી કુદરતની મજા જુઓ કે તેજ ક્રૂર ખ્રિસ્તિઓ તેજ મુસલમાનના સંસર્ગથી સુધર્યા ! ક્રૂર નરૈવાહસુરાનના પ્રસંગો પણ શું કહે છે ? તેમ હમણાંની યુરપની

યહુવાસ્થળિમાં જર્મનો માટે શું કહેવાતું હતું ? મુડદાંમાંથી પણ ખોરાકનાં સત્વો કાઢવાની વાત ચાલી હતી કે નહિં ?

ધાર્મિક દૃષ્ટિથી જોવું હોય તો ઇસ્લામી મઝહબમાં અલી સાહેબે પોતાના દીકરાનું બળિદાન આપ્યું હતું; ને તેજ ' ઇદ. ' એ પ્રમાણેજ હિંદુ-શાસ્ત્રનું રહસ્ય છે. તેજ રહસ્યદર્શક પયગંબર ક્રાઇસ્ટે પોતાના દેહનો નરમેધ કર્યો હતો; પરંતુ લોકોને સ્થૂળ નરમેધ બંધ કરવા માટે પોતાની હયાતીમાં " માનવ પ્રાયશ્ચિત્ત " Atonement—ની ખાતર ' ઘેટો ' Scape goat રાખવો પડ્યો હતો. હજી પણ Scape goat કેવા અર્થમાં વપરાય છે તે જુઓ. આ પયગંબરે મનુષ્ય વધની કલ્પના કાઢી તો નંખાવી, પરંતુ રક્તમાં હજારો વર્ષનાં વારસાઇનાં તત્ત્વો હોય તે ક્યાં જાય ? આ અંકુર પાછાં " ઇન્ક્વિઝિશન "માં પાંગર્યાં, અને પ્રકારાન્તરે પ્રસંગોપાત્ પાંગરે છે, તેમાં પણ બીજા ધર્મ વાળાઓ સાથેના પ્રસંગમાં તો આબાદ દેખાય છે. વળી હાલ પણ વિલાયતમાં જેને ' ટેસ્ટ ( Taste ) કહે છે તેમાં આવાં રક્ત જોયામાં આવે તેવા પ્રસંગો પણ ખાસ છે. ભાષામાં પણ ' રક્ત ' વગર ન ચાલે ! સારી કોમળ ચીજમાં પણ ' રક્ત ' ખરૂં. ગુલાબના ફુલ-નો તારીફ કરવી હોય તો પણ Bloody good rose બોલાય ! શું રક્ત ઉપરનો પ્રેમ ? યાહુદીઓથી ' મનુષ્યબળિદાન 'ની કલ્પના કાઢવા જેહોવાએ બહુ પ્રયત્ન કર્યો પણ અફળ થયો નહિં.

પાછા હિંદુસ્થાનના યજ્ઞો તરફ વળીએ. સ્થૂળમાં અર્થ લેવો હોય તો પણ શાસ્ત્રની મઝા જુઓ કે જેમ હિંસાનો પ્રત્યક્ષ વિધિ દેખાય છે તેમ માત્ર ' સ્પર્શ 'નો વિધિ પણ કહેલો છે. આ વિધિનું નામ ' ઉત્સર્ગ ' છે. આ વિધિના ખુલાસામાં " કાત્યાયન સૂત્ર "ના વૃત્તિકાર કર્કાચાર્ય એક શ્રુતિનું પ્રમાણ આપીને કહે છે કે " માત્ર પર્યગ્નિકૃત કરીને કપિંજલ પક્ષીની માફક ત્યાગ કરવો, " એટલે કે આ યજ્ઞ અગર બીજા કોઇ પણ યજ્ઞમાં પ્રત્યક્ષ હિંસાની આગ્રહ પૂર્વક અપેક્ષા શાસ્ત્રે રાખીજ નથી. જે દ્રવ્યો અગ્નિ મારફત આકાશમાં જઈ દેવોનો ખોરાક થઈ દેવત્વ પામે છે તે પાછાં પૃથ્વી ઉપર વૃષ્ટિ વિગેરે અનેક રૂપમાં આવીને બદલો વાળે છે !

આ પ્રમાણે સ્થૂળ અર્થ થયો, પરંતુ શબ્દાર્થ કરતાં પણ તેનો ભાવ સમજવાની વધારે જરૂર છે. કોઇ મૂર્ખ માણસને જનાવર કહેવામાં આવે તો શબ્દાર્થ લાગુ થઈ શકે નહિં પણ તેનો ભાવ એટલે કે " યૌગિક "

અર્થ અગર "લાક્ષણિક" અર્થ લેવો જોઇએ. વેદના મંત્રોના પણ "યૌગિક" અર્થ કરવાના છે. સનાતની શાસ્ત્રીઓ હાલ પણ કહે છે કે વેદના મંત્રોમાં ગર્ભિત તંત્રો પણ છે. આ ધોરણે 'યજ્ઞ' નો ભાવાર્થ સૂક્ષ્મ અગર માનવ દૃષ્ટિથી શાસ્ત્રમાં જોતાં સ્થૂળના યજ્ઞમાં આત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાનું રહસ્ય છે. વાસ્તવિક યજ્ઞમાં તો યજમાને ઈશુખ્રિસ્તે કર્યું તેમ પોતાના શરીરનુંજ બલિદાન આપવાનું છે; પરંતુ તેમ કરવાથી યજ્ઞજ પૂર્ણ તથા સિદ્ધ ન થાય તેથી પ્રતિનિધિ રાખીને 'ઉત્સર્ગ' કરવાનો વિધિ કહેલો છે; એટલે કે જ્ઞાનનો ધ્વનિ સ્પષ્ટ છે. **નરમેધ** અગર **પુરુષમેધ** માટે "પુરૂષસૂક્ત"ના "પુરૂષપશુ"ના યજ્ઞમાં કેટલું રહસ્ય છે તે જરા જુઓ. સ્થૂળ નાશવંત શરીર ઉપર આસક્તિ નહિં રાખતાં સૂક્ષ્મતત્ત્વ બ્રહ્મ ઉપર રાખવાનો સ્પષ્ટ બોધ છે. ગીતાના યજ્ઞમાં દ્રવ્યયજ્ઞ, જ્ઞાનયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ તપોયજ્ઞ આદિ ઘણા યજ્ઞો કહ્યા છે તેનો સ્થૂળ અર્થ કેવી રીતે કરશો ? વળી ગીતાના યજ્ઞમાં અર્પણ તે બ્રહ્મ, હવિ તે બ્રહ્મ, અગ્નિહોતા બ્રહ્મ, જવાનું સ્થળ પણ બ્રહ્મ, આમ **બ્રહ્મ કર્મ સમાધિ** કહેલી છે. આ યજ્ઞને પણ શું કહેશો ? પ્રાચીન કિંવા અર્વાચીન વિદ્વાનો કેવળ શબ્દને વળગતા નથી. અર્વાચીન વિદ્વાનો વળી વેદના મંત્રોના ગર્ભમાં શાસ્ત્રના આધારે અનેક અર્વાચીન શાસ્ત્રો જોઈ શકે છે અને તે સંબંધમાં બહુ બારીક તર્ક કરે છે. જેમકે **અશ્વ** શબ્દનો અર્થ તેજ, પ્રકાશ, એટલે કે ત્વરિત ગતિ વાચક કરે છે, જેનાથી તમે એકદમ ખૂબ દૂર જઈ શકો તે-પછી તે અગ્નિ ( Heat ), વિજળી ( Electricity ), અગર લોહ ચુંબક ( Magnetism ) એમ ગમે તે કહો પરંતુ એ ત્રણે પ્રકારની શક્તિ. એમ '**અશ્વ**' શબ્દનો અર્થ નિકળી શકે છે. સ્વામી દયાનંદે 'અશ્વવિદ્યા'નો અર્થ આ ધોરણે કર્યો છે. તેજ પ્રમાણે **મિત્ર**, **વરુણ**, **અજ**, **નર** આદિ વેદના શબ્દોના યૌગિક અર્થ કરવાના છે. **અજ** ને ઘેટો કહેવો અગર ( વ્રીહિ ) અનાજ કહેવું તે સંબંધમા મહાભારતમાં એક પ્રસંગે વાદવિવાદ સારી પેઠે કરીને છેવટ અન્નના અર્થમાંજ નિર્ણય કરેલો છે. **મિત્ર, વરુણ, પૂત, દક્ષ** શબ્દો ઋગ્વેદના અધ્યાય ૧ સૂત્ર ૨ મંત્ર ૯ માં છે તેના અર્થ કરવામાં લાહોરના સાક્ષર શ્રી **ગુરૂદત્તે** '**મિત્ર**' ને 'હાયડ્રોજન.' '**વરુણ**' ને 'ઑક્સિજન.' અને '**પૂતદક્ષ**' ને શુદ્ધ ચેતન ( Pure energy ) એટલે કે અતિશય ઉષ્ણ કરેલી સિંચિત શક્તિ ( Substance pure and possessed of Kenetic energy ) કહી ઉતમ શ્રમ લીધો છે.

અર્વાચીન વિદ્વાનો આ પ્રમાણે અર્થ કરે છે એટલુંજ નહિં પણ આગળ કહ્યું છે તેમ પ્રાચીન ઋષિમુનિઓએ પણ તેવા અર્થ કરેલા છે. નિરૂક્તકાર **यास्क** મુનિ કહે છે કે **कर्म संपत्ति मंत्रो वेदे** એટલે કે જ્યારે જ્યારે કોઈ વેદના મંત્રથી કાંઇ અર્થ અગર કાર્ય અગર કારીગરીના કાર્યક્રમ અગર પદ્ધતનું વર્ણન કરવામાં આવે ત્યારે તે પદ્ધતજ તે કાર્યની એટલે કે તે મંત્રની 'દેવતા' એટલે કે 'સૂચિકા' ( Index ) સમજવી. આ 'દેવતા' ના સંબંધમાં તેજ યાસ્ક મુનિ કહે છે કે **देवो दानाद्वा दीपनाद्वा द्योतनाद्वा द्युस्थाने भवतीति वा योदेवः सा देवता ।** મતલબ કે '**देव**' શબ્દ '**दिव्**' ધાતુથી થયો છે, તેમ કેટલીક જગ્યાપર દીપ્યર્થ '**दीप्**' ધાતુથી અગર **द्युत्** ધાતુથી અર્થ કરે છે; વળી કોઇ જગ્યામાં **द्यु** સ્થાનમાં વર્તમાનરૂપ અર્થનો બોધક થાય છે. આ **देव** તેજ **देवता.** આ **यास्क** મુનિના હેતુના આધારે **सायणाचार्ये** એ શબ્દનો અર્થ સ્તોત્ર વર્ગના વિશેષણમાં પણ કર્યો છે. એકંદર પ્રશંસાના અર્થમાં પણ તે શબ્દ થઇ ગયો છે. **दानादि गुण युक्तः** તેજ '**देव**'. પછી તે વસ્તુ ચેતન હોય અગર અચેતન હોય, સાકાર હોય અગર નિરાકાર હોય, સ્થળચર હોય, નભચર હોય, જળચર હોય, ગમે તે હોય પરંતુ બધાને લાગુ પાડેલો છે. આ પ્રમાણે વેદમાં અશ્વ, શકુનિ, મંડુક, વનસ્પતિ, પાસા, પાષાણ અને છેવટ ઉખળમુસળ પણ દેવતા થઇ ગયા ! વાસ્તવમાં વેદના ત્રણ દેવ અગ્નિ, સૂર્ય અને વાયુ; તેના કાર્ય ભેદથી તેત્રીશ થયા, અને પાછળથી પુરાણમાં તેત્રીસ કરોડ થયા ! ! !

વળી જુઓ કે **ऋग्वेद मं. १० अ. ५. सू ७.१** માં બ્રહ્માની પોતાની પુત્રી પ્રત્યેના વર્તનનો ખુલ્લાસો **ऐतरेय ब्राह्मण** કેવા કરે છે ! બધા દેવો નારાજ થયા ત્યારે એક ભૂતવન નામનો નવો દેવ ઉત્પન્ન કર્યો. તેણે બ્રહ્માને બાણ માર્યું ને પોતે **व्याध** નામનું નક્ષત્ર થઇને આકાશમાં રહ્યો, અને બ્રહ્મદેવ **मृग नक्षत्र** થયા વિગેરે વિગેરે. જરા વિષયાંતરનો દોષ સ્વીકારીને પણ મૂર્તિપૂજા વેદ પ્રમાણ છે અગર નહિં એ વિષયની ચર્ચા અપ્રાસંગિક થશે નહિં. બ્રહ્મ સમાજી, પ્રાર્થના સમાજી તથા આર્ય સમાજી અપ્રમાણ કહે છે. આપણે એ પ્રશ્નનો અહિં નિર્ણય કરવાની જરૂર નથી, પરંતુ આપણે તે ચર્ચાને અંગે વેદના યોગિક અર્થ પુરતું જોવાની જરૂર છે, એટલે કે શબ્દાર્થને વળગી નહિં રહેતાં રહસ્યના શોધ માટે પ્રયાસ કરીશું. વેદમાં દેવોની સ્તુતિ છે તેને મૂર્તિપૂજા કહો તો પણ તે આગળ કહ્યું

છે તેમ આર્યાવર્ત બહાર હતી તેવી મૂર્તિપૂજા જેવી નહિં, કેમકે તેવી હોવા સંભવજ નથી. પ્રથમદર્શનીય દેખાય છે તેમ વેદમાં ઘણા દેવ છેજ નહિં. કોઈ વચ્ચે હરીફાઇ નથી, નાનો મોટો કહેલો નથી, માત્ર જે રૂપની જે વખતે સ્તુતિ કરી છે તેને પ્રાધાન્યપદ અર્પ્યું છે. એક ગામના ઠાકોરને, રાજાને, મહારાજાને અગર સાર્વભૌમ રાજાને સ્તુતિ કરનાર જે હોય તે મુખ્યપદ આપે તેમાં આશ્ચર્ય નથી, બાકી પાશ્ચાત્ય પંડિતો અગર તેમના મૂર્તપૂજકો કહે છે તેવી ભાવના વેદમાં છેજ નહિં. બેશક બ્રહ્મ સર્વવ્યાપી છે, પરંતુ અમુક વસ્તુ, મૂર્તિ અગર ચિત્રનેજ બ્રહ્મ આવા વિદ્વાનો કહે એ મગજમાં પણ પેસે છે ? વેદ તો એક બ્રહ્મ ઉપરજ અવલંબે છે. અનેક દેવોની સ્તુતિ માત્ર રૂપક છે, અને તેથી યોગિક અગર લાક્ષણિક અર્થ લેવો જોઇએ, એમ આર્ય બંધુઓ હમણાં સમજવા લાગ્યા છે. ગમે તેમ હોય પરંતુ આટલી લાંબી મુદતે ઇનસાફની અદાલત ભરીને ઠરાવ કરવો સુરક્ષિત થશે નહિં. તે વખતના સંજોગોને લઇને ગમે તેવી રીતે રૂપ આલેખ્યું હોય તેમાં શું હાંસલ છે ? હાલ તો આર્યાવર્તમાં પણ પાશ્ચાત્ય સંસર્ગ તથા શિક્ષણને લઇને લક્ષ્મી દેવતાજ વેદનો દેવ થયો છે. આ દેવની ઉપાસના એટલી વધી પડી છે કે ગુરૂ સાથે પણ હરીફાઈ મંડાઈ છે. ‘ સોબતે અસર ’ અને ‘ તુકમ તાસીર ’ ‘ બાવો નાચ્યો એટલે બોદલી નાચી ’ એ ન્યાય પ્રસિદ્ધ છે. પાશ્ચાત્યોમાં ભૌતિકશાસ્ત્રો વૃદ્ધિ પામ્યાં છે પણ તેમાં ‘ લક્ષ્મી ’ના શાસ્ત્ર જેટલું ભાગ્યે કોઈ વૃદ્ધિ પામ્યું છે. આ દેવીની ઉપાસનાએ એક ગાંડછાનું રૂપ પકડયું છે, અગર એક મહાન વ્યાધિ થઇ પડયો છે એમ કહીએ તો ચાલે. આ વ્યાધિનો ચેપ આખી સૃષ્ટિમાં ઉડયો છે, પરંતુ તેમાં પણ અમેરિકા, જર્મનિ, ઇંગ્લાંડ અને તેમનું અનુકરણ કરનાર જાપાન વચેની હરીફાઇ ઘણી રસાકસી ભરેલી છે. ચંદ્રમાં સોનાની ખાણો હોય તો ત્યાં પણ આ મહાત્માઓ દોડી જવા તઇયાર છે ! હાલના જમાનાનો એક લક્ષ્મીભક્ત સુધારક સાધુ કહે કે **भजगोविन्दम्**ના સ્તોત્રમાં **गोविन्द** ને બદલે **कलदार** જોઇએ. અમેરિકામાં તો ‘ સર્વશક્તિમાન પરમેશ્વર ’ ને ઠેકાણે ‘ સર્વશકિતમાન ડૉલર ’ જ ગણાય છે. ઇંગ્લાંડની લક્ષ્મીની ગાંડછા બદલ એક પ્રસિદ્ધ અમેરિકન તત્ત્વવેત્તા કહે છે કે The Saxon Materialism & narrowness ++. આ પ્રમાણે અનેક વિશેષણો આપીને ત્યાં સુધી કહે છે કે The Island is a roaring volcano of fate, of material values, of tarrifs, of laws of repression, glutted markets, + + +. આવા

પાશ્ચાત્યોના આધુનિક દેવ અને વેદના દેવોનો મેળ શી રીતે પડે ? વેદની મૂર્તિ-પૂજા જેના તેના ભાવ ઉપર અવલંબે છે.

પાછા **ચાર્વાક** તરફ જઇએ. ચાર્વાકને પણ આ પાશ્ચાત્યની ગાંડછા જેવી કાંઇક ગાંડછા લાગી હોય તો સંભવનીય છે. તેણે ધર્મ અને નીતિ એમ બંનેને સાથેજ ઘા કર્યો, માત્ર સંસાર ચાલવા જેટલા નીતિના નિયમને માન આપ્યું. પાશ્ચાત્ય નાસ્તિકવાદના કુહાડાના ઘા સાથેના મુકાબલામાં તફાવત એટલોજ કે પાશ્ચાત્યો શબ્દ ચાલાકીથી નીતિને માન આપવાનો દંભ કરે છે બાકી વાસ્તવમાં કાંઈ ભેદ છે ? ભેદ અગર વિશેષમાં કહો તો માત્ર દંભ ! વળી પાશ્ચાત્યમાં બળજોરી જુલમ તથા અશાસકતા છે તેવું ચાર્વાકમાં નહિં ચાર્વાકમાં **નિહિલિસ્ટો** થયાજ નથી.

**ચાર્વાક**નો નાસ્તિકવાદ શૌર્યવાળો, દંભ વગરનો અને ખરા જીગરનો હતો. પાશ્ચાત્ય નાસ્તિકને ઈશ્વરની પરવા નહિં. સારા ખોટાના બદલાની પરવા નહિં, તો પછી નીતિના નિયમની શી જરૂર ? વળી વિદ્વત્તામાં પણ **ચાર્વાક** ઉતરે તેમ નથી, **ચાર્વાક** શુદ્ધ, પ્રમાણિક નાસ્તિક હતો. ખરી રીતે તમામ શાસ્ત્રોની પ્રવૃત્તિ **ચાર્વાક**ના ખંડનમાંજ છે. તેની વિદ્વતા એટલી પ્રખર હતી કે બ્રાહ્મણોએ છેવટ તેનાં પુસ્તકો બાળી નાંખ્યાં. હાલ પણ પાશ્ચાત્ય જડવાદ અગર નાસ્તિકવાદને કોણ પહોંચી શકે તેમ છે ? છેવટના મહાન વિગ્રહના તરસાળે શું દેખાય છે ? ખરૂં જોતાં તો જડવાદ અગર સ્વાર્થશાસ્ત્ર વિગ્રહનું મૂળ છે, બાકી દરેક પ્રજા અગર રાજ્ય ગમે તેવી યુક્તિસર ખુલાસા કરે. " જર જમીન અને જોરૂ " લઢાઇનું મૂળ કહેવાય છે તેજ સિદ્ધાંત દેખાય છે. " મારૂં મારા બાપનું ને તારામાં' મારો ભાગ " એ ન્યાય હાલ દેખાય છે. વિદ્વાનોના વિદ્વત્તાભર્યા પોલિટિકલ ખુલાસાથી કોણ છેતરાશે ? આ નીતિમાન વિદ્વાનોની ફાટફુટથીજ પ્રકાશ પડે છે. દંભ કયાં સુધી ચાલે ? બીજાને છેતરવા જતાં માણસ પોતેજ છેતરાય છે એ વાત વિદ્વાન પણ ભૂલી જાય છે. સસલાની માફક આંખ મીચ્યાથી શું વળે ? હવે આ ખુનરેજીઓને ' ક્રાંતિ ' કહો, ગમે તે કહો, પણ શાંતિ કરવા હજારો પ્રકારે શ્રમ લેવાય છે પણ ' બુંદસે ' બીગડી હોજસે સુધરે ? ઇશ્વર ઇચ્છા.

વળી ખુબી જુઓ કે નીતિને માન આપવાનો દાવો કરનાર વિદ્વાનો એકલી નીતિને વળગીને સંતોષ પામ્યા નહિં ત્યારે પાછા—આગળ કહી ગયા છીએ તે પ્રમાણે—શ્રેય અને પ્રેયના તત્ત્વને વળગ્યા. તેમાં વળી પિંડ બ્રહ્માંડ

સંબંધી ખ્રિસ્તિ ધર્મનાં તત્ત્વોની સાથે પોતાનું ઉત્ક્રાંતિનું સ્વરૂપ મેળવીને 'ઘણાનું ઘણું સુખ' એમ નીતિનું રૂપ કર્યું. **સેજવિકે** આ મતની સ્થાપના પ્રથમ કરી. પાછા સુધારા વધારા ચાલ્યા. ગાંડા, બાળક, દરદી, રાજકીય પુરૂષ, મિથ્યા પૂછનાર, વ્યાપારી, શત્રુ, ચોર, વકીલ વિગેરે માટે અપવાદ થયા. **મિલ** પણ તેજ ધોરણ કબુલ રાખે છે. **ગ્રીન** આગળ વધીને 'સુખ'ને બદલે 'શ્રેય' ઉપર ગયો, અને **બેન**, **વેબ્હલ** વિગેરે પંડિતો પણ લોભ મૂલક હલકી વૃત્તિઓના ત્યાગ સુધી પહોંચ્યા; એટલે કે શુષ્ક—ધર્મ વગરના—નીતિશાસ્ત્ર ઉપરથી આ જડવાદી પંડિતો ધર્મની ચેષ્ટા કરવા જતાં પોતેજ વટલાઈ ગયા ! એકલી નીતિને વળગી રહી શકયા નહિં, પરંતુ વધી વધીને તત્ત્વજ્ઞાન, અગર વૃત્તિઓની અગર વાસનાઓની પેલી પાર સાર્વભૌમપણું અને ધર્મ જોવા માંડયા. પ્રમાણિકપણે ચાલે તો છેવટ સત્યજ નિકળે !

**ચાર્વાક**નાં પુસ્તકો બળી જવાથી અર્વાચીન નાસ્તિકવાદ સાથે બરાબર મેળ લેવા માર્ગ નથી. અર્વાચીન જડવાદીને ખ્રિસ્તિ ધર્મના વિકારથી જેમ ચાનક લાગી તેમ આર્યાવર્તમાં **ચાર્વાક**ના સમયમાં પણ થયું હતું. ઉપનિષદોનું જ્ઞાન પ્રસર્યું હતું પરંતુ પ્રકૃતિ પ્રમાણે યજ્ઞ તથા આચારોમાં ગુંચવડો થઇ જવાથી શુદ્ર બુદ્ધિ પ્રબળ થઇ ઘણો દુરૂપયોગ થયો ને તેને અંતે **ચાર્વાક** પાકયો. કુદરતની મજા જુઓ કે ધર્મચુસ્ત અને બાદશાહી રૂશીયામાંજ 'બોલ્શેવિઝમ્' પ્રકટયું અને તેવુંજ જર્મનિ તેની મદતમાં ! ને તેજ બાદશાહી જર્મનિમાં પાછું પેઠું છે. પાછી ગમત જુઓ કે તેજ જડવાદી વિદ્વાનો આ બોલ્શેવિઝમના શત્રુ થયા અને ધર્મ તરફ વલણ બતાવે છે ! Good comes from evil દુ:ખના ગર્ભમાંજ સુખ છે એમ ધર્મ અને તત્ત્વજ્ઞાન કહે છે તે સાર્થક થાય છે. તે ધોરણે **ચાર્વાક**ના ખંડન માટે તેમાંથીજ ષડ્દર્શન થયાં. સુખને અંતે દુ:ખ અને દુ:ખને અંતે સુખ ! આ કુદરતનો નિયમ છે. દેવતાનો દીકરો કોલસો અને કોલસાનો દેવતા ! રાજ્યેશ્રી તે નરકેશ્રી અને નરકેશ્રી તે રાજ્યેશ્રી. સંસારની ઘટમાળની એજ મજા છે !

**ચાર્વાક** વેદના કર્તાને ધૂર્ત, ભાંડ અને રાક્ષસો કહે છે; કર્મોને આળસુ, એદી, નિર્માલ્ય અને પશુબુદ્ધિના બ્રાહ્મણોની ઉપજીવિકાનાં સાધન કહે છે. તેની દલીલ એવી છે કે યજ્ઞનો પશુ સ્વર્ગે જતો હોય તો યજમાન પોતાના બાપને કેમ સ્વર્ગે મોકલતો નથી ? શ્રાદ્ધ આદિના પણ તેજ પ્રમાણે હાલ કર્યા છે. સ્વર્ગ સુધી બ્રાહ્મણોની મારફત પિતૃઓને ખોરાક પહોંચતો હોય

તો બીજે મજલે બેશીને નીચેના મજલામાં બ્રાહ્મણ જમાડવાથી તમને તૃપ્તિ થવી જોઇએ. મુસાફરીમાં ભાતાની પણ પછી શી જરૂર ? ભસ્મીભૂત થએલો દેહ ચાર તત્ત્વ ( પાંચ તત્ત્વોમાંનું 'આકાશ' તત્ત્વ **ચાર્વાક** સ્વીકારતો નથી ) માં મળી ગયો પછી પાપ, પુણ્ય, સ્વર્ગ, નરક બધું કોણ ભોગવે ? આ બધાને તથા વર્ણાશ્રમને પણ તૂત કહે છે. **ચાર્વાક** મજા કરે છે ને કહે છે કે લોકોની મૂર્ખાઇ જુઓ કે પ્રત્યક્ષ સુખ મળે તે વખત નહિં ભોગવતાં નિગ્રહ કરવાનો બોધ કરે, અને મરી ગયા પછીના અદૃશ્ય સ્વર્ગનું સુખ ભોગવવા લાલચ આપે છે ! પરિણામ એટલેજ કે આખી જીંદગી નાહક દુઃખ અને નિરાશામાંજ કાઢવાં ! વ્યવહાર માટે રાજા તેજ ઈશ્વર ઠરાવ્યો, અને તેનાં ફરમાનને માન આપવું એજ શાસ્ત્ર અને ધર્મ એમ ઠરાવ્યું. દેવું કરીને પણ મોજ કરવાનું સૂત્ર બતાવ્યું-**ऋणं कृत्वा घृतं पिबेत्** । અનુમાન એમજ જાય છે કે આ પશુવૃત્તિનો વિદ્વાન મનુષ્યની પ્રકૃતિ અગર સ્વભાવનું ભાનજ ભૂલે છે. શ્રાદ્ધ વિગેરેના ઠઠ્ઠા કરો પરંતુ મોએન સામી ગાળ કોઇને પ્રત્યક્ષ લાગે છે ? અપમાન પ્રત્યક્ષ ચોટે છે ? છતાં કેમ ફોજદારી કેસો ઉભા થાય છે ? જ્યારે તમે તત્ત્વજ્ઞાની અગર પશુવૃત્તિવાળા થાઓ અને ગાળ અગર અપમાનની લાગણી મરી જાય તે વખત આ બધી વાત કરવી જોઇએ. કેમકે શાસ્ત્રકારો તેમ આધુનિક સૂક્ષ્મદર્શી પંડિતો ત્યાં સુધી કહે છે કે પિતૃ ગમે તે યોનિમાં હોય પરંતુ જે દિવસે તેને શ્રાદ્ધનું અન્ન જળ મળે તે દિવસે તેને અપૂર્વ અકારણ આનંદ થાય છે. માણસ માત્રને અકારણ આનંદ અગર શોક થાય છે તેનાં કારણોમાં આ કારણ અગ્રણી બનાવવામાં આવે છે ? સારૂં ખાનપાન મળે છે, પછી તે મનુષ્ય અગર પશુ અગર ગમે તે યોનિમાં હોય તો તે પણ તેજ કારણગર છે એમ કહેવામાં આવે છે ! સૂક્ષ્મ તત્ત્વનું કેટલું પરિબળ અને કેટલું રહસ્ય ? પશુવૃત્તિ દાબીને મનુષ્યત્વ માટેના એ બધા પ્રયાસો છે.

પાછા આપણે **ચાર્વાક**ના સિદ્ધાંત તરફ વળીએ. આ વાદમાં 'પ્રત્યક્ષ' પ્રમાણ સિવાય અન્ય પ્રમાણ માન્ય નથી. 'આગમ' તથા 'અનુમાન' પ્રમાણ પણ 'પ્રત્યક્ષ'ની વિરૂદ્ધ હોય તો નકામાં ગણ્યાં છે; ને તેથીજ ઇશ્વર તથા પરલોક 'પ્રત્યક્ષ' પ્રમાણસિદ્ધ નહિં હોવાથી માન્ય નથી. જગતનું સુખ તેજ સુખ, દેહનો નાશ તેજ મોક્ષ, પુનર્જન્મને તો અવકાશજ ક્યાંથી હોય ? પાશ્ચાત્ય ભૌતિકશાસ્ત્રીઓ-જડવાદીઓ-ની માફક **ચાર્વાક** પણ ભૂતોના સંયોગ-' મિકેનિકલ મિક્ષ્ચર ' અગર ' કેમિકલ કોમ્બિનેશન 'થી ચૈતન્ય તત્ત્વ

ઉત્પન્ન થાય છે, અગર નૈયાયિકોના ધોરણે જડદેહ અને મનના યોગના હેતુથી ચેતન સ્મૃતિ વિગેરે થાય છે; એમ કહે છે. મતલબ કે આ પ્રમાણે શરીરના ચેતનને કેવળ જડનું પરિણામ કહે છે. આ પરિણામ તે પાંચ તત્વો પૈકી ફક્ત ચાર તત્ત્વોના યોગથીજ થાય છે એમ માને છે. સૃષ્ટિ સ્વભાવથીજ થએલી છે, તેનો કોઇ કર્તા નથી, અદૃશ્ય ધર્મ અગર ઈશ્વરની બીક નાહક રાખીને જીવતર બગાડી નાંખવું એ કેવળ મૂર્ખાઈ કહે છે. જાતના સુખ માટે નીતિના ધોરણને, વ્યવહાર માટે જોઇએ તેટલુંજ માન આપે છે. ધર્મ, અર્થ કામ મોક્ષ એ ચાર પુરૂષાર્થમાંથી ફક્ત અર્થ અને કામ બેજ માન્ય છે. ચાર્વાકોના ચાર વિભાગ કહેવાય છે. (૧) દેહને આત્મા માનનારા, (૨) ઇંદ્રિયોને આત્મા માનનારા, (૩) ઇંદ્રિયોના ધર્મને આત્મા માનનારા તથા (૪) મનનેજ આત્મા માનનારા. **એપિક્યુરસ** ( Epicurus ) નાં સઘળાં તત્ત્વો **ચાર્વાકમાં છે.** નાસ્તિક મતનું ખંડન કરવું અસંભવિત જેવું છે એ વાત સુપ્રસિદ્ધ છે. પ્રત્યક્ષ સિવાયનું બધુંજ અમાન્ય એ કેમ બની શકે ? એકંદર વિદ્વત્તા ભેગું આવું પુચ્છડું પકડીને બેસવું એ તો મૂર્ખાઇના સીમાડે પહોચવા બરાબર છે. એ ધોરણ પકડીએ તો પછી માબાપને પણ શા માટે માનવાં ? નજર આગળથી માણસ દૂર થયો એટલે પછી તેની હયાતીજ ન માનવી ? ઈંગ્લાંડ નહિં જોનારે તેનું અસ્તિત્વજ ન માનવું ? વ્યવહારમાં આ બધું બની શકશે ખરૂં ? ભૌતિકશાસ્ત્રના એક અગ્રણી સ્વર્ગવાસી મારા મિત્ર પ્રોફેસર ગજ્જર સાહેબને મગજનો વ્યાધિ થવાથી એક મહાત્મા અમારા ગુરૂદેવ માલસરવાળા પરમહંસ માધવદાસજીના સંસર્ગમાં આવ્યા ત્યારે વાતચીત થતાં કહે કે મને ચેતન બતાવો, એટલે મહાત્મા કહે કે તમે માથાના વ્યાધિની બુમ મારો છો તે વ્યાધિ મને બતાવો. જડવાદી શાસ્ત્રી કહે કે તે કેમ કરીને બતાવાય ? ત્યારે મહાત્મા કહે કે પ્રત્યક્ષ જોયા સિવાય કેમ મનાય ? આટલું જૂજ જેટલું તમે બતાવી શકતા નથી તો પછી ચેતન બતાવવા તમે કેમ માગણી કરી શકો છો ? તળાજા ગામે એક કુતરો હતો તે શનિવારે કદી અનાજ ખાતો નહિં ! ભાવનગરમાં ભીડભંજન મહાદેવની આરતિ વખતે એક ગાય પગથીયાં ઉપર બે પગ મૂકી મહાદેવ સામી દૃષ્ટિ રાખીને આરતિ થઇ રહે ત્યાં સુધી ઉભી રહેતી. સાત આઠ વર્ષની વાત છે. અમારા એક વિદ્વાન ગ્રેજ્યુએટ મિત્રની નજરે જોએલી વાત છે. દરેકને દરેક વસ્તુ જોવાની તક તો શી રીતે મળી શકે ? બાકી માનવું હોય તો માનો અને મનમાં આવે તેવા ખુલાસા કરો. જેમ મરજી. વળી જુઓ કે

મહાત્મા રામકૃષ્ણ પરમહંસને લક્ષ્મી તો શું પણ ધાતુનો સ્પર્શ થવા સાથે–જાણે કે અજાણે પણ–કંપ થતો હતો, અને શરીરમાં અપૂર્વ ક્ષોભ થતો હતો. તેમના સુશિક્ષિત સુપ્રસિદ્ધ શિષ્યોમાંના જગવિખ્યાત સ્વામી વિવેકાનંદે અખતરા પણ કરી જોયા હતા!! માનવું હોય તો માનજો. આ બધાનો સારાંશ એટલોજ કે ફક્ત નજરે જોયેલુંજ માનવું અને બાકી બધુંજ ખોટું, એ કોટિ કેવળ અસંભવિત છે.

આ મત સાધારણ વર્ગમાં પ્રિય, માન્ય અને પ્રચલિત થાય તે હેતુથી તે વર્ગની ખાતર આ મતને ' લોકાગતિક ' નામ આપીને ઉત્તમ આવરણ બનાવ્યું. પરંતુ શૂદ્ર અગર અતિશૂદ્ર હોય તો પણ આર્યરક્ત નાસ્તિકવાદ કેમ સહન કરી શકે ? હજારો લાખો વર્ષ થયાં, પણ આર્યરક્તનો પ્રવાહ અસ્ખલિત છે. ઇતર પ્રજાઓમાં વ્યક્તિ અગર સમષ્ટિના બાપ દાદાના પણ પત્તા નથી, છઠ્ઠી સાતમી પેઢીનું ભાગ્યેજ ભાન હશે, પરંતુ આર્ય ઋષિઓનાં ગોત્રો હજારો લાખો વર્ષ થયાં પણ પેઢી કેવી અખંડિત ચાલે છે ? એકજ વિરાટ સ્વરૂપમાંથી સાથે ઉદ્દભવેલાં આર્ય બાળકો નાસ્તિકપણું કેમ સહન કરી શકે ? જેમના પૂર્વજોએ ઇશ્વરનો સાક્ષાત્કાર કરેલો અને ઈશ્વર સાથે રમેલા તેના વંશજોના મગજમાં નાસ્તિકતા કેમ પ્રવેશ કરી શકે ? આ ન્યાયથી કુદરતની ખુબી જુઓ કે જે શૂદ્રો માટે આ મત અગર પંથ ચલાવ્યો તેજ શૂદ્રો સામા થયા, અને આખર એ પંથ હવામાં ઉડી ગયો ! જૈન તથા બૌદ્ધ ધર્મોમાં કાંઈક તેવાં તત્ત્વો છે એમ કહીએ તો પણ તે ધર્મોએ વેદનો થોડો ઘણો પણ આધાર લીધો તેથી તે ધર્મો ટક્યા. વેદના સામે તેમનો ધસારો ખરો પણ ઇમારતનું ચણતર વેદના પાયા ઉપરજ છે; બાળક વેદનુંજ, માત્ર જરા આડું ચાલ્યું એટલોજ ભેદ ! વેદ અને બ્રાહ્મણ એમ બંનેને આ ધર્મોએ હચમચાવી નાંખ્યા; તેમનું સામ્રાજ્ય તોડયું; પાછું કુદરતના નિયમને અનુસરીને સંધાયું; હમણા પાછું પાશ્ચાત્ય પવનના ઝપાટાથી તુટવાના સંજોગો દેખાય છે: તે સાથે સંધાવાના સંજોગો પણ તેના ગર્ભમાંજ છે. " ચક્રનેમિક્રમ " છે. શું કુદરતની બલિહારી ! માણસ જાણે કે અમેજ બધું કરીએ છીએ, પરંતુ કાળની ગતિ કોણ સમજી શકે ?

સાધારણ રીતે નિરીક્ષણ કરશો તો જણાશે કે દુનિયામાં ધર્મનીજ બોલબાલા બોલાય છે, પછી તે ખરા મનની હોય અગર દાંભિક હોય. નાસ્તિકને કદી માન મળ્યું છે ? ' બોલ્શેવિકો ' ગમે તેટલા

પરોપકારી થઇને ફરે પરંતુ પૃથ્વીમાં કોઇ ઠેકાણે તે પૂજાશે ? અજાયબી એટલીજ છે કે નાસ્તિકો ગમે તેવા અનુમાનિક શાસ્ત્રોને માને પરંતુ 'ઇશ્વર' અગર 'ધર્મ' શબ્દ આવ્યો તે સામેજ બંડ ! ભૂમિતિ જેવા ચોક્સ શાસ્ત્રમાં પણ શરૂમાં અમુક બાબત આણ કરવી પડે છે અને પાછળથી સાબીતી થાય છે, તો પછી ધર્મ શાસ્ત્રમાં પણ તે ધોરણ સ્વીકારવા માટે વાંધો શા માટે લેવાય ? એ શાસ્ત્રના અનુભવીઓ પ્રત્યક્ષ અનુભવ લઇને માર્ગ પણ સ્પષ્ટ બતાવી ગયા છે છતાં શંકા લેવાનો શો અર્થ ? શું દુનિયાના બધાજ ધર્મ પ્રવર્તકો, આચાર્યો, ભક્તો, ગ્રંથકર્તાઓ એમ બધાજ જૂઠા હશે ? આ બધાએ સંપ કરીને જૂઠ ચલાવ્યું હશે ? અગર બધાએ નિશામાં અગર ગાંડાઇમાં ચલાવ્યું હશે ? અગર બધાજ લબાડ દુષ્ટ અગર મૂર્ખ હશે ? આ મહાત્માઓનાં વર્તન જોતાં આમાની એક પણ કલ્પના ટકી શકતી નથી. તેમનું વર્તન શુદ્ધ હતું, તેઓ નિડર નિર્ભય હતા, સ્વતંત્ર હતા, વ્યવહાર કુશળ હતા, વિદ્વાન હતા, અનુભવી હતા એમ બધી રીતે પૂર્ણ હતા, પરંતુ તે બધાને તેમ આજ સુધીના તેમને માનનારા કરોડો પરાર્ધો માણસ થઇ ગયાં અને છે એ તમામને મૂર્ખની પરંપરા માનો તો પછી ઇલાજ નથી. કોઇ ઠેકાણે તો અટકવુંજ પડશે. શ્રદ્ધા સિવાય છુટકોજ નથી - તે વિના જીવન અસંભવિત છે.

જૈન ગ્રંથોમાં **ચાર્વાક** માટે એમ ક્વચિત્ જોવામાં આવે છે કે બૃહસ્પતિએ પોતાની વિધવા બેન સાથે અયોગ્ય વ્યવહાર કર્યો તેના બચાવમાં આ નાસ્તિક પંથ ચલાવ્યો હતો ! ખેર. બદનક્ષીની ફરીયાદ કોણ કરે તેમ છે!

**ચાર્વાક**નું નામ શ્રી **શંકરાચાર્ય** સુધી દેખાય છે. તેઓશ્રીના દિગ્વિજયના સમયથી બૌદ્ધ સાથે **ચાર્વાક** પણ અદૃશ્ય થઇ ગયો છે. **અકબર** બાદશાહના ધર્મ સંશોધનના પ્રયાસમાં **ચાર્વાક** નામ નિકળ્યું હતું એમ મનાય છે.

## (૨) ન્યાયદર્શન.

આ મતના આચાર્ય શ્રી ગૌતમ મુનિ છે. તેમનો મુખ્ય મુદ્દો **ચાર્વાક**ના ખંડન માટે દેખાય છે. **ચાર્વાક** ફક્ત 'પ્રત્યક્ષ' પ્રમાણ માને છે, અને આ આચાર્ય તેમાં બીજાં ત્રણ ઉમેરે છે, 'ઉપમાન,' 'શબ્દ' અને 'અનુમાન'. વળી **ચાર્વાક**નાં ચાર મૂળ તત્ત્વોમાં પાંચમું 'આકાશ' પણ આ આચાર્ય ઉમેરે છે. અર્વાચીન ભૌતિકશાસ્ત્રીઓ જેને 'ઇથર' કહે છે તેના

સ્વરૂપનું 'આકાશ' કહીએ તો ચાલે, બાકી આર્યશાસ્ત્રીઓ તો ઇથરની પેલી મેર ઘણુંજ સૂક્ષ્મ તત્ત્વ સુધી ગયા છે. પાશ્ચાત્યોમાંથી **થિયોસોફિસ્ટો** એ પ્રદેશમાં કાંઇક વિહાર કરવાનો દાવો કરે છે, 'ઇથર' ઉપરથી 'ઇથૅરિકડબલ' ( Etheric double ) તો ઘણા પ્રવેશકો પણ જોઈ શકે છે એમ કહેવાય છે. હમણાં વળી 'ઇથેરિકડબલ' જોવાનું યંત્ર પણ નિકળ્યું છે! આ કોષ સ્થૂળ શરીરની આસપાસ લગભગ એક વેંતના અંતરે રહેલો હોય છે. આર્યશાસ્ત્રનો પ્રાણમય કોષ, તેજ આ 'ઇથૅરિકડબલ' છે. સ્થૂળના નાશ સાથે તેનો નાશ થાય છે એમ મનાય છે. ન્યાયશાસ્ત્ર, તત્ત્વજ્ઞાન માટે આ પ્રમાણે 'આકાશ' ઉમેરે છે. આ મતનો હેતુ તત્ત્વ વિવેક ઉપર ખાસ હોવાથી તે સર્વ વિદ્યાનો પ્રદીપ સ્વરૂપ કહેવાય છે. પાછળથી નિકળેલા બૌદ્ધ ધર્મનાં તત્ત્વો આ મત ઉપર રચાએલાં હોવાથી **બુદ્ધ** ને **ગૌતમબુદ્ધ** પણ કહેવામાં આવે છે. **બુદ્ધ**નું કુળ **ગૌતમ** હતું પછી તે **ગૌતમ** ગમે તે માનો. અનુમાનના ઘોડા વિદ્વાનોની મરજી પડે ત્યાં દોડી શકે છે! ન્યાય સૂત્રોના પાંચ અધ્યાય છે, દરેકના બબ્બે પરિચ્છેદ છે, તે 'આહ્નિક' કહેવાય છે, તેના ઉપર **વાત્સ્યાયનનું** મુખ્ય ભાષ્ય છે, તેના ઉપર **ઉદ્યોતકર** નું વાર્તિક, તેના ઉપર **વાચસ્પતિમિશ્ર**ની ટીકા ને તેના ઉપર **ઉદયનાચાર્ય**ની પરિશુદ્ધિ એ પ્રમાણે છે.

આ દર્શનમાં સાંખ્ય વૈશેષિક, પૂર્વમીમાંસા, તથા ઉત્તરમીમાંસામાં **અથાતઃ** થી શરૂઆત છે તેવું નથી. આ દર્શનમાં પ્રમાણાદિ સોળ પદાર્થ કહેલા છે. ન્યાય એટલે પદાર્થનું જ્ઞાન ને તેથીજ મોક્ષ–અપવર્ગ–નિઃશ્રેયસ. સામા માણસને નિશ્ચય કરાવવા માટે જે અનુમાન કરાવવામાં આવે છે તે ન્યાય ને તેના સોળ પદાર્થ તે પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતંડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન.

આ દર્શનનો મુદ્દો, પાશ્ચાત્ય શાસ્ત્ર માફક ફક્ત 'અનુમાન' આદિ પ્રમાણ ખંડને નહિં વળગી રહેતાં, જ્ઞાન–તત્ત્વજ્ઞાન–સુધી ગયો છે. પાશ્ચાત્ય તર્કશાસ્ત્રનાં તત્ત્વો 'ન્યાય' માં સારી પેઠે છે, પરંતુ તફાવત એટલો કે ન્યાય, જીવ ઇશ્વરનો ભેદ બતાવીને પરમાણુથી આગળ વધીને વિદ્યુત્ કણ સુધી જઇ આખર ઇશ્વરતત્ત્વ સુધી ગયું; અને પાશ્ચાત્ય તર્કશાસ્ત્રમાં તેનું સ્વપ્ન પણ નથી. સૂક્ષ્મતત્ત્વ, આર્યોનું સ્વભાવિક સ્વરૂપજ હોવાથી ગમે તે દર્શન અગર શા-

આમાં, ગમે તેવા રૂપમાં પણ, દર્શન આપ્યા વગર રહેતું નથી. બંને શાસ્ત્રોમાં પરિણામ એકજ છે, માર્ગ જરા ભિન્ન છે. જેમકે પાશ્ચાત્ય તર્કશાસ્ત્ર કહેશે કે બધાં મનુષ્યો મર્ત્ય ( Mortal ) છે, ત્યારે ન્યાયશાસ્ત્ર કહેશે કે જ્યાં મનુષ્યત્વ છે ત્યાં મર્ત્યત્વ છે. ન્યાયની "વ્યાપ્તિ" ને કાંઇક અંશે મળતો શબ્દ Induction છે, પરંતુ પૂરો અર્થ દર્શક શબ્દ નથી મળતો, પછી તેને 'જાતિ' કહો કે Class કહો ગમે તે કહો. આ ન્યાયશાસ્ત્ર પંચાવયવી ન્યાય ( Syllogism ) થી પ્રતિપાદન કરે છે. ન્યાય શાસ્ત્રમાં ન્યાય ( Logic ) તર્ક ( Dialectic ) અને દર્શન ( Mytaphysics ) નો સમાસ થાય છે. ન્યાયમાં પાંચ અવયવ ( Premises ) અને Logic માં ત્રણ છે. ન્યાયશાસ્ત્રમાં પણ ત્રણ છે એમ કેટલાક કહે છે.

આ દર્શન અન્વયે, દેહાદિક અનાત્મ વસ્તુમાં, બુદ્ધિરૂપી અજ્ઞાનથી આત્માનો અધ્યાસ કરવાથી રાગ, દ્વેષ, મોહ વિગેરે દોષો ઉદ્દભવે છે; ને તેથી પાપ પુણ્યરૂપ પ્રવૃત્તિ થાય છે. તેમાંથી ધર્મ અધર્મ ઉત્પન્ન થાય છે. આ બધાનો અંત ક્યારે આવે કે જ્યારે પૂર્વજન્મનાં કરેલાં સુકૃતને લીધે સંસ્કારથી સત્સંગ મળે, અગર ગુરૂ મળે, ને તેમના સંસર્ગ અગર બોધથી જણાય કે આ બધું દુ:ખનું નિધાન છે અને દુ:ખથીજ ઓતપ્રોત છે. સુખ જેવું કાંઇ નથી ત્યારે. જન્મથીજ દુ:ખ શરૂ થાય છે, ને તેથી પછી સંસ્કાર પ્રબળ થાય તો સંસાર ચક્રને ક્ષુલ્લક ગણી શકે અને ત્યાજ્ય માને. આ પ્રમાણે વિવેકથી સમજી શકાશે કે અજ્ઞાનજ બધાં દુ:ખોનું મૂળ છે ને તેની નિવૃત્તિ માટેજ આ ક્રમ છે, એટલે કે દુ:ખ માત્રનો નાશ જ્ઞાનથી કરવાનો મુદ્દો છે, અને તેટલા માટે આત્યંતિક દુ:ખની નિવૃત્તિ તેજ આદર્શનનો મોક્ષ છે. ૭ ઇન્દ્રિયો, ૭ ઇન્દ્રિય જન્ય જ્ઞાન, ૭ વિષયો, સુખ, દુ:ખ, અને શરીર એ પ્રમાણે એકવીસ થાય છે. બુદ્ધિની ખીલવણી શું ન કરી શકે? દુ:ખની નિવૃત્તિ એજ મોક્ષ કહેલો છે; કેમકે આ દર્શનમાં સુખનો સ્વીકાર નથી. સુખ પણ એક પ્રકારનું દુ:ખજ છે. ઇશ્વરનું અસ્તિત્વ, પાશ્ચાત્ય રિડલ માફક, અનુમાનથી સિદ્ધ કરવામાં આવે છે, વિશેષમાં તેને કર્મફલ આપનાર તરીકે સ્વીકારેલો છે, તે સાથે તેનો પ્રસાદ અગર કૃપા મોક્ષ માટે આવશ્યક છે એમ પણ સ્વીકારે છે. જન્મનું કારણ પ્રવૃત્તિ, તેનું કારણ કર્મ, ને તેનું કારણ રાગ દ્વેષ મોહ આદિ, ને તેનું કારણ અજ્ઞાન, એટલે કે અજ્ઞાનજ દુ:ખનું કારણ છે.

આ ઉપરથી જણાશે કે જ્ઞાનમાર્ગ ઉપર આ શાસ્ત્રનો ઝોક છે, અને

પદાર્થજ્ઞાન તેજ મોક્ષ અગર નિઃશ્રેયસ કહેલો છે. તેથી ચેતનવાદ ઉપર બહુ લક્ષ આપેલું નથી; માત્ર પોતાના ખપ પુરતું ચેતન સ્વીકારે છે. જેમ દરેક શાસ્ત્ર પોતાના ખપ પુરતું અવલોકન કરીને બાકીનાની ઉપેક્ષા કરે છે તેમ આ શાસ્ત્રની પણ પ્રગતિ દેખાય છે. બુદ્ધ ધર્મમાં પણ તેજ રહસ્ય છે. આ શાસ્ત્ર તત્ત્વજ્ઞાન માટેજ છે એમ કહીએ તો ચાલે. સોળ પદાર્થના વિચારમાંજ બધું આવી જાય છે. ઇશ્વરને એક ગૌણ સ્થાન માત્ર મળ્યું છે. સોળ પદાર્થ બહારની ગૌણ પદવી આપી છે.

પદાર્થનું સાધારણ જ્ઞાન ન્યાયશાસ્ત્રમાં છે, પરંતુ તેમાં વિજ્ઞાન નથી. આ ખોટ પાછળથી વૈશેષિક દર્શન પરમાણુવાદના "વિશેષ"થી પૂરી કરે છે, ને તેથી તે ન્યાયના એક ભાગ જેવું છે, ને તેટલું તેમાં "વિશેષ" છે, ને તેથી 'વૈશેષિક' કહેવાય છે.

## (૩) વૈશેષિક દર્શન.

આ દર્શનને 'ઔલુક્ય' એવું પણ નામ આપવામાં આવે છે. આ દર્શનનો મૂળ પુરૂષ કણાદ મુનિ છે. ન્યાયના પેટાનું આ શાસ્ત્ર દેખાવા છતાં પણ સ્વતંત્ર સ્વરૂપનું છે.

કણાદનું બીજું નામ કૌશિક અને વળી કણભક્ષક પણ છે. 'કણ' એટલે દાણો. એટલે પરમાણુ, ને તેને 'ખાનાર' (અદ્ તથા ભક્ષ્ એકજ અર્થ વાચક છે ) એટલે કે 'માનનાર' એમ અર્થ થાય છે. જો કે આધાર દેખાતો નથી તો પણ કોઇ વિદ્વાન 'કણ' નો અર્થ કાગડો કરે છે ને તેનો ભક્ષક તે 'ઉલુક' ને તે ઉપરથી દર્શન ને 'ઔલુક્ય' પણ કહે છે. 'ઉલુક' કહેવામાં ભાવાર્થ એમ લાગે છે કે તેજનો અભાવ તે 'અંધકાર' તેને દ્રવ્ય તરીકે જોનાર, ને તેથી ઉલુક અગર ઘુવડ એમ ઉપહાસ દેખાય છે. આચાર્યનું ખરૂં નામ કાશ્યપ છે, અને તેના વાદને 'અણુ' અગર 'પરમાણુ' વાદ કહે છે. આ વાદ ગ્રીસના પ્રાચીન ડેમોક્રીટસ ના અણુવાદ જેવો અગર હાલના તત્ત્વવેત્તા જેને Atomic theory કહે છે તેવા સ્વરૂપનો છે. પાશ્ચાત્ય ફિલસુફો જેને Substance કહે છે તેજ આ વૈશેષિકોનું 'દ્રવ્ય' છે. ન્યાયશાસ્ત્રે પદાર્થનું વિજ્ઞાન નહિ વિસ્તાર્યું તે ખામી, આગળ કહ્યા મુજબ, કણાદ મુનિએ પૂરી કરી. સૃષ્ટિના પદાર્થોનું આવરણ કરીને, ઉત્પત્તિ, સ્થિતિ તથા લય વિષે નિર્ણય કરીને આનંદ મેળ-

વળી તેજ આ શાસ્ત્ર પ્રમાણે—ન્યાયદર્શન માફક—મોક્ષ છે. ન્યાયશાસ્ત્રની માફક વળી આ વાદ પણ ' આરંભવાદી ' છે. આ શાસ્ત્રમાં ' પ્રત્યક્ષ ' અને ' અનુમાન ' એમ બેજ પ્રમાણો માન્ય છે. ' પદાર્થ ' ના સાધર્મ્ય તથા વૈધર્મ્ય જ્ઞાનથી ઉત્પન્ન થએલાં તત્ત્વજ્ઞાનથીજ નિઃશ્રેયસ એટલે મોક્ષ કહેલો છે. હવે પદાર્થ ૭ છે. દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાય. કેટલાક—ખાસ કરીને પ્રશસ્તપાદાચાર્ય—સાત કહે છે. ' અભાવ 'ને ઉમેરે છે. દ્રવ્ય ૯, ગુણ ૧૭, કર્મ ૫, સામાન્ય ૨, વિશેષ ૧, સમવાય ૧, અભાવ ૨, એ પ્રમાણે કહેલા છે. ન્યાયના સોળ પદાર્થનો આ સાતમાં સમાસ થઇ જાય છે. આ પદાર્થ તે ગ્રીકના Catagarics ને મળતા છે.

કણાદ મુનિએ રચેલાં સૂત્રોના દશ અધ્યાય છે; દરેક અધ્યાયના બબ્બે પરિચ્છેદ છે, તેને પણ ન્યાય માફક ' આહ્નિક ' કહે છે. આ દર્શનનું પ્રાચીન ભાષ્ય મળતું નથી; પરંતુ **પ્રશસ્તાચાર્ય**નો ' પદાર્થદર્શનસંગ્રહ ' ભાષ્ય જેવો છે. **ઉદયનાચાર્યની** ' કિરણાવલિ ' તથા **શ્રીધરાચાર્ય**ની ' ન્યાયકન્દલી ' એ ઉપરના ભાષ્ય સ્વરૂપના ગ્રંથની ટીકાએ છે. હાલનું પ્રચલિત ભાષ્ય તો ' શંકરમિશ્રિતવૈશેષિકસૂત્રોપસ્કાર ' નામનું આધુનિક છે. ન્યાય વૈશેષિક મિશ્રિત **અન્નભટ્ટનું** તર્કસંગ્રહ તથા તર્કદીપિકા પ્રસિદ્ધ છે. આ તથા ' તર્કકૌમુદી ' કોલેજમાં શિખવાડવામાં આવતાં હતાં. આ શાસ્ત્ર ઉપર **વિશ્વનાથપંચાનનની** ' કારિકા ' તથા ' મુક્તાવલિ ' તથા બીજા ગ્રંથો છે તે ઉપર " ગદાધરી, " " ભવાનંદી " વિગેરે ઉત્તમ ટીકાઓના ગ્રંથો પણ થએલા છે.

બીજાં દર્શનો કરતાં આ દર્શનમાં વિશેષ વિજ્ઞાન કહેલું છે તેના કારણમાં ઉપરના પદાર્થોમાં ' વિશેષ ' પણ પદાર્થ માનેલો છે તે ઉપરથી સહજ સમજાશે. પદાર્થ નહિ હોત તો પરમાણુની ભિન્નતા કદી સમજી શકાત નહિ. પરમાણુ અવયવ રહિત હોવાથી એક બીજાનો ભેદ સમજવા માટે આ વિશેષ સિવાય બીજો માર્ગજ નથી. આ વિશેષ પદાર્થ નિત્ય માનેલો છે, અને તેથી પરમાણુને પણ નિત્ય માનેલો છે; તેનેજ આરંભ કહીને તેમાંથી સૃષ્ટિની ઉત્પત્તિ કહેલી છે. ઇશ્વરની કૃપાથી પદાર્થવિવેક રૂપે તત્ત્વજ્ઞાન થાય ત્યારે દુઃખની નિવૃત્તિ થાય, ને તેજ નિઃશ્રેયસની પ્રાપ્તિ—ને તેજ મોક્ષ—એમ યુક્તિ છે. ઇશ્વર ' પદાર્થમાં ' નથી આવતો એટલે શાસ્ત્રની ઘટનામાં તેની જરૂર નથી, પરંતુ લક્ષ્ય રાખીને તેની કૃપાની આવશ્યકતા

બતાવી છે. કેટલાકો નવ દ્રવ્યમાં ' આત્મા ' છે તેને ઇશ્વર ઠરાવવા પ્રયત્ન કરે છે પણ તે બરાબર બેસતું નથી. સૃષ્ટિની ઉત્પત્તિમાં **પ્રશસ્તાચાર્યે** ઇશ્વરની ઇચ્છાને આગળ કરી છે. **પાશ્ચાત્યો** બીચારા ઇશ્વરના વિરોધ ખાતર ઇશ્વર શબ્દને ઠેકાણે ઘણા શબ્દો મૂકીને વિચિત્ર રીતે તેજ માર્ગ ઉપર આવે છે. તેઓ કહે છે કે પરમાણુમાં આકર્ષણ શક્તિ તથા રસાયણિક સ્નેહની ગતિથી દ્વયણુક ( Moleculas ) બને છે, અને આ કારણને અગર ક્રિયાને Chemical affinity તથા Attraction કહે છે. ઇશ્વરઇચ્છા એ માત્ર એક શબ્દ છે, અને આ ઘણા શબ્દો છે તે સિવાય કોઇ ભેદ છે ? પાશ્ચાત્યો બીચારા આહવા આહવા ખુલાસા કરે છે પરંતુ કોઈ કોઈ તેમાંથી અકળાય છે પણ ખરો. **લિબનિસ** ગુરૂત્વાકર્ષણના સંબંધમાં કહે છે કે It is also a supernatural thing that bodies should attract one another at a distance without intermediate bodies. વૈશેષિકનાં નિત્ય પરમાણુ તે સાંખ્યનું અનિત્ય 'તન્માત્ર' છે. ન્યાય વૈશેષિકો સિવાયનાં ચાર દર્શન ઠેઠ મૂળ સુધી પહોંચે છે. પરબ્રહ્મમાંથી પરમાણુની ઉત્પત્તિની સમજણ ન્યાય વૈશેષિકને પડતી નથી. તે માત્ર તઈયાર પરમાણુને પકડી લઇને આગળ ચ.લે છે. સોળ પદાર્થના જ્ઞાનથીજ જીવનો મોક્ષ છે, તેમાં ઇશ્વરને યુક્તિ ખાતર એક તટસ્થ સ્થાન ગૌણપણે આપ્યું છે; જીવોને કર્મનાં ફળ આપવાનું કામ તેને સોંપવામાં આવ્યું છે. **ईश्वरः कारणम् पुरुषकर्माफल्यदर्शनाम्** ( ન્યાયસૂત્ર ૪–૧–૧૯ ). ન્યાયના સોળ અને વૈશેષિકના છ અગર સાત પદાર્થનું જ્ઞાન તેજ મોક્ષ. આ પદાર્થોમાં ઇશ્વર ને સ્થાન આપ્યું નથી; સાધર્મ્ય અને વૈધર્મ્ય જ્ઞાન અખંડ રહે એટલે તત્ત્વજ્ઞાન થાય ને તેના બળથીજ નિઃશ્રેયસ અગર મોક્ષ પ્રાપ્ય છે. વેદાન્ત સિવાય કોઇ પણ દર્શને ઇશ્વરને ઇન્સાફ આપ્યો નથી, પૂર્વ મીમાંસા કેવળ પુરૂષાર્થને માને છે. પોતાની જાતે કર્મો કરીને સ્વર્ગ આદિ સુખ પ્રાપ્ત કરવાનું અને દુઃખ માત્રનો નાશ કરવાનું કહે છે. ઇશ્વરની દરકાર રાખી નથી; એટલુંજ નહિ પણ ઇશ્વરનું અસ્તિત્વજ જરૂરનું નહિ હોવાથી માન્ય નથી. કર્મ આપોઆપ ફળ આપે છે; સાંખ્યમાં ઇશ્વરનો નકાર નથી તેમ ખાસ સ્થાન નથી. ન્યાય વૈશેષિક જેમ તટસ્થ રાખ્યો છે તેટલી જરૂર પણ સાંખ્યે બતાવી નથી. સાંખ્યના પુરૂષની કલ્પનાજ વિચિત્ર છે, યોગે કાંઇક ગૌણ સ્થાન આપ્યું પરંતુ વેદાન્તેજ ઇશ્વરને પૂર્ણ ઐશ્વર્ય આપ્યું છે.

સૂક્ષ્મ અને નિત્ય પરમાણુઓનો પરસ્પર સંબંધ થવાનો આરંભ થાય એટલે સૃષ્ટિના વ્યક્ત પદાર્થો બનવા માંડે છે. જીવના અદૃષ્ટ તથા ઇશ્વરની ઇચ્છાથી સૃષ્ટિની ઉત્પત્તિ માનેલી છે, અને તેથી આરંભવાદ કહેવાય છે. ન્યાયના સોળ પદાર્થ અને વૈશેષિકના ઉપર કહેલા સાત એમ ભેદ છે. વળી ન્યાયનાં ચાર પ્રમાણ અને વૈશેષિકનાં બે એમ પણ બીજો ભેદ છે. બાકી ન્યાયની માફક આ વાદમાં બુદ્ધિની ઘણીજ બારીક ખીલવણી છે, અને ન્યાયની માફક ચેતન શાસ્ત્ર ( Metaphysical science ) કરતાં પણ ભૌતિક શાસ્ત્ર ( Physical sciences ) ની વધારે ધ્વનિ છે; તેમાં પણ સાંખ્યે તો ઘણોજ પ્રવેશ કર્યો છે એમ સાંખ્ય દર્શનના પ્રકરણમાં બતાવવામાં આવશે; શબ્દ ( Sound ), પ્રકાશ ( Light ), અને ઉષ્ણુતા ( Heat ) આદિ એકજ પદાર્થનાં રૂપો છે એમ કહેતું હાલનું પાશ્ચાત્ય શાસ્ત્ર તેમાં સ્પષ્ટ છે; તેમાં પણ 'શબ્દના' પ્રદેશમાં વૈશેષિકોએ ઘણો પ્રવેશ કર્યો છે એમ પાશ્ચાત્યો પણ પ્રશંસા કરે છે.

પાશ્ચાત્ય તર્કશાસ્ત્ર જેનું મૂળ ગ્રીક શાસ્ત્ર છે તેમાં અવયવયુક્ત વાક્યના ( Syllogism ) ત્રણ ભાગ છે, અને ન્યાય તથા વૈશેષિકમાં પાંચ છે. આર્યનું પૂર્ણ છે, કેમકે તેમાં દૃષ્ટાંત પણ સાથેજ હોય છે. પાશ્ચાત્ય તર્કમાં પોતાનો મુદ્દો સાબીત કરવાનો છે અને આર્ય શાસ્ત્રમાં સામાવાળાને ખાત્રી કરી આપવાની છે ( Convince ). કણાદની Atomic theory 'અણુવાદ' ગ્રીસમાં **ડીમોક્રીટસે** સુમારે ઇ. સ. ૪૪૦ માં પ્રસિદ્ધ કર્યો હતો અને તેજ વાદ પાછળથી **એપિકયુરસે** સિદ્ધ કરી આપ્યો અને હાલમાં તેને **ડાલ્ટને** પ્રસિદ્ધિ આપી. આને Electrocans અગર Protyles કહે છે. આ મત પ્રમાણે ઘડાના કર્તાની માફક સૃષ્ટિનો કર્તા પણ જોઇએ એવા પ્રસિદ્ધ અનુમાન સિદ્ધ વ્યવહારને લઇને ઇશ્વરને માને છે. વેદનાં વચનને પણ ગૌણપદ આપીને ઉપરના સિદ્ધાંતને માત્ર અનુવાદક કહે છે. કેવળ તર્કથીજ ઇશ્વરને માનવાનો અર્થ નથી માટે શ્રી **શંકરાચાર્ય** ખંડન કરવામાં કહે છે કે પરમાત્માને તો વેદ સિવાય બીજી રીતે જાણી શકાતોજ નથી; મન વાણી પણ જ્યાં પહોંચતાં નથી ત્યાં એકલા અનુમાનનું શું ગજું? વળી આહવા કેવળ અનુમાનિક ઇશ્વરનો શો અર્થ છે એમ પણ કહેલું છે. વળી તેજ **શ્રીશંકરાચાર્ય**ના **મંડનમિશ્ર** સાથેના સંવાદમાં **જૈમિનિ** ઋષિ જે કણાદથી આગળ વધીને પરબ્રહ્મ વાચક વેદનાં પદો પણ કર્મને લઇને છે એમ કહે છે. તેઓ બોલ્યા કે **શ્રીવેદવ્યાસે** ઉપનિષદોનાં વચનો પરબ્રહ્મનેજ

લાગુ કરેલાં છે તો પછી તેમનોજ હું શિષ્ય તેમનાજ વિરૂદ્ધ એક સૂત્ર પણ કેમ રચું ? મતલબ કે કણાદના પરમાણુવાદમાં વેદને અનુમાન પ્રમાણનો સહાયક માનેલો છે તેટલી ખામી છે, કેમકે અનુમાન તો વિદ્વાન ગમે ત્યાં લઈ જઈ શકે અને તેથી છેવટનો નિર્ણય થઈ શકેજ નહિ, અને તેથી વેદ સ્વતંત્રપણે ઈશ્વરના પ્રતિપાદક છે એમ **શ્રીશંકરાચાર્ય**ની દલીલ છે. અનુમાન તથા તર્કથીજ નિર્ણય થાય તો અંતજ ન આવે, કેમકે તેમાં તો જબરો જીતે. બીજા શબ્દોમાં આ દર્શનનો સિદ્ધાંત કહીએ તો દુઃખનું ભાન સર્વને છે અને સર્વ કોઈ તેની નિવૃત્તિને ઈચ્છે છે; આ નિવૃત્તિ ઇશ્વરના સાક્ષાત્કારથી થાય છે; યોગમાં જેમ ચિત્તવૃત્તિ નિરોધથી ઈશ્વરનો સાક્ષાત્કાર થાય છે, વેદાન્તમાં માયાનું આવરણ દૂર થવાથી ઈશ્વર અગર બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે અગર બ્રહ્મમયતા અનુભવાય છે તેમ આ શાસ્ત્રમાં ઈશ્વરનો સાક્ષાત્કાર માનીને તેની કૃપાની અપેક્ષા રાખી છે; તેના ઉપાયમાં શાસ્ત્રોનું શ્રવણ મનન અને નિદિધ્યાસન કહેલું છે; શ્રવણ પછી મનન કરવામાં અનુમાનની જરૂર પડે છે; અનુમાન તે નિયત ( વ્યાપ્તિ ) સંબંધથી થાય છે, તેનો આધાર પદાર્થના વિવેક ઉપર રહે છે; પદાર્થ વિવેક એટલે કે તત્વજ્ઞાન મુખ્ય પ્રાપ્ય હોવાથી તેને માટે શાસ્ત્ર વ્યવસ્થા કરે છે તેમાં ઉદ્દેશ લક્ષણ અને પરીક્ષા મુખ્ય કહેલાં છે; જેને જેને નામ છે તે પદાર્થ છે; પદાર્થના બે ભાગ છે; ભાવ અને અભાવ. ભાવમાં ઉપર કહેલાં દ્રવ્ય–ગુણ કર્મ, સામાન્ય, વિશેષ અને સમવાયનો સમાવેશ થાય છે, અને અભાવમાં પ્રાગભાવ, પ્રધ્વંસાભાવ, અત્યંતાભાવ તથા અન્યોન્યાભાવ આવે છે; આત્મા પરમાત્મા અને પરમાણુ એ ત્રણ નિત્ય છે બાકી બધાં અનિત્ય છે; પદાર્થ વિવેકનું જ્ઞાન તેજ વિશેષ અને તેજ મોક્ષ એમ અંતે આ શાસ્ત્રે કહેલું છે. એક પરમાણુ વાદીને અંત સમયે ઈશ્વરનું સ્મરણ કરવાનું કહેતાં બોલ્યો કે **પીલવઃ પીલવઃ પીલવઃ ।** પરમાણુ તેજ ઇશ્વર રૂપ થઈ જાય છે. આ પ્રમાણે આ સેશ્વરપરમાણુવાદી નૈયાયિકોએ ઇશ્વર તત્વ દાખલ કર્યું છે.

જેવી રીતે ડાલ્ટનના પરમાણુવાદને પાછળથી બીજા ભૌતિક શાસ્ત્રીઓએ વિદ્યુતકણ ( Electrocan ) તથા પ્રાણપેશી ( Protoplasm ) રદ કરી નાંખ્યા ને છેવટ ડાર્વિનના ઉત્ક્રાંતિવાદે ઉડાવી દીધો તેવી રીતે કણાદના પરમાણુવાદને કપિલ મુનિના સાંખ્યવાદે ઉડાવી દીધો. સાંખ્યની દલીલ છે કે કણાદના પરમાણુમાં ગતિ મૂળ શી રીતે આવી તે કણાદ બતાવી

શકતો નથી, ગતિ માન્યા પછી બધું સરળ છે; પરંતુ ગતિનું કારણ તે બતાવી શકતો નથી અને તેટલા માટે તે ખામી પૂરવાને ઇશ્વરને દલીલની ખાતર આગળ કરે છે. પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રોમાંના ખગોળ શાસ્ત્રીઓ કહે છે કે મૂળ બધા ગ્રહ તથા તારાઓને ગતિ મળી છે તે પછી તેઓ ક્રમ પ્રમાણે કાયદેસર ચાલે છે, પરંતુ ગતિ આપનાર કોણ તે બતાવી શકતા નથી તેવો પ્રકાર છે. વળી અચેતન પરમાણુમાંથી સચેતન સૃષ્ટિ કેવી રીતે થઈ તે પણ કણાદ કહી શકતો નથી. આ પ્રમાણે આ દર્શનના ખંડન માટે સાંખ્યની પ્રવૃત્તિ છે. પાશ્ચાત્ય ઉત્ક્રાંતિવાદ એક મૂળ પદાર્થના ગુણ વિકાસનું અવલંબન જેમ સ્વીકારે છે તેવાજ ધોરણ ઉપર સાંખ્યવાદ ગએલો લાગે છે. સાંખ્યવાદમાં પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રોનો ઘણો સમાવેશ થાય છે એમ આગળ સાંખ્ય પ્રકરણમાં—આગળ કહી ગયા છીએ તેમ—કહેવામાં આવશે તો પણ આ ઠેકાણે કહેવું અયોગ્ય થશે નહિ કે હેકલે સૃષ્ટિની રચના તથા સૃષ્ટિના લય માટેનાં રસાયણિક પ્રયોગના કારણમાં પરમાણુનો 'આત્મા' ( Atomic soul ) માની તેને લાગણી તથા ઇચ્છા ( Sensation and will ) અર્પી છે ! ! હવે હેકલ ને જડવાદી અગર ચેતનવાદી કહેવો તે મરજીની વાત છે, બાકી જડવાદનો મોટામાં મોટો અર્વાચીન શાસ્ત્રી હેકલ તે ઉપર મુજબ પરમાણુને ' આત્મા ' પણું અર્પે છે !

ઉપર મુજબ આ વાદને સાંખ્ય સાથે ઘણો સબંધ હોવાથી હવે સાંખ્યવાદ લઇશું.

## ( ૪ ) સાંખ્ય.

આ મતના આચાર્ય શ્રી **કપિલ** ભગવાન તે વિષ્ણુભગવાનના અંશાવતાર ગણાયા છે, કેમકે આ વાદમાં બુદ્ધિની પરાકાષ્ટા છે. કર્દમ ઋષિ તથા દેવહૂતીના પુત્રનેજ **કપિલ** ભગવાન સમજવાના છે, અને શ્રુતિમાં **કપિલ** દેખાય છે તે પણ તેજ હોવા જોઇએ, તો પણ **કપિલ** તે આ **કપિલ** અગર બ્રહ્માના માનસ પુત્ર ' **મૂળજ્ઞાની** ' નામથી પ્રખ્યાતિ પામેલા **કપિલ** એ સંબંધમાં વિદ્વાનો ચર્ચા કરે છે વળી તે સાથે એક ત્રીજા **કપિલનું** નામ પણ દૃષ્ટિપથમાં આવે છે. તે **કપિલ** તે અગ્નિનો અવતાર, સગરના સાઠ હજાર પુત્રોને બાળી નાંખનાર. સાધારણ બુદ્ધિ તો એમ કહે છે કે સાંખ્ય શાસ્ત્ર જેવા શાંત શાસ્ત્રનો કર્તા આ પ્રમાણે ક્રોધ કરે એ સંભવતું નથી. ખેર. આ ઉપરાંત વળી એક ચોથા કપિલની કલ્પના પાશ્ચાત્ય પંડિતોમાંના કેટલાકની

તથા તેમના ભક્તોની છે, પરંતુ તે માટે કાંઇ આધાર નથી. સાંખ્ય મતના પ્રવર્તક પુરૂપ તરીકે **કર્દમના** પુત્ર **કપિલ** સુપ્રસિદ્ધ છેજ. વિષ્ણુપુરાણ પણ ભાગવતની માફક તેમ કહે છે; પરંતુ સાંખ્યમતના મૂળ તત્ત્વોના ઉત્પાદક તો બ્રહ્માના માનસ પુત્ર **કપિલ** હોવા જોઇએ એ નિઃસંદેહ છે, કેમકે **દેવહૂતીને** બોધ **કપિલ** ભગવાન આપે છે તેમાંજ સાંખ્ય શબ્દ વપરાયો છે. વળી જુઓ કે તેઓશ્રીના જન્મ વખતે બ્રહ્મા સ્તુતિ કરતાં "સાંખ્ય વિદ્યાના આચાર્યોએ માનેલા" એમ કહેલું છે, તેમજ ખુદ **કપિલ** ભગવાન પિતાશ્રીને કહે છે તેમાં આ આત્મજ્ઞાનનો અનાદિ માર્ગ ઘણા કાળથી નાશ પામી ગયો છે તેને પાછો ચાલુ કરવા આ દેહ મેં ધારણ કર્યો છે એમ કહેલું છે. વેદના કાળમાં સાંખ્ય તથા યોગ શબ્દો હતા તે માત્ર તત્ત્વજ્ઞાન દર્શક છે તથા તેના માર્ગદર્શક છે. પાછળનાં દર્શન જુદાં છે. આ સિવાય પણ સાબીતી માટે ઘણાં પ્રમાણો છે. શારીરભાષ્યમાં પણ તેમજ છે. સાંખ્યના આધારભૂત 'કારિકા' ગ્રંથ ઉપર **ગૌડપાદ** સ્વામી જૂનામાં જૂના ભાષ્યકાર છે; તેઓ **શુકદેવ** ( આ **શુકદેવ** નામના કોઇ મહાત્મા હશે ) ના શિષ્ય હતા એમ પણ નિકળે છે. આ **ગૌડપાદ** સ્વામી બ્રહ્માના પુત્રનેજ સાંખ્ય પ્રણેતા **કપિલ** કહે છે. **કપિલના** શિષ્ય **આસુરિ** તથા **વોઢુ** છે; અને **વોઢુના** **પંચશિખાચાર્ય** છે, તેના ગ્રંથો ઘણા હતા એમ મનાય છે પરંતુ મળતા નથી; **આસુરિના** શિષ્ય **ઇશ્વરકૃષ્ણ** છે. આ **ઇશ્વરકૃષ્ણનો** 'કારિકા' ગ્રંથ બહુ માન્ય ગણાય છે. તેનો **શ્રીશંકરાચાર્ય** આદિએ આધાર લીધો છે. ચીનાઇ ભાષામાં તેનું ભાષાંતર થયું છે. ગૌડપાદાચાર્યે તેનું ભાષ્ય રચ્યું છે, તથા **વાચસ્પતિમિશ્રની** ટીકા એ ઉત્તમ ગ્રંથો છે. હવે મૂળ બ્રહ્માના માનસપુત્ર અગર **કર્દમના** પુત્ર **કપિલના** સાંખ્યમાં નિરીશ્વરવાદ દેખાતો નથી, પરંતુ ઉપર કહેલા અગ્નિના પુત્ર **કપિલે** રચેલા અગર વિદ્વાનોના તર્ક પ્રમાણે તે નામના અર્વાચીન વિદ્વાનના ( પ્રાચીન હોય તો **શ્રીશંકરાચાર્ય** આદિએ કોઇએ ઇશારો કર્યો નથી. ) સાંખ્યપ્રવચનમાંજ નિરીશ્વરવાદના તર્કો દેખાય છે. મૂળ પ્રાચીનમાં પ્રાચીન ગ્રંથ ઉપલબ્ધ છે તે તત્વસમાસ છે ને તેજ **કપિલનાં** મૂળ સૂત્રો છે એમ કેટલા કહે છે; **કપિલનાં** સૂત્રોમાં તો તત્વ **સમૂહની સુચિકા** છે ને તેથીજ તે સૂત્ર કહેવાય છે; **મેક્સમ્યૂલર** તેને માત્ર **અનુક્રમણિકા** ( Table of contents ) કહે છે. ત્યાર પછીના **કપિલોએ** **અગર** બીજા કોઇએ તે વિષયમાં જે કાંઈ લખ્યું હોય તે આ મૂળ સૂત્રોના વિસ્તાર માટેજ સમજવાનું છે. **આસુરિનું** ભાષ્ય ને ઉપરનું ઉત્કૃષ્ટ છે.

પછી તે **આસુરીનું** હોય કે ગમે તેનું હોય, ફક્ત અગ્નિપુત્ર **કપિલ**ના 'સાંખ્યપ્રવચન' માં નિરીશ્વરવાદ દેખાય છે તેનું પણ પાછળથી ખંડન થયું છે, એટલુંજ નહિ પણ તેના અર્થ કરવામાં વિદ્વાનો અચ્છો વિહાર કરે છે ને ઠરાવે છે કે ઇશ્વરનો ખાસ નકાર તેમાં નથી. 'તત્વસમાસ' તથા 'કારિકા'માં ઇશ્વરનો પ્રસંગજ નથી. બાકી સૂત્રો ૧-૯૨, ૧-૯૩, ૫-૧૦, ૫-૧૧, ૬-૬૪ માં ઇશ્વરની અસિદ્ધિના અર્થ કરવામાં ખુબી છે. **વિજ્ઞાનભિક્ષું** આદિ સાંખ્યના ઇશ્વિરને નિત્ય નહિ પણ જન્ય ઇશ્વિર માને છે. સાંખ્ય શાસ્ત્રના ગ્રંથો છે તેમાં **વિજ્ઞાનભિક્ષુ**કૃત 'સાંખ્યસાર' ઉત્તમ છે, **માધવાચાર્ય**નો 'સર્વદર્શનસંગ્રહ' હાલમાં બધાં દર્શન માટે ઉત્તમ પ્રકાશ આપે છે. ભાગવતના કર્દમના પુત્ર કપિલના સાંખ્યમાં તો ઇશ્વરવાદ પ્રધાનપણું ભોગવે છે. જેવી રીતે સૂર્યના બિંબનું પ્રતિબિંબ પાણીમાં પડે ને તે પાછું ભીંત ઉપર પડે તે ભીંત ઉપરના પ્રતિબિંબ ઉપરથી પાણીનું અને તેના ઉપરથી મૂળ સૂર્યનું બિંબ દેખાય તેમ ઇંદ્રિય, મન, દેહ અને અંતઃકરણમાં પરમાત્માનું પ્રતિબિંબ પડે છે એટલે તે બધાં પ્રતિબિંબો મૂળ પરમાત્માનાંજ કહેલાં છે, એટલે કે તેના ઉપરથી અંતઃકરણુતા જીવાત્માનું અને તેના ઉપરથી પરમાત્માનું ભાન થઇ શકે છે. સાંખ્યનો સાધારણ પુરૂષ તે જીવાત્મા, પરંતુ તે બધાનું મૂળ પરમાત્મા સમજવા હરકત નથી. ગીતામાં સાંખ્ય તથા યોગ વેદમાં છે, તેવાંજ કહેલાં છે. એટલે કે વેદાન્ત જેવાંજ સેશ્વર છે. ભાગવતમાં પણ ઠામ ઠામ તેમ છે, માત્ર કોઇ કોઇ વાર દર્શનોના રૂપમાં પણ દેખાય છે, બાકી શ્રુતિ, ભાગવત તથા ગીતાના સાંખ્ય સિવાયની દર્શનની પ્રકૃતિ જડ પણ સ્વતંત્ર માને છે, અને વેદાંત શાસ્ત્ર તેને મિથ્યા અગર પુરૂષને આધીન માને છે.

વૈદિક કર્મકાંડ ઉપર લોકોની અંધશ્રદ્ધા એટલી વધી પડી કે જ્ઞાન લગભગ નાશ પામવા માંડયું એમ જોઇને કપિલ ભગવાને માતાને ઉપદેશ કરવામાં બધી દુનિયાને લાભ આપ્યો છે, ને તેમાં મૂળ કપિલના સિદ્ધાંતમાંથી ખસ્યા નથી એમ પણ સ્પષ્ટ દેખાય છે. ગીતામાં તો સાંખ્યને જ્ઞાનનો પર્યાય વાચક શબ્દ ગણીને ઘણોજ વિશાળ અર્થ કરેલો છે. સાંખ્યનો મુખ્ય પ્રહારતો ચાર્વાક સામેજ છે, પરંતુ બીજાં શાસ્ત્રો સામેના ધ્વનિમાં વેદાન્ત સામે પણ ધ્વનિ ખરો. કેમકે વેદાન્તના અદ્વૈત સામે દ્વૈતભાવના ઉભી કરનાર સાંખ્યજ અગ્રણી છે ને તે ઉપરથી સાંખ્યનું ઘણું મહત્વ છે. દ્વૈતનો પાયો તથા મૂળ સાંખ્ય છે. સાંખ્ય તે સંખ્યા એટલે કે તત્વોની ગણના

વાચક કેટલાક કહે છે, અને કેટલાક ' ખ્યા ' એટલે બુદ્ધિ ને તેથી 'સાંખ્ય' એટલે સારી બુદ્ધિ, સારી રીતે ખ્યાપન કરવું તે ( **सम्** અને **ख्या** ); તત્ત્વની આ પ્રમાણે સંખ્યા કરવી તે ' સાંખ્ય ' એમ પણ કહે છે.

આ સાંખ્યવાદને ' સત્કાર્યવાદ ' અગર ' પરિણામવાદ ' પણ કહે છે. **કપિલ** મુનિએ ધાર્યું કે ન્યાય ગમે તેમ કહે પરંતુ ઘટની પહેલાં ' ઘટત્વ ' હતું, નવું કાંઈ થતું નથી ને તેથી પદાર્થમાંજ જગત ઉપજાવવાનું સામર્થ્ય છે એટલે પછી ઇશ્વરની ખાસ જરૂર ક્યાં રહી ? સતમાંથી સત્ થઇ શકે. આત્માજ પદાર્થ છે તો પછી તેને સ્વતંત્રતા ક્યાંથી આવી ? પરમાણુને ગતિ આપવા માટેજ ઇશ્વરની ખાસ જરૂર શા માટે ? તેનો તો સ્વભાવજ છે. પરિણામવાદના અર્થમાંજ પ્રકૃતિના સાધારણ પરિણામથી ઉત્પત્તિ થઈ તેથીજ પરિણામવાદ. પરમાણુમાં ગતિનો ગુણ હોવાથી તેમાં પ્રેરક પુરૂષ રહેલો છે એમ કપિલે તર્ક કર્યો. ન્યાય, પુરૂષને કર્મનાં ફળ ભોગવાવે છે ત્યારે સાંખ્ય કહે છે કે પુરૂષને કાંઇ સંબંધ નથી માત્ર પ્રકૃતિના સંસર્ગથી અધ્યાસ દેખાય છે, એટલે કે જાણે પોતે નકામું માથે વહોરી લેતો હોય એમ બતાવે છે. સુખ ( સત્વ ) દુઃખ ( રજસ્ ) અને અજ્ઞાન ( તમસ્ ) ની મૂળ વસ્તુ એકજ છે ( **सत्व रजस्** ને **तमस्**ની સામ્યના શબ્દો ઇંગ્રેજીમાં મળવા મુશ્કેલ છે તો પણ Spirit, Matter અને Motive ગરજ સારશે ), ને તે જોનાર પુરૂપ અકર્તા સાક્ષી એમ કહીને સૃષ્ટિ બનાવવાનું કાર્ય ઉપરની ત્રિગુણ સામ્યરૂપ જડ પ્રકૃતિને અર્પે છે, અને પુરૂષને ચૈતન્ય ભોક્તાપણું ને તે પણ સાક્ષી રૂપે ભોક્તાપણું અર્પે છે. પ્રકૃતિ અચેતન છતાં સૃષ્ટિની કર્તા છે. જેમ દુધનું દહિં થાય, અગર એક ઋતુ પછી બીજી આવે તેમ પોતાની મેળેજ પરિણામ પામે છે. આ પ્રમાણે પુરૂષ અગર પ્રકૃતિ એકલાં ટકી શકતાં નથી પરંતુ દ્રષ્ટા અને દ્રષ્ય, ભોક્તા અને ભોગ્ય, વિષય ( Object ) અને વિષયી ( Subject ) ના અન્યોન્યાશ્રયના યોગની માફક એક એકના આશ્રયથી બન્ને રહે છે એમ ઠરાવી તેમના સંયોગને એક બીજાની અપૂર્ણતા પૂરી કરવા માટેનો આંધળા પાંગળાનો સંયોગ ( **अंधपंगुवत्** ) કહ્યો છે, કેમકે ' મારે મીયાં ને ફુલે પીંજારો ' અગર 'જમવામાં જગલો ને કુટવામાં ભગલો ' ની માફક પુરૂષ અકર્તા અને પ્રકૃતિ જડ, પુરૂપ ચેતન છતાં ભોક્તા અને પ્રકૃતિ જડ છતાં કર્તા. વ્યાપાર વગરના લોહચુંબકની પાસે સોય પણ આવવાથી તેની પ્રવૃત્તિ થાય છે તેમજ વ્યાપાર વગરના ચેતન પુરૂષના સાંનીધ્યથી જડ પ્રકૃતિ પરિણામ પામે છે.

હાલના ભૌતિક શાસ્ત્રની ભાષામાં પુરૂષ તે સબળ ( Positive ) વિજળિક પ્રવાહ અને પ્રકૃતિ તે નિર્બળ ( Negative ) પ્રવાહ સમજવાનો છે. જડ દુધની પ્રવૃત્તિ ચેતનવાળા વાછડાના ભોગ માટે છે તેમ પુરૂષના ભોગ માટે પ્રકૃતિની પ્રવૃત્તિ છે. પુરૂષાર્થે પ્રકૃતિ સંયોગથીજ પ્રવર્તે છે. આ સંયોગને ગ્રામ્ય ભાષામાં કહીએ તો પોમલા પોમલી જેવો અગર ભીમ શકુનિ જેવો કહી શકાય. ખાણુમાંથી સોનાની કાચી ધાતુ કાઢીને પછી તે ભઠ્ઠીમાં પડે છે તેમાં પોટાશ સાયનાઇડ નંખાય છે. આ રસાયણિક ચીજ સોનું શુદ્ધ કરવા સાથે પોતે પાછી નિર્વિકાર રહે છે તેવો પુરૂષનો કીસ્સો છે. આ પ્રકૃતિ પુરૂષનું દ્વંદ્વ, ક્ષેત્ર ક્ષેત્રજ્ઞ, અજ અજાદ, સ્વધા પ્રયતિ, અપ્માતરિશ્વા, રયિ પ્રાણ એમ અનેક નામથી શાસ્ત્રોમાં ઠેઠ વેદથી ચાલ્યું આવે છે, બધી સૃષ્ટિ તેમાં આવી જાય છે.

આગળ કહી ગયા છીએ તેમ સાંખ્ય શાસ્ત્રમાં પાશ્ચાત્ય ઉત્ક્રાંતિ વિગેરે ભૌતિક શાસ્ત્રનાં તત્વો સ્પષ્ટ દેખાય છે. માત્ર તફાવત એટલો કે પાશ્ચાત્ય શાસ્ત્રો વધારે વ્યાપક છે. તેમની ખીલવણીને ઉત્તેજન મળવાથી ખુબ ખીલ્યાં છે. સાંખ્યવાદનો બૌદ્ધ અને કણાદવાદ સામે પણ વિરોધ ખરો. કાર્યનો ગુણ કારણમાં હોવોજ જોઇએ એ સિદ્ધાંતને લઇને અસતમાંથી સત્ થઇ શકેજ નહિ એમ કહે છે. સાંખ્ય શાસ્ત્ર દ્રવ્ય માત્રનું પ્રથકકરણ કરીને એકજ 'દ્રવ્ય' નિત્ય ઠરાવ્યું તેવીજ રીતે હાલ પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્રીઓ તેજ નિર્ણય ઉપર આવ્યા લાગે છે, મૂળ દ્રવ્ય તે સાંખ્યની 'પ્રકૃતિ' અને ઇતર પદાર્થ તે તેની વિકૃતિ.

આદર્શનમાં 'પ્રકૃતિ,' 'વિકૃતિ,' 'ઉભયાત્મક' અને 'અનુભયાત્મક' એમ ચાર પ્રકારના પ્રધાનો મનાયા છે, તેમાં 'પુરૂષ' અનુભયાત્મક છે. સાંખ્યો 'સતકાર્યવાદી' હોવાથી ઘટ પહેલાં 'ઘટત્વ' માને છે, તે સાથે એમ પણ ખરૂં કે કાર્ય, કારણથી ભિન્ન હોઇ શકે નહિ. ઘટનો નાશ તે આત્યંતિક નાશ નથી, પરંતુ કારણ માટીમાં 'લય' પામે છે. કોઇ પણ વસ્તુનો આત્યંતિક નાશ છેજ નહિ, માત્ર રૂપાન્તરો થાય છે એમ આધુનિક ભૌતિક શાસ્ત્રીઓ કહે છે તેવુંજ છે, અને તેજ ધોરણે સુખ દુઃખથી મિશ્રિત જગતનું કારણ ત્રિગુણાત્મક પ્રધાનને માને છે. પ્રધાન અચેતન છતાં પુરૂષ–જીવાત્મા–ના મોક્ષ રૂપ પ્રયોજનને માટે તેની પ્રવૃત્તિ ઉપપન્ન માને છે. વાચસ્પતિમિશ્રની **તત્વકૌમુદી** ની કારિકા પંચા-

વનની ટીકામાં **પુરુષ**નો અર્થ કર્યો છે તેમાં **पुरि लिंगे शेते इति पुरुषः** કહેલું છે; એટલે કે પુરૂષનો નિવાસ પ્રકૃતિમાંજ કરેલો છે. પુરૂષ પ્રકૃતિના અનન્યત્વનું જ્ઞાન તેજ મોક્ષ. **तत्त्वकौमुदी** ની કારિકા ૬૩ માં કહે છે કે **रूपैः सप्तभिरेव तु बध्नात्यात्मान मात्मना प्रकृतिः सेवच पुरुषार्थं मपि विमोचयत्येक रूपेण ॥** સાત રૂપથી પોતાના જાતને પ્રકૃતિ બાંધે છે, ને પાછું એક રૂપથી મુક્ત કરે છે. એક રૂપ તે ૬૪ મી કારિકામાં આપેલો **तत्त्वाभ्यास** છે કે જેને પરિણામે તત્ત્વજ્ઞાન અગર 'વિવેકખ્યાતિ' થઇને મોક્ષ મળે છે. પ્રકૃતિ સ્ત્રી રૂપમાં લજ્જાયુકત હોવાથી પુરૂષનાં દર્શનથી લજ્જા પામી ખસી જાય છે. નાચનારી જેમ નાચ પૂરો કરીને લોકને આનંદ આપી ખસી જાય છે તેમ પ્રકૃતિ પુરૂષના દર્શનથી તૃપ્તિ પામી લજ્જાથી ખસી જાય છે. પુરૂષ પણ દૃષ્ટિથી તૃપ્ત થઇ વિરામ પામે છે. આમ અરસ પરસનો યોગ થઇને જ્ઞાન થવા છતાં પણ—જેમ ઘડો ઉતર્યા પછી પણ ખાલી ચાક વેગથી ફર્યા કરે છે તેમ—શરીર હોય ત્યાં સુધી પુરૂષ પ્રકૃતિનો યોગ કાયમ ચાલે છે; પરંતુ સૃષ્ટિનું કાર્ય બંધ થાય ત્યારે પ્રકૃતિ પુરૂષ જે કારણથી ભેગાં થયાં હતાં તે મટવાથી જુદાં થયાં તેથી પુરૂષને મોક્ષ મળે છે, જેને વિદેહમુક્તિ કહીએ છીએ તેવી, એમ યુકિત છે.

આ દર્શનમાં 'મહત્' આદિ પચીસ તત્વોને પ્રકૃતિ કહેવામાં આવે છે, ને તે તત્ત્વોનું સમ્યક્ જ્ઞાન તેજ મોક્ષ કહેલો છે, એટલે કે પ્રકૃતિ નિવૃત્ત થઇ પુરૂષનો બોધ કરાવે છે. સાંખ્ય કારિકા ૫૭ માં કહે છે કે **पुरुष मोक्ष निमित्तं प्रवृत्तिः प्रधानस्य ।** આ પુરૂષ વાસ્તવમાં ઉપનિષદોનો બ્રહ્મજ સમજવાનો છે. દરેક દેહમાં જે પુરૂષ છે તે જીવાત્મા રૂપે માનેલો છે, અને દરેક જીવ મોક્ષ માટે મહેનત કરે છે એમ કહેલું છે; જન્મ મરણ, ગુણ, દોષ એમ વ્યક્તિવાર ભિન્ન હોવાથી ઘણા પુરૂષનો સ્વીકાર સાંખ્ય કરે છે પરંતુ એક રીતે તો એ બધું શબ્દોની રમત ગમત માત્ર છે. સરવાળે અદ્વૈતની ઝાંખી કરે છે. પ્રાચીન સાંખ્ય જેનો ખ્યાલ ભાગવત્ ઉપરથી આવે છે તેના 'પુરૂષ'નો પાછળનાઓએ વિકાર કર્યો, કેમકે દ્વૈત ભાવ રાખવા માટે જાણે આગ્રહ હોય તેમ કહે છે કે કોઈ જીવ ઈશ્વરત્વ પણ પ્રાપ્ત કરી શકે છે, એમ યુક્તિથી બ્રહ્મનું દર્શન કરે છે. ગૌડપાદ કારિકા ૧૧ ના ભાષ્યમાં એક પુરૂષ હોવાનું સ્પષ્ટ કહે છે. દુઃખના નાશ પૂર્વક સુખની પ્રાપ્તિરૂપી ન્યાયના મોક્ષને સાંખ્ય સંમત નથી. સાંખ્યમાં દુઃખનો

નાશજ મોક્ષ છે; સુખની પ્રાપ્તિ પુરૂષાર્થ રૂપ નથી; સઘળાં સુખો દુઃખથી મિશ્રિત હોવાથી વિષથી મિશ્રિત અન્નની માફક ત્યાજ્ય ગણેલાં છે, ને તેથી સુખને માટે પુરૂષાર્થ યોગ્ય નથી એમ ઠરાવે છે. સાંખ્ય ઘણા પુરૂષોનો સ્વીકાર માત્ર પ્રત્યેક પુરૂષના દેખાતા ભેદના ખુલાસા ખાતર કરે છે, પરંતુ મેક્સમ્યૂલર જેવા પાશ્ચાત્ય વિદ્વાનો પણ તેવી રીતે ઘણા પુરૂષની કલ્પના બરાબર નથી એમ કહે છે. સૃષ્ટિની રચના, પ્રલય, કલ્પ આદિ બધું સાંખ્યનું સ્વીકારવા ઉપરાંત શ્રીશંકરાચાર્ય, સાંખ્યના અનેક પુરૂષપણા સામે દલીલ કરે છે. તેઓ કહે છે કે સુખ દુઃખની વિચિત્રતા એ કેવળ મનનોજ ધર્મ છે, આત્માને તેથી કાંઈ અસર અગર પરવા નથી. મનનો ભેદ સ્વીકારીને આત્માનો અભેદ કહે છે. અદ્વૈત અને દ્વૈતનો આ મતભેદ ઘણો મહત્વનો છે. એકથી વધારે, અમર્યાદિત, સર્વવ્યાપી, એકજ સમયાવછિન્ન આત્માઓ કેમ હોઇ શકે એ ખરેખર પ્રશ્ન છે. સાંખ્યની ખામી આટલીજ છે. દ્વૈતવાદોનો સાંખ્ય પિતા છે એમ કહીએ તો ચાલે; દરેક શાસ્ત્રમાં તેની ઝાંખી કાંઇક અંશે પણ ખરી. પિંડ બ્રહ્માંડની રચના બરાબર સરખીજ બતાવે છે. એકંદર સાંખ્યનાં તત્ત્વો એટલાં યુક્તિસર અને બુદ્ધિયુક્ત છે કે વેદાન્ત મતમાં અગર બીજા ગમે તેવા અનુકૂળ અગર વિરોધી મતમાં પણ સાંખ્યનાં સ્વીકૃત તત્ત્વો અસ્તિત્વ ધરાવ્યા વગર રહેતાંજ નથી. સાંખ્યની કોટિ ઉત્તમ છે. દરેક શાસ્ત્રમાં તેને પ્રધાનપદ મળતું જોવામાં આવે છે. ઇતર દેશોમાં જે તત્ત્વજ્ઞાન જોઇએ છીએ તેનું મૂળ પણ સાંખ્યજ દેખાય છે. શ્રીકૃષ્ણ કહે છે કે **सिद्धानां कपिलो मुनिः** હું સિદ્ધોમાં કપિલમુનિ છું.

આગળ કહ્યું છે તેમ અખંડ સુખની પ્રાપ્તિ એટલે દુઃખનું નિવારણ એજ સાંખ્યનો મોક્ષ છે. પુરૂષ અગર આત્મા અને પ્રકૃતિનું અનુસંધાન પૂર્વક સતત્ વિચાર કરીને શ્રદ્ધા ભક્તિ પૂર્વક લાંબા વખત સુધી અભ્યાસ કરવાથી આત્માનું જ્ઞાન અગર તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે એમ માનેલું છે; એટલે કે જાણે કે પ્રકૃતિ તે ગ્રંથ અને આત્મા તે વાંચીને સમજનાર એમ ઉપમા આપીએ તો ચાલે તેમ છે; આત્માને જાણવા માટે જગતને જાણવાની જરૂર છે, જગત જાણવું એટલે કે જગતનાં મૂળ ચોવીસ તત્ત્વો જાણવાં; આ ચોવીસ તત્ત્વો ઉપરાંત સાંખ્યનું પચીસમું તત્વ તે 'આત્મા' છે, ને તે વેદાન્તના બ્રહ્મ સ્વરૂપનું છે. સાધારણ ભાષામાં જેને જગત કહીએ છીએ તેજ પ્રકૃતિ. સાંખ્ય શાસ્ત્ર કહે છે કે પ્રકૃતિનું જ્ઞાન તે કાંઇ શબ્દો બોલવાથી થાય નહિ પણ તે માટે અનુભવની જરૂર છે; અનુભવ માટે

આહાર શુદ્ધિ, વ્યાહાર શુદ્ધિ, મન વાણી કર્મની શુદ્ધિ, સંયમ, ગુરૂસેવા આદિ અનેક ઉપચારોની જરૂર બતાવે છે. દરેકનું મૂળ તે પ્રકૃતિ. પછી તેને પ્રધાન કહો, અવ્યકત કહો, જગત્યોનિ કહો ગમે તે કહો. પુરૂષ પ્રકૃતિથી બદ્ધ માનો તો પછી તે સૃષ્ટિ રચી શકે નહિ, અને મુક્ત માનો તો પછી તેને સૃષ્ટિ રચવાનું કારણ રહેતું નથી, માટે રચવાનું સંહારવાનું એ બધું કાર્ય સાંખ્ય, પ્રકૃતિને અર્પે છે.

સાંખ્ય સૂત્ર ૩–૫૮ માં સૃષ્ટિની ઉત્પત્તિના કારણમાં પ્રકૃતિનો આપો-આપનો ( **स्वतः** ) વિકાર કહે છે, ને વળી સૂત્ર ૩–૬૦, ૬૫ અને ૬૭ ( વિજ્ઞાનભિક્ષુનું ભાષ્ય જુઓ ) માં કાળ તથા કર્મને કારણપણું–નિમિત્ત-કારણપણું–આપ્યું છે, ને પાછું **तत्कृतः संसर्गः** કહીને પુરૂષના સંસર્ગને પણ સૃષ્ટિનું કારણ કહે છે. ને વળી સૂત્ર ૨–૯ માં રાગ, વિરાગ તૃષ્ણા કહ્યાં, અને વળી ૬–૬૮ માં અવિવેકને નિમિત્ત કારણ કહ્યું છે. આ પ્રમાણે કલ્પનાઓ કરેલી છે, એક સ્થિરતા નથી. ગૌડપાદાચાર્ય તો ૨૨ મી કારિકાની ટીકામાં પુરૂષ પ્રકૃતિના સંયોગને સ્ત્રી પુરૂષનો સંયોગ કહીને સૃષ્ટિની ઉત્પત્તિ કહે છે. આ પ્રમાણે અનેક યુક્તિઓ છે; પરંતુ તે બધીનો મેળ છે. વસ્તુતઃ એમ છે કે પ્રકૃતિ એટલે કે સત્વ રજસ અને તમસ્ એમ ત્રણ ગુણની સામ્યાવસ્થા ( Equillibrium ) છે. સૃષ્ટિની ઉત્પત્તિ પહેલાં પ્રકૃતિ અવ્યકત સ્થિતિમાં હતી ત્યાં સુધી તેની સામ્યાવસ્થા હતી. ને તેમાં કાળે કરીને વધઘટ થાય એટલે ક્ષોભ ઉત્પન્ન થાય એટલે સૃષ્ટિ થાય છે. આ ધોરણે સત્યયુગમાં દ્દષ્ટા અને દૃશ્ય એક હતાં ત્યાં સુધી પ્રકૃતિની સામ્યાવસ્થા હતી ( જુઓ શ્રીમદ્દભાગવત્ સ્કંધ ૧૧ અધ્યાય ૨૪ શ્લોક ૧ ). પછીથી ક્ષોભ થઇ વર્ણ આશ્રમ વિગેરે થયાં. મતલબ કે સામાન્ય જનસમાજના બોધને અર્થે પુરૂષ પ્રકૃતિ પ્રથક્ બતાવ્યાં છે, બાકી આગળ કહ્યું છે તેમ વેદાન્તના બ્રહ્મની કલ્પના નષ્ટ થઇ નથી. પાશ્ચાત્યોની ગતિ, ઉષ્ણતા અગર આકર્ષક શક્તિના ક્ષોભ જેવો આ ક્ષોભ છે.

આદિ પરિણામ ઉત્પન્ન થયા બાદ પ્રકૃતિના સ્વરૂપમાં વ્યકત થઇ પ્રધાન રૂપ ધારણ કરીને પછી મહત્તત્વ ( Super Consciousness ), પછી અહંકાર ( Self Consciousness ) એમ અનુક્રમે બુદ્ધિ, મન તન્માત્રા, ઇંદ્રિયો એમ જગત્ દૃશ્ય થાય છે. મતલબ કે બધાનું આદિ કારણ પ્રકૃતિજ છે. રજોગુણને લઇને પુરૂષના સંબંધથી ગતિ પામીને સૃષ્ટિ

થવા માંડે છે એમ તર્ક છે. આગળ કહેવાઈ ગયું છે કે હાલના ' ઇથર 'ના શોધ કરતાં તો આર્યો ઘણુજ દૂર ગયા છે. મન બુદ્ધિ આદિ સૂક્ષ્મ તત્ત્વોને જ્યાં તત્ત્વો માન્યાં છે ત્યાં ' ઇથર ' નો શો હિસાબ ? પ્રાચીન અમૃતને ઠેકાણે હાલની શોધના રેડિયમની મિસલનું કાંઇક દેખાય છે તેમ ધીમે ધીમે ભલે વધે, બાકી પાશ્ચાત્ય બુદ્ધિ ત્યાં સુધી કઈ રીતે જાય ? જડમાંથી આગળ વધે ત્યારે બની શકે. " પાસપોર્ટ "ના અધિકાર વગર પરાયા મુલકમાં કેમ જવાય ? બીજા શબ્દોમાં પ્રકૃતિનો ખુલાસો કરીએ તો અવ્યક્તમાંથી વ્યક્ત થાય ત્યારે ઉત્ક્રાંતિ ( Evolution ), ને પાછું અવ્યક્તમાં જાય ત્યારે પ્રતિક્રાંતિ ( Involution ) છે. આ બે સ્થિતિ દરમ્યાનની વ્યક્ત સ્થિતિ તેજ ' પ્રકૃતિ ' તેજ કલ્પ, અને તેજ ઇશ્વરના શ્વાસ તથા ઉચ્છ્વાસ વચ્ચેનો કાળ.

ઉપરની વર્ણવેલી પ્રકૃતિની આગળની કલ્પના તે પુરૂષ, તેને પ્રકૃતિથી ભિન્ન કલ્પ્યો છે. મ્હારૂં શરીર, મ્હારૂં મન, ઇત્યાદિ ' મ્હારાપણું ' આવે છે તે બધું આત્માનાંજ દર્શન કરાવે છે. જડથી ભિન્ન તેજ આ ચેતન આત્મા. સાંખ્યમાં 'જડ' પ્રકૃતિનેજ ' ચેતન ' જેવી કર્તવ્ય શક્તિ આપીને આત્માને ફક્ત ભોક્તાજ કલ્પ્યો છે ને તે ધોરણે અસંખ્ય આત્માઓ એકમેકના અવિરોધે રહે છે. આગળ કહ્યા મુજબ વેદાન્તના એક આત્મા સામે સાંખ્યના અનેક આત્માનો આ મોટો વિરોધ છે. પરિણામ તપાસતાં એક રીતે ઉંડા ઉતરીને જોતાં વિરોધાભાસ કહીએ તો પણ ચાલે. દરેક આત્માની દુ:ખની નિવૃત્તિ એજ તેનો મોક્ષ એટલે કે પ્રાકૃતિક સંબંધનો ઉચ્છેદ. આત્માને પ્રકૃતિથી બદ્ધ નહિ માનતાં જ્ઞાનથી મુક્ત માનવો એજ જ્ઞાન. જડ ચેતનનો ભેદ સમજીને કેવળ થવું એજ સાંખ્યનો મોક્ષ. માત્ર આગળ કહ્યા પ્રમાણે વિચિત્ર એટલુંજ લાગે છે કે પ્રત્યેક આત્મા અનંત સર્વવ્યાપી માનવો પડે છે તે જરા અગમ્ય છે, ને તેથીજ આ શાસ્ત્રમાં વિવેક–જ્ઞાન–ઉપર બહુ ભાર મૂક્યો છે. વિવેક જ્ઞાન થયું કે તરત પ્રકૃતિની કાર્ય શક્તિ નિવૃત્ત થઇ એટલે પ્રકૃતિમાં બંધાએલો પુરૂષ સુખ દુ:ખ પોતાનામાં આરોપીને મોહથી દુ:ખી થાય છે તે મોહ સત્ત્વગુણ પ્રધાનથી દૂર થાય તેજ મોક્ષ કહેલો છે. મતલબ કે આધિ વ્યાધિ અને ઉપાધિમાંથી મુક્ત થવું એજ મોક્ષ. જ્ઞાન થયું કે મોક્ષ, જ્ઞાન એટલે કે આ બધું પ્રકૃતિનો ધર્મ છે, મારે કાંઈ નથી, આત્માને ગુણનો સ્પર્શ થાય નહિ, અને તેટલા માટે તેના તરફની અડચણ પણ થાય નહિ, ને ઉદાસીન વૃત્તિથી પ્રકૃતિને જુએ. અને તેથી છેવટ એક રૂપ થઇ શકે, એ બધુ સમજવું તે મોક્ષ.

પુરાણુના ચોરાશી લાખ અવતારની કલ્પનાને ઉત્ક્રાંતિવાદ તો બહુ પાછળ નાંખી દે છે, હમણુંના તેમનામાંથી ભૂગર્ભશાસ્ત્રીઓના હીસાબે તો તેથી પણ મોટી સંખ્યા થાય છે; પરંતુ ભેદ માત્ર ઉત્ક્રાંતિવાદના અંતર્ગત પ્રકારમાં છે. આર્યની ઉત્ક્રાંતિ ચેતનમય અને જડવાદીની જડ એ ટુંકમાં મહત્વનો ભેદ છે.

જેવી રીતે ચાર્વાકવાદમાં એક પ્રત્યક્ષજ પ્રમાણ છે, વૈશેષિકમાં પ્રત્યક્ષ અને અનુમાન એમ બે છે, તેમ આદર્શનમાં ત્રણ પ્રમાણ છે. ત્રીજું તે જૈમિનિના 'આપ્ત' વાકય જેવું 'શાબ્દ' છે. ન્યાયમાં ચાર પ્રમાણ છે એ આગળ કહેવાઇ ગયું છે.

આ સાંખ્ય જ્ઞાનમાં ઇશ્વર તત્વ સ્પષ્ટ શબ્દોથાં ઉમેરીને ભગવાન **પતંજલિ** મુનિએ યોગ શાસ્ત્ર રચ્યું છે. ઉપાસનાની સુગમતા માટે બ્રહ્માના માનસ પુત્ર **કપિલની** આત્માની સંજ્ઞાને ઇશ્વર રૂપમાં સ્પષ્ટ કરી ઉપાસના માર્ગ ખુલ્લો કરી આપ્યો છે. **ગૌતમ**ના ન્યાયમાં જેમ **કણાદ**મુનિએ વિશેષ ઉમર્યું તેમ **કપિલ**ના સાંખ્યમાં **પતંજલિએ** ઇશ્વર તત્વ ઉમેર્યું છે, એટલે હવે યોગનુ વિવરણ કરીશું.

## ( ૫ ) યોગ

આ દર્શનનો પાયો મુખ્યત્વે શ્વેતાશ્વતરાદિ ઉપનિષદ્ છે. આ વિદ્યાનો આદિ ગુરૂ શંકર કહેવાય છે. એક રીતે **પતંજલિએ** શેષ પાસેથી એ વિદ્યા પ્રાપ્ત કરી તથા શંકર પાસેથી **મત્સ્યેંદ્રનાથ** પછી ગોરખનાથ એમ ચાલી, પણ સાહિત્યની દૃષ્ટિથી આદર્શનનો આદિ પ્રણેતા પુરૂષ **પતંજલિ** ઋષિ છે. તેમનાં રચેલાં એકંદર ૧૯૫ સૂત્રો છે, તેના ચાર પાદ કરેલા છે. સમાધિપાદ, સાધનપાદ, વિભૂતિપાદ અને કૈવલ્યપાદ. આ સૂત્રોનું પ્રાચીન ભાષ્ય 'વ્યાસ ભાષ્ય' ના નામથી પ્રસિદ્ધ છે. વાચસ્પતિમિશ્ર તથા વિજ્ઞાનભિક્ષુએ તે ઉપર ટીકાઓ લખી છે. યોગ શાસ્ત્રનાં ચાર પર્વ છે. હેય, હે યહેતુ, હાન, અને હાનોપાય. આગળ કહ્યું તેમ ઇશ્વર તત્ત્વ છવીસમું ઉમેરીને આ શાસ્ત્ર જુદુ પાડયું છે, બાકી બધી રીતે સાંખ્ય દર્શનજ છે. ઇશ્વરને સ્થાન આપ્યું એટલે તેના માટે ઉહાપોહ પણ કરવો પડયો એટલે તેની કૃપા મેળવવા માટે કાયદા કાનુન કરવા પડયા અને તે એકાગ્રમન થવાથીજ પ્રાપ્ય છે એમ ઠરાવી એકાગ્ર માટે યોગનાં આઠ અંગ રચી છેવટ સમાધિ દશા પ્રાપ્ત કરી ઇશ્વરનો સાક્ષાત્કાર કરીને પછી તેની કૃપા મેળવીને એટલે કે પુરૂષ પ્રકૃતિના

વિવેકનું જ્ઞાન મેળવીને મોક્ષ પામવાનો ક્રમ બતાવેલો છે. ઇશ્વરની વ્યાખ્યામાં પુરૂષોમાંનો " જે વિશેષ પુરૂષ ક્લેશ, કર્મ, વિપાક તથા આશયના સંબંધ વિનાનો છે તે " એમ કહેલું છે; વળી તેનામાં જ્ઞાનની પરિસીમા તથા સર્વજ્ઞ પણું આપીને કાળથી અનીત હોવાથી પૂર્વના આચાર્યોને પણ ગુરૂ સ્થાન આપ્યું છે. ઉપર કહેલાં ચાર પર્વોમાં મૂળ મુદ્દો સંસાર દુ:ખમય હોવાથી ' હેય ' ત્યજવા લાયક જાણીને તે ઉપર પછી આગળ ' યોગ ' નો ઇશ્વર સાથેના ' યોગ ' માં કેટલાક અર્થ કરે છે: પરંતુ " યોગ, " શાસ્ત્ર-પુરાણમાં વપરાય છે, તેથી ઉલટ આ ' યોગ ' નો હેતુ સંયોગ નહિ પણ ' વિયોગ ' નો છે. ' ભોજવૃત્તિ ' માં કહ્યું છે કે **पुंप्रकृत्योर्वियोगोऽपि योग इत्युदितो यथा** એટલે કે પુરૂષ પ્રકૃતિનો " વિયોગ "-' વિવેક '-ભેદજ્ઞાન-તેજ ' યોગ ' **उत्योग**-ચિત્ત નિરોધનો ઉદ્યોગ.

ઉપર મુજબ સાંખ્યના પ્રકૃતિ પુરૂષનું નિશ્ચળ ભેદજ્ઞાન મેળવવા માટે **પતંજલિ** મુનિએ ઇશ્વર તત્ત્વ દાખલ કર્યું છે, ને તે સિવાય બીજો માર્ગ નથી એમ ઠરાવ્યું છે. અગ્નિ જેમ સુવર્ણ આદિને તપ્ત કરીને દોષ દૂર કરીને શુદ્ધ કરે છે તેમ યોગ અંત:કરણને શુદ્ધ કરે છે, ને દોષનો નાશ કરે છે. વ્યવહાર પક્ષે આ 'યોગ'ને ઇશ્વર પ્રાપ્તિના સાધનમાં અષ્ટાંગ યોગ માનેલો છે. 'યોગ' એટલે જોડવું તે ( Yoke ). મનને અગર ચિત્તને ઇશ્વર સાથે યોગ કરાવે તે 'યોગ'. હવે જુઓ કે કેવળ કર્મ કરવાથી અગર કેવળ જ્ઞાનની મિથ્યા વાતો કરવાથી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય નહિ, પરંતુ તેને માટે મહાન પ્રયાસ અને પરિશ્રમ ઉઠાવવાં જોઇએ, ને તેને માટે ચિત્તની એકાગ્રતાની ખાસ જરૂર છે એમ બતાવવા આ માર્ગ બતાવેલો છે. ચિત્તની ત્રણ અવસ્થાઓ છે. ક્ષિપ્ત મૂઢ અને વિક્ષિપ્ત; આ વિક્ષિપ્ત ચિત્ત માટે ક્રિયા યોગ કહેલો છે. તેમાં તપ, સ્વાધ્યાય તથા ઇશ્વરપ્રણિધાન એમ ત્રણે સમાય છે ( **साधनपाद १** ). ચિત્તની વૃત્તિઓ પાંચ:-પ્રમાણ. વિપર્યય, વિકલ્પ, નિદ્રા અને સ્મૃતિ છે. આ પ્રમાણે ચિત્તની વૃત્તિઓનો મુખ્યત્વે કરીને ક્રિયા યોગથી નિરોધ કરવો તે યોગ ને તેથીજ તેની વ્યાખ્યાની વ્યવસ્થામાં **પતંજલિ** ઋષિએ **चित्त वृत्ति निरोध** ઠરાવ્યું છે. આ શાસ્ત્રમાં પચીસ તત્ત્વ ઉપરાંત છવીસમું ઇશ્વરને ઠરાવ્યું છે; તેની પ્રાપ્તિ અર્થે એટલે કે ગીતાના અગર પુરાણના ઇશ્વરની પ્રાપ્તિ નહિ પરંતુ પુરૂષ પ્રકૃતિના વિવેકજ્ઞાનને અર્થે યમ, નિયમ આદિ સાધનો કહેલાં છે: અંતિમ સાધ્ય હેતુ સમાધિ છે; કેમકે તે દશા

પ્રાપ્ત કર્યા પછી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે. એટલે કે પુરૂષ સ્વસરૂપમાં રહે છે **तदा द्रष्टुः स्वरूपेऽवस्थानं वृत्तिसारूप्यमितरत्र** (૧–૩–૪ સૂત્રો).

કર્મ, ઉપાસના, અને જ્ઞાન એ ત્રિવર્ગ ધર્મમાંથી આ યોગ દર્શન, ઉપાસનાના વર્ગમાં આવી જાય છે. ઉપાસનામાં યોગ અને ભક્તિ બે સમાય છે. **પતંજલિ** ઋષિએ યોગનાં સૂત્રો રચીને એવી કૃપા કરી છે કે મુખ્યત્વે પ્રાણાયામ આદિ ક્રિયા, યોગયુક્ત ઉપાસના છતાં પણ કર્મ ઉપાસના અને જ્ઞાન એમ ત્રણેની પ્રાપ્તિની જરૂરીયાત બતાવી છે તે તેમનાં યોગ સૂત્રો જોવાથીજ સમજી શકાય, કેમકે હરેક પ્રકારે ચિત્તની વૃત્તિનો નિરોધજ કરવાનો છે. સૂત્ર ૧–૧૨ માં **अभ्यासवैराग्याभ्यां तन्निरोधः** કહ્યું છે અને ૧–૨૩ માં **ईश्वरप्रणिधानाद् वा** એમ કહેલું છે. સૂત્રો ૧–૧૪, ૩૫, ૩૬, ૩૭, ૩૮, ૩૯ માં પ્રાણાયામ, કોઇ ઇંદ્રિય ઉપરની ધારણા, હૃદય કમળની ધારણા, રાગ રહિત થવું તે, સ્વપ્નમાં ઇષ્ટનું અવલંબન તથા ઇષ્ટ વિષયનું ધ્યાન એ પ્રમાણે પણ ચિત્તવૃતિ નિરોધના ઉપાય કહ્યા છે. આ શાસ્ત્રમાં આત્માને, પ્રકૃતિને તાબે રહેનાર નહિ પરંતુ સ્વતંત્રપણું તથા કર્તાપણું અર્પ્યું છે. પ્રકૃતિને કર્તૃત્વ આપ્યું નથી, આત્મા એટલે ઇશ્વર, તેને અનુગ્રહ કરનાર તરીકે સ્વીકાર્યો છે. ન્યાયમાં તેની કૃપા મેળવવા કહેલું છે તેથી પણ આગળ વધીને આ દર્શનમાં ઇશ્વરની 'પ્રાપ્તિ' કહેલી છે. ઇશ્વરનું તત્ત્વ વધવાથી આ દર્શનને સેશ્વર સાંખ્ય પણ કહે છે. આદર્શનની મજા એવી છે કે બીજાં બધાં દર્શનો કર્મ અગર ક્રિયા રહિત છે, ફક્ત પૂર્વ મીમાંસામાં કર્મ મુખ્ય છે પરંતુ તે કર્મ તે સાધારણ કર્મ છે, પામર તુલ્યનાં છે, પરંતુ યોગની ક્રિયા તો કર્મ ઉપાસના અને જ્ઞાન ત્રણેથી પૂર્ણ છે, તથા તાત્કાળ અને પ્રત્યક્ષ ફળ આપનારી છે. શાસ્ત્ર પુરાણનો ઇશ્વરનો યોગ પાતંજલ યોગથી જૂદો છે એ ભૂલવાનું નથી. સાંખ્યનો ભાગજ યોગ હોવાથી આ યોગ પારિભાષિક છે. યોગનાં આઠ અંગ છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન તથા સમાધિ. આ પ્રમાણે અષ્ટાંગ યોગ કહેવાય છે. સમાધિ 'સબીજ' અગર 'સવિકલ્પક' અને તેની પછી છેવટની નિર્બીજ અગર નિર્વિકલ્પક છે, તેજ સ્વરૂપસ્થિતિ, તેજ શુદ્ધિસામ્ય; અને પછી અવિદ્યા તેમાંથી ક્લેશ તથા તેમાંથી કર્મવિપાક એમ અભાવ થવાથી કૈવલ્ય અને તેજ મોક્ષ છે. સાંખ્યના ફક્ત જ્ઞાનથી મોક્ષ થાય નહિ, પણ પુરૂષની મુક્તિ માટે ખાસ માર્ગ કાઢવાની **પતંજલિ** ઋષિને જરૂર જણાઇ. સાંખ્યની પ્રકૃતિમાં બંધાએલો બીચારો

પુરુષ મુક્તિ કેવી રીતે મેળવી શકે ? કોઠીમાં પેઠેલો કોઠી બહારનું કેમ જોઇ શકે ? કોઇ બીજાની મદતથી બહાર નીકળે તોજ પત્તો લાગે; માટે ઇશ્વરની સત્તા બતાવીને તેની કૃપાનો માર્ગ બતાવ્યો છે. કપિલનું બાહ્યજ્ઞાન અને પતંજલિનું અંતર્જ્ઞાન એમ વ્યવસ્થા છે. યોગનો અંત જે સમાધિ ( સમ્ તે સ્થિરતા દર્શક અને ' આધિ ' એટલે આધાન ) તેમાંજ બ્રહ્મ સાથેના અભેદની પ્રતીતિ થઇ ને अहंब्रह्मास्मि મહા વાક્યનો અનુભવ થઇ શકે. આ અનુભવ મનવાણીથી અવર્ણનીય છે, તો પણ વાણીના ઉપયોગ સિવાય છુટકો નહિ હોવાથી અનુભવીઓ તેનું વર્ણન કરે છે. Nitrus oxide જેને Laughing gas પણ કહે છે તે રસાયણિક વાયુ સુંઘવાથી જે તાત્કાલિક સમાધિ જેવી દશા ' અજ્ઞાનમાં ' પ્રાપ્ત થાય છે, અગર ' પેંગડે પગ અને બ્રહ્મોપદેશ ' માટે ગાંજાના નિશામાં સાધુઓ ' અજ્ઞાનમાં ' અનુભવ લે છે, તેનો વિસ્તાર તેજ આ યોગની ' સજ્ઞાન ' સમાધિ છે. યોગનાં આઠે અંગો ચિત્તવૃત્તિ નિરોધ માટે જરૂરનાં છે. પાતંજલ યોગ ને ગીતા તથા પુરાણોમાં પરમાત્મામાં લાગુ પાડીને જીવ ઇશ્વરની આત્મા પરમાત્માની સામ્યાવસ્થામાં સમાધિ કરીને અદ્વૈત ભાવથી મુક્તિ બતાવી છે એટલે દૃષ્ટા દૃશ્યનું ઐક્ય સ્પષ્ટ બતાવ્યું છે.

' યોગ ' શબ્દમાં હઠયોગ તથા રાજયોગ એમ બંને આવી જાય છે. આ સિવાય જ્ઞાનયોગ રાજયોગના પેટામાં આવી શકે છે. બાકી ગીતાના કર્મયોગમાં એક રીતે બધાનો સમાસ થાય છે. ભક્તિયોગ પણ તેમાંજ આવી જશે. આ ત્રણે યોગનું સહજ નિરીક્ષણ કરીએ. હઠયોગ કરતાં રાજ યોગ ઉંચી કોટિનો અને તેથી પણ જ્ઞાનયોગ સૌથી ઉંચી કોટિનો છે. અનુક્રમે આ ત્રણે યોગનું દર્શન કરી જોઇએ. પ્રાણના નિયમનથી મનનો નિગ્રહ કરવાથી એકાગ્રતા પ્રાપ્ત કરીને આગળ વધાય છે એમ હઠયોગનો મુદ્દો છે; ને તે ઉપરથી યોગેશ્વરો ગોરક્ષનાથ, મચ્છેન્દ્રનાથ આદિ મહાત્માઓ હઠયોગને વિસ્તારે છે. પતંજલિ ઋષિનાં સૂત્રોમાં હઠયોગ તથા રાજયોગ બંને છે, તેમાંથી હઠયોગ પાછળના યોગીઓએ વધાર્યો છે. 'હઠ' માં ' હ ' એટલે સૂર્ય અગર પ્રાણ, ને ' ઠ ' એટલે ચંદ્ર અગર પૃથ્વી, એટલે તેને વશ કરવાં તે ' હઠ '. હઠયોગની ક્રિયા ઘણી વિકટ અને પરિશ્રમવાળી છે. દુનિયાં છોડી પર્વત અગર જંગલ જેવામાં એકાંત સેવનારજ તેનું સેવન કરી શકે, તેમાં પણ વળી અનિશ્ચિત તથા કવચિત્ અનિષ્ટ પરિણામની પણ ધાસ્તી ખરી. સંસારમાં રહીને આ હઠયોગનો પ્રયોગ કરવો એ ઘણુંજ વિકટ

અને ભયંકર છે. જે માણસનું શરીર તથા મન તેટલું સબળ હોય, ગુરૂ ઘણો સબળ હોય, પૂર્ણ રીતે શ્રદ્ધાસંપન્ન હોય, બ્રહ્મચર્ય અડગ હોય અને છેવટ સાક્ષાત્કારની ઉત્કટ ઇચ્છા હોય તો ભલે તે માણસ આ માર્ગે ચઢે. ધ્યાન આપવાની જરૂર છે કે યોગની ક્રિયાના સમયમાં મન સ્થિર, શાંત તથા ઉદ્વેગ રહિત જોઇએ; નહિ તો ઉલટ માઠાં પરિણામ આવવાની વકી સારી પેઠે છે. વળી યોગની ક્રિયા કરનારને આહાર વિહાર આદિમાં સખત નિયમ પાળવાના હોવાથી સાધક દશામાં તો તે પુરૂષ દુનિયાના વ્યવહાર માટે નકામોજ ગણવા જેવો છે; માત્ર પૂર્ણ દશા પ્રાપ્ત કર્યા પછી જ્ઞાનયુક્ત સિદ્ધ થઇને મહાત્મા તરીકે આદર્શ થઇને દુનિયાનું ભલું કરી શકે. અગર જો યોગની ક્રિયાઓ શીખીને જ્ઞાનમાં અપૂર્ણતા રહી તો પછી તે પુરૂષ યોગના ખેલોજ નાટક માફક કરવાનો. ઘણે ભાગે તેવાજ યોગીઓ દેખાય છે. જ્ઞાન દશાને પ્રાપ્ત થએલા તો લાખો કરોડોમાંથી જવલેજ પાકે છે. હઠ યોગની અણિમા, મહિમા, લધિમા આદિ સિદ્ધિઓથી લલચાઇને ઘણા તે તરફ દોરવાય છે. તેમાં પણ હઠયોગ જેવું શાસ્ત્ર તથા ક્રિયા બીજી કોઈ પ્રજામાં સ્પષ્ટ નહિ હોવાથી યુરપ અમેરિકાની લક્ષ્મીપૂજક પ્રજાઓ અંજાઇ ગઇ છે. 'સ્પિરિચ્યુએલિઝમ્' 'મેસ્મરિઝમ્' 'વિશ્વદૃષ્ટિ' 'પ્રેતાવ્હાહન' તથા થિઓસોફિના વર્ણનથી લાલસા ઘણીજ વધી પડી છે; પરંતુ ખાસ ધ્યાન આપવાની જરૂર છે કે આ ક્ષેત્ર એટલું વિશાળ છે, તથા તેમાં ગેર સમજનાં તત્ત્વો તથા મુશ્કેલીઓ છે કે સાધારણ પામરે આ માર્ગ ઉપર જવું નહિ એજ ઉત્તમ છે. રાજયોગથી સંતોષ પામવામાં સર્વ સુખ છે. જુઓ કે અમેરિકા યુરપમાં જૂજ સિદ્ધિ પ્રાપ્ત થઈ કે ન થઇ તેટલામાં તો તે ઉપરથી ધંધા રોજગાર ચાલે છે, અને છળ કપટનાં મોટાં ધામો ચાલ્યાં છે. અમેરિકામાં ઇસ્પિતાલો ઉપરાંત ટપાલ આફીસો નિકળી છે, તેમાં મરી ગએલાની ટપાલ ચાલે છે. સદ્ભાગ્યે સરકારે આહવાં ધતિંગ ઉપર અંકુશ મુકયો છે તેથી હવે એ તોફાન બંધ થયાં અગર મંદ પડયાં હોય એમ લાગે છે. આપણા દેશમાં પણ મલિન ઉપાસનાનાં માઠાં પરિણામ નજરે જોઇએ છીએ. સાચી યોગવિદ્યા શિખિને સદ્ઉપયોગ થતો તો કવચિતજ નજરે પડે છે. યોગવિદ્યા સાચી છે પણ માત્ર તેનો ગેરઉપયોગ થવાથી ઢોંગ ધતુરા ઘણા થાય છે. ઇ. સ. ૧૮૩૭ માં લાહોરમાં રણજીતસિંહના સમયમાં એક યોગીને જમીનમાં દાટીને રાખ્યો હતો તે ઘણા દિવસે પાછો કાઢયો તોપણ જીવતો નિકળ્યો હતો. તે સ્થળ ઉપર રાજાનો તથા યુરોપીઅન

પરીક્ષકોનો એમ બે પેહેરા હતા. યુરોપીઅનોએ આ યોગીની સખત કસોટી કાઢી હતી. આ યોગી ત્યાગી હતો; પરંતુ યુરોપીઅનો કસોટી કાઢવામાં નિર્દય શ્રદ્ધા રહિત અને લાગણી વગરના લાગવાથી બહુ નારાજ રહેતો હતો, પરંતુ બધી કસોટીમાંથી બરાબર પસાર થતો હતો. પ્રોફેસર વુઇલસને એક બ્રાહ્મણને આકાશપાં અદ્ધર સ્થિર આસનથી બેઠેલો બાર મિનિટ સુધી જોયો હતો. પાશ્ચાત્યોને તેમાં પણ ખાસ જડવાદી વિદ્વાનોને આ બધું જેવું લાગે તેવું ખરૂં !

આ ઉપરથી સહજ સમજાશે કે આ માર્ગમાં સત્યના જુજ અંશને ઠેકાણે અસત્યના ભંડાર જોવામાં આવે છે. શાસ્ત્ર પણ આ માર્ગ માટે આગ્રહ કરતું નથી પરંતુ રાજયોગનેજ અંતે મોક્ષદાયી કહે છે. પ્રત્યક્ષ અનુભવની વાત છે કે નબળા મનનો મનુષ્ય યોગી થવાને બદલે ઉલટો રોગી અને વહેમી થવાનો વધારે સંભવ છે. આટલા માટેજ આચાર્યશ્રીએ યોગસૂત્રોમાં ભક્તિ અને જ્ઞાન પણ ચિત્તની એકાગ્રતા માટે કહેલાં છે.

રાજયોગ અને જ્ઞાનયોગ એવાં મિશ્રિત છે કે તેને સાથેજ રાખવાં પડશે, એકજ સ્વરૂપ બંનેનું છે; માત્ર શબ્દ રચનામાં કાંઇક ભેદ દેખાય છે. યોગની વ્યાખ્યા શ્રીકૃષ્ણે ગીતામાં બે જગાએ ટુંકમાં ઉત્તમ રીતે સમજાવી છે; **समत्वं योग उच्यते ।** તથા **योगः कर्मसु कौशलम् ।** આ બે વાક્યમાં સંપૂર્ણ ખુલાસો છે. આ લોકનું અગર પરલોકનું હિત કરનાર મહાત્માઓ જે દેશમાં ધર્મમાં અગર વ્યવહારમાં અગર સ્વતંત્રતામાં પણ ફાવ્યા છે તે આ સૂત્રોથીજ ફાવ્યા છે. મહાન શોધકો અગર જડવાદીઓ ભૌતિક શાસ્ત્રના ક્ષેત્રમાં અગર ગમે તે પ્રવૃત્તિમાં પણ આ સૂત્રોથી ફાવ્યા છે એમ સહજ નિરીક્ષણ કરતાં દેખાશે.

ઉપરની યોગની વ્યાખ્યામાં આ પ્રમાણે રાજયોગ પણ આવી જાય છે, રાજયોગના અંતમાં નિર્વિકલ્પક સમાધિ દશા છે; પરતુ વાસ્તવમાં દરેક પ્રકારના યોગ જ્ઞાનયોગના અંગભૂત સમજવાના છે. વાસનાનો ક્ષય થવો તે રાજયોગ. અભિમાન રાખ્યા વગર બધી પ્રવૃત્તિ કરવી અને હૃદયમાં યોગ ભક્તિ અગર જ્ઞાનનો સતત પ્રવાહ રાખવો એ ટુંકામાં રાજયોગ છે; પ્રાણાયામાદિ ક્રિયા ઉપરાંત વૃત્તિનિરોધ માટે અભ્યાસ તથા વૈરાગ્ય પણ કહ્યાં છે. **अभ्यासवैराग्याभ्याम् तन्निरोधः ।** યોગમાં ભક્તિ પ્રધાન છે. યોગ સૂત્રોના પૂર્વાર્ધના ૨૩ મા શ્લોકમાં **ईश्वरप्रणिधानाद्वा** છે. ૩૨ મા

શ્લોકમાં 'નિયમ'ની વ્યાખ્યામાં પણ ઇશ્વર પ્રણિધાન આવે છે, તેમ ઉત્તરાર્ધનો ૪૫ મો શ્લોક જોવાથી જણાશે કે ઇશ્વરની ભક્તિથી પણ 'સમાધિ'ની પ્રાપ્તિ થાય છે **समाधिरीश्वरप्रणिधानात्।** અન્તરના વૈરાગ્યથી સંસાર ચલાવવામાંજ રાજ્યોગ છે.

હઠયોગનો સિદ્ધાંત પ્રાણના નિયમનથી, વૃત્તિો રોધવાનો છે. અને રાજ્યોગ અગર જ્ઞાનયોગ એમાં તેથી ઉલટ વૃત્તિ સંયમનથી, પ્રાણને રોધવાનો છે; મતલબ કે એકમાં કાર્ય ને બીજામાં કારણ થાય છે; કેમકે કાર્ય તો જ્ઞાનના પ્રતાપથી શરૂથીજ સિદ્ધ થએલું છે; ને તેથી પછી તેને કાંઇ કરવાનું રહેતુંજ નથી. રાજયોગ એટલે વ્યવહારિક ભાષામાં કહીએ તો દુનિયાનો બધો વ્યવહાર ચાલુ રાખી યમ, નિયમ વિગેરે પાળવા તે; એટલે કે વાસના તથા આસક્તિ સિવાય કર્મો કરવાં, અગર ભક્તિ કરવી, અગર જ્ઞાની થવું તે છે, અને તેમાંજ આલોક તથા પરલોકનું કલ્યાણ છે. શ્રીકૃષ્ણ, જનકરાજા, યાજ્ઞવલ્કય, વસિષ્ઠમુનિ, રામ, કૃષ્ણ ઇત્યાદિનાં અનેક દૃષ્ટાંતો છે. આ બધાં દૃષ્ટાંતો જોવાથી સમજાશે કે સંસારની બધી પ્રવૃત્તિ સાથે જ્ઞાન અંતઃકરણમાં રહી શકે છે.

રાજયોગ તેમ જ્ઞાનયોગને લાગુ થાય તેવી યુક્તિ ત્રિશિખાબ્રાહ્મણોપનિષદમાં દેખાય છે. તેમાં ઇંદ્રિયોનો વિજય તે 'યમ', પરમ તત્વમાં સતત પ્રેમ તે 'નિયમ', આત્માથી ભિન્ન સર્વ વસ્તુઓમાં ઉદાસીનતા તે 'આસન', જગતની મિથ્યા પ્રતીતિ થવી તે 'પ્રાણાયામ', ચિત્તનો અંતર્મુખીભાવ તે 'પ્રત્યાહાર', ચિત્તની ધ્યેયમાં સ્થિરતા તે 'ધારણા', હું ચિન્માત્ર છું એવું ચિંતન તે 'ધ્યાન', અને ધ્યાનની સારી રીતે વિસ્મૃતિ તે 'સમાધિ' એમ અષ્ટાંગ યોગ ભક્તિ તથા જ્ઞાનને લાગુ કર્યો છે. મતલબ કે આ પ્રમાણે રાજ્યોગ, જ્ઞાન અને ભક્તિ એકજ ભૂમિકામાં આવીને મળે છે. હઠયોગનો પણ અંતિમ હેતુ રાજયોગજ છે. સેંકડો ભાષણ અગર કર્મોથી જે આંદોલન ન થાય તે આંદોલન, હિમાલયની એક ગુફામાંથી સાચો એક યોગી આખી સૃષ્ટિમાં ફેંકી શકે છે !

બ્રહ્મની ભૂમિકાને પામવાની સામાન્ય રીતે રાજ્યોગના નામથી વર્ણવાતી અને આગળ વધીને જ્ઞાન–કૈવલ્યજ્ઞાન-ના માર્ગ ઉપર જતી વેદાન્તની રીતિ તદ્દન માનસિક છે. આ પ્રમાણે વિવર્તવાદી શ્રીશંકરાચાર્ય સાંખ્યના વિશ્વોત્પત્તિવાદ તથા પતંજલિના યોગનો અસ્વીકાર કરતા નથી, પરંતુ સ્વીકાર

કરીને તેમાં સુધારો કરે છે; મનોનિરોધના સ્થૂલ યોગની નિરર્થકતા જોઇને તેઓશ્રીએ અંતે જ્ઞાનયોગ–વેદાન્ત–નોજ પ્રચાર કરાવ્યો અને કર્મયોગ, હઠ યોગ, રાજયોગ, એ બધા યોગથી આગળ જઇને જ્ઞાનયોગ વિસ્તાર્યો. જ્ઞાનયોગ આ પ્રમાણે યોગ માત્રની અંતિમ કોટિ છે. યોગમાં ચિત્તવૃત્તિ નિરોધ પ્રધાન છે, અને જ્ઞાનયોગમાં એટલે કે વેદાન્તમાં કેવળ જ્ઞાનજ પ્રધાન છે અને તેનાથીજ કૈવલ્યપદ અગર મોક્ષ પ્રાપ્ત થાય છે એમ નિરૂપણ કર્યું છે. ઉપર મુજબ હરેક પ્રકારે યોગ મોક્ષદાયી છે.

## ( ૬ ) પૂર્વમીમાંસા.

'ઉત્તર મીમાંસા'ના મુકાબલામાં આ દર્શન 'પૂર્વમીમાંસા' કહેવાય છે; બાકી મૂળ નામ 'મીમાંસા' છે. વેદના 'બ્રાહ્મણ' ભાગમાંથી એક વર્ગ પ્રાચીન કાળથી ઉભો થયો હતો; તે વર્ગ દેવપૂજન, યજ્ઞ આદિ ક્રિયામાં નિમગ્ન હતો; તેમનાં હૃદય તથા મન માટે આ માર્ગજ પ્રિય હતો; આ લોકના આચારમાં તથા સમજમાં બહુ ભેદ પડી ગયો હતો તેથી એ બધું એકત્રિત કરી સારા પાયા ઉપર મૂકવાની યોજના **જૈમિનિ** ઋષિએ કરી. 'મીમાંસા' એટલે કે વેદની મીમાંસા છે ને તે શ્રુતિ તથા સ્મૃતિ વચેના મધ્ય સ્વરૂપની છે; તેના બાર અધ્યાય છે. મીમાંસાનો હેતુ વેદનાં ભિન્ન ભિન્ન વાકયોની પૂર્વાપર સંગતિ કરવાનો છે; ધર્મ દર્શનના આદર્શરૂપે છે. વેદ અને સ્મૃતિઓના તાત્પર્યાર્થ, નિશ્ચય, તથા વિરોધભંજન એમ ત્રણ હેતુથી આદર્શન રચાએલું દેખાય છે. 'શબ્દ' અને તેના અર્થનો સંબંધ ઉત્તમ રીતે દર્શાવે છે.

આ શાસ્ત્રમાં ન્યાયનાં ચાર પ્રમાણ ઉપરાંત પાંચમું 'અનુપલબ્ધિ' તથા છઠ્ઠું અર્થાપત્તિ મળી કુલ છ પ્રમાણ છે. સાંખ્યનું આપ્તવાકય તેજ આ શાસ્ત્રનું 'શાબ્દ' પ્રમાણ છે.

'મીમાંસા' એટલે 'શોધ'. મોક્ષ પામવા સારી રીતે શોધ કરવો એટલે વિચાર કરવો તે. આ વિચારને અંતે એક પક્ષ કર્મ ઉપર ગયો તેની પૂર્વ મીમાંસા, અને એક પક્ષ જ્ઞાન ઉપર ગયો તેની ઉત્તર મીમાંસા કહેવાઇ. પાછળથી થઈ અને અંતે જ્ઞાન ઉપર ગઇ એટલે 'ઉત્તર' કહેવાઇ.

જૈમિનિ ઋષિ વેદને અપૌરૂષેય કહે છે. આ 'પુરૂષ' તે મનુષ્ય વાચક નહિ પણ ઇશ્વર સમજવાનો છે, વેદ પૌરૂષેય નહિ, તેમ ઇશ્વર નિર્મિત પણ

નહિ એમ આ દર્શન કહે છે. વેદનો બનાવનારજ કોઈ નથી એમ કહે છે. વેદ તેજ ' શબ્દ ' અને તેજ ' નિત્ય ' એમ ઠરાવ્યું છે. શબ્દ, તેનો અર્થ અને તે બંનેનો સંબંધ એ ત્રણે નિત્ય છે એમ કહેલું છે. કંઠમાં જે 'શબ્દ', થાય છે તે તો ફક્ત ' ધ્વનિ ' છે; તે નિત્ય નથી, તેતો માત્ર ' શબ્દ ' નું રૂપ બતાવનાર ' ધ્વનિ ' છે; તે દેશ કાળ પાત્ર તથા યત્નના ભેદથી તેમજ માણસના વાક્યંત્રના ફેરફારના કારણથી શબ્દપ્રકાશક ' સંકેત ' ધ્વનિઓ થાય છે. આ સંકેતની કલ્પનાથી લૌકિક ' શબ્દો ' થયા છે એટલે તે કાંઇ પ્રમાણ નથી, કારણ કે પુરૂષના સંકેતનું માત્ર પરિણામ છે. પરંતુ વેદનો ' સંકેત ' કરનાર કોઇ દેખાતો નથી. તેમ અનુમાન પણ થઈ શકતું નથી માટેજ વેદ તે ' શબ્દ ' ને તેથી તે ' નિત્ય ' છે.

આ પ્રમાણે વેદ, ઇશ્વરની પણ પહેલાંનો અનંત, અભ્રાન્ત, અપૌરૂષેય, નિત્ય, અનાદિ તથા સ્વતઃપ્રમાણસિદ્ધ આ દર્શનમાં માનેલો છે; ઋષિઓ માત્ર મંત્રોના દ્દષ્ટા છે, ને તેથી તેને બીજા પ્રમાણની જરૂર નથી એમ કહે છે આચાર્યશ્રીએ સૂત્રો રચ્યાં તેમાં શરૂઆતમાં **અથાતોધર્મજિજ્ઞાસા** એ પ્રમાણે લખેલું છે તેનો ભાવાર્થ એટલોજ કે આ મીમાંસાનો વિષયજ ' ધર્મ ' છે. ' ધર્મ ' એટલે વેદવિહિત કર્મ–તે કર્મની મીમાંસા એટલે કે ' ધર્મ ' ની મીમાંસા. આદર્શન અન્વયે વેદના પાંચ પ્રકાર છે. વિધિ, મંત્ર નામધેય, નિષેધ અને અર્થવાદ.

જૈમિનિનાં ધર્મસૂત્રોનાં વ્યાખ્યાન **શબર, તથ્ય** અને **કુમારિલભટ્ટે** કર્યાં છે. આ **કુમારિલભટ્ટ** તે જેણે શ્રી**શંકરાચાર્યનો** મત પ્રમાણ કબુલ્યો હતો તેજ. મરતાં મરતાં પણ શંકરભાષ્ય વાંચીને પ્રશંસા કરી હતી તેજ. **કુમારિલભટ્ટનું** ભાષ્ય વાર્તિક કહેવાય છે. તેનું નામ નેત્રવાર્તિક છે. **માધવાચાર્યનો જૈમિનિયિન્યાયમાલાવિસ્તાર** આ દર્શનનો પ્રકાશ સારો આપેછે. તે સિવાય **આપોદેવના** પણ બે ગ્રંથો છે.

વેદ ને ' શબ્દ ' તેમ શબ્દબ્રહ્મ પણ કહેવામાં આવે છે. તેનું લાક્ષણિક સ્વરૂપ ॐ શબ્દ છે. શાસ્ત્રોમાં તેજ અર્થમાં વપરાયો છે; આ શાસ્ત્રમાં શબ્દને નિત્ય કહ્યો છે તેમ ખ્રિસ્તિ ધર્મશાસ્ત્રમાં પણ **સેંટજોહાનનું** વાક્ય છે કે " પ્રારંભમાં શબ્દ હતો, ને તે ઇસુ પાસે હતો અગર તેજ હતો. " આચાર્યશ્રીનો મુખ્ય સિદ્ધાંત એટલોજ છે કે વૈદિક યજ્ઞયાગાદિક કર્મોજ નિઃશ્રેયસકારક છે અને તે કરવાથીજ સ્વર્ગાદિથી આરંભીને અંતિમ અવસ્થા

મોક્ષ–પ્રાપ્ત થઈ શકે છે. આ શાસ્ત્ર કર્મ પ્રધાન હોવાથી કર્મ માર્ગ પણ કહેવાય છે. આ દર્શનનો આગ્રહ કર્મ ઉપર એટલો બધો છે કે વેદમાંથી ઉપાસના તથા જ્ઞાન ભાગ જૂદા પડેલા હતા તો પણ તે બધા કર્મ માટેજ છે એમ પરિશ્રમ લઇ અર્થ કરીને પ્રતિપાદન કરે છે. જીવ કે જે યજમાન થઇને યજ્ઞ કરવામાં ઉપયોગી થાય છે તેનેજ શ્રુતિઓએ ઇશ્વરપણું આપ્યું છે ને તેથી વખાણ કર્યા છે એમ માને છે. આ મીંસાનું એમ પણ કહેવાય છે કે કાશ્મીરમાં એક ગ્રંથ મળી આવ્યો છે તેમાં ઉલટ સિદ્ધ કર્યું છે; બધો કર્મ ભાગ જ્ઞાનને લાગુ કરે છે ! મનુષ્યની બુદ્ધિની પરાકાષ્ટા છે. હજી આ ગ્રંથ પ્રસિદ્ધિમાં આવેલો દેખાતો નથી.

આ શાસ્ત્રની રચનામાં ઉત્તમ રહસ્ય રહેલું છે. કનિષ્ટ અધિકારી અગર જેમને પામર અગર કેવળ વિષયાસક્ત કહીએ–મનુષ્યનો મોટો ભાગ આવોજ છે–તેમને રોજના આહારવિહારની લોલુપતા બંધ કરી ઔષધ દાખલ પ્રસંગોપાત રાખીને ધમની રૂચિ કરાવી સ્વર્ગનાં સુખ આપી ધર્મ તરફ વાળવા માટે, તેઓને તે સમયમાં રૂચિકર હતાં તેવાં કર્મો બતાવ્યાં, કે જેથી કરીને હરહમેશ કામમાં આસકત રહેનાર પામર એક દિવસ પણ કામની આસકિત ભેગું ધર્મનું આચરણ પણ કાંઇક કરી શકે. જે તે કામના માટે જેતે કર્મ કહેલું છે. વિધિરૂપ આજ્ઞાઓ નથી, પણ પામરને રૂચિ કરાવવા અને ધર્મ તરફ દોરવવા માટે છે. હમેશ માંસનો આહાર કરનાર એક દિવસ ધર્મની ખાતર ધર્મયુકત યજ્ઞની પ્રસાદી તરીકે માંસાહાર કરે તો માંસાહાર સાથે કાંઇક ધર્મના સંસ્કાર પ્રગટ થાય અને પછી અભ્યાસથી આગળ વધી શકાય એમ મર્મ દેખાય છે. મનુસ્મૃતિ ' માંસ ' નો અર્થ કરે છે. **माम् स: भक्षति** એટલે વધ થએલો પશુ મને પરલોકમાં ખાશે એમ કહે છે. યુકિતસર જોતાં વેદ પરોક્ષવાદ રૂપે છે–બાળકને આરોગ્ય માટે ઔષધ સારૂ મીઠાઇની લાલચ આપવામાં આવે છે તેવી લાલચ સ્વર્ગઆદિની છે. વેદનાં વિધિવાકયો નિષ્કામીને, સકામી અગર કામાસકત કરવા માટે નથી તેમ " નિયમવાકયો " પણ નથી, તેમ "પરિસંખ્યા વાચક" વાકયો પણ નથી, પરંતુ કામીને એક દમ ન છુટે તેથી ધીમે ધીમે છોડાવવા માટે લાલચ બતાવી, ધીમે ધીમે અંતે જ્ઞાન ઉપર લઇ જવાનો હેતુ છે. ( જુઓ શ્રીમદ્‌ભાગવત્ ૧૧–૫–૧૪ ). એક તોલો અફીણ ખાનારને કોઇ કહે કે બાર આના ભાર ખાજે તો તે વિધિવાકય સર્વ માટે નથી; અફીણ નહિ ખાનાર આ વાકયને વિધિવાકય માને તો પછી ગજબજ થઇ જાય; આ વાકયનું રહસ્ય માત્ર એક તોલો

અફીણુ ખાનારજ સમજી શકે કે તે પોતાને માટે છે. આ પ્રમાણે આગળ વધતાં વેદે કામી પામર કરતાં સહજ વધારે અધિકાર વાળાને જ્ઞાન માર્ગ ઉપર લઇ જવા માટે નિષ્કામ કર્મ બતાવ્યાં; એટલે કે કર્મમાં આસક્તિ તેથી તે છુટે નહિ તે માટે ફળની અપેક્ષા વગર કર્મ કરવાનું બતાવ્યું; તેથી વધારે અધિકારવાળા માટે ભકિત, ઉપાસના, અને ઉત્તમ અધિકારી માટે જ્ઞાન, એમ યોજના છે. મતલબ કે બધા પ્રકારના સ્વભાવનાં મનુષ્યો માટે શાસ્ત્રે સવડ કરી મૂકી છે; આગ્રહ કોઇ માટે છેજ નહિ; માત્ર ઇશ્વરે આપેલી બુદ્ધિથી સારાસાર સમજવો એજ પુરૂષાર્થ. વળી કર્મો કરીને સ્વર્ગ પામ્યા પછી પાછું મનુષ્ય અગર હલકી કોટિમાં આવવું પડે અને વળી નરકમાં પણ જવું પડે, કેમકે સ્વર્ગથી આગળ આ શાસ્ત્રમાં કાંઈ નથી, તેથી વિધિ જેવાં વાકયો કહીને મૂર્ખ લાલચુને લાલચ આપી છેવટ પરિણામ માઠાં આવે છે એમ ગૂઢાર્થ સમજાવે છે કે જેણે કરીને પરિણામે વેદનાં કર્મો ઉપર આસકિત નહિ થતાં ઉત્તરમીમાંસાના જ્ઞાન માર્ગ ઉપર માણુસ જવા પામે. આ આશયથી વિધિ જેવું બાહ્યસ્વરૂપ આપીને અંદરથી નિષેધ કર્યો છે.

ચૈતન્યરૂપ પરબ્રહ્મ કે જે કાર્યોના સંબંધથી રહિત છે તેમાં શબ્દોની શકિત લાગુ પડવાનો સંભવ નહિ હોવાથી તે પરબ્રહ્મમાં ઉપનિષદો પ્રમાણુ નથી; વેદમાં વેદાન્તની અવલ કર્મ ભાગ છે ને તેથી તે અવલ પ્રમાણુપાત્ર છે એમ આ શાસ્ત્રનો ખાસ આગ્રહ છે. જમાનો પલટાઈ ગયો છે એટલે તે કાળના અશ્વમેધ યજ્ઞોનાં હવે સ્વપ્ન પણુ નથી, હાલના જમાનાનાં કર્મો સ્થળ સમયને લઇને પ્રસિદ્ધ છે. એટલે ધર્મની દિશામાં કાંઈ પ્રવૃત્તિ હોય તો તે માત્ર ભકિત અગર જ્ઞાનની દિશામાં દેખાય છે. તેમાં પણુ કલિયુગ માટે તો નામસ્મરણુ અગર કીર્તન બસ કહેલું છે.

આ મતમાં પશુ હિંસાની આજ્ઞાનું કારણુ એમ છે કે હોમેલો પશુ અને યજમાન બંને સ્વર્ગ પામે છે; અને તેથીજ તે વખત માટે યોગ્ય તથા ક્ષત્રિયની સાર્વભૌમ સત્તાલોભ માટે મહાન યજ્ઞ સમારંભો થતા હતા કે જેથી પરાક્રમ કરવા માટે ક્ષાત્ર ધર્મને ઉત્તેજન મળે અને તેટલા માટે અનેક અર્થો સાધવા માટે તાંત્રિક ક્રિયાઓ ચાલતી હોવી જોઇએ કે જે હાલના સમયમાં વિચિત્ર અને કુત્સિત પણુ લાગે. કેટલાકનું અનુમાન —આગળ કહી ગયા છીએ તેમ, ને તે પણુ શાસ્ત્રના આધારે—એવું છે કે પશુ હિંસા એટલા માટે છે કે તે સમયમાં માંસ ભક્ષણુ ઉપર અથાગ પ્રીતિવાળાને ઇશ્વર અગર

ધર્મની પરવા નહિ તેવાઓનો તે જુસ્સો કાયમ રાખીને પણ ધર્મ તરફ વાળવા માટે પશુ યજ્ઞ છે કે જેથી કરીને તેટલો સમય પણ આચરણ શુદ્ધ રાખે અને પશુ આહારની પશુ વૃત્તિ સાથે ધાર્મિક વૃત્તિ ચૈતન્ય પામે, સદ્‌ગુણ પાળે, અને નીતિ પણ પાળે; પરંતુ કાળે કરીને આ યજ્ઞોમાં પણ વિકાર થયો; સાક્ષાત્ યજ્ઞ નારાયણ પ્રકટ થવાનો વિધિ પણ અદૃશ્ય થયો; એટલે કે મનોબળ નરમ પડ્યું; તેના પરિણામમાં યજ્ઞ કર્મમાં એકલી પશુ હિંસા રહી ગઇ. શાસ્ત્રની મજા જુઓ કે વેદના હિંસક યજ્ઞ માટે સ્મૃતિમાં શિક્ષા અને ભાગવતમાં વળી નરક પ્રાપ્તિ કહેલી છે ! શાસ્ત્રની શી મજા છે ? અસ્તુ. આ પ્રમાણે ભક્તિ તથા જ્ઞાન ભાગ વેદમાંથી લગભગ વિસરવા જેવું થયું એટલે 'ઉત્તર મીમાંસા' ના વેદાન્તનો પ્રકાશ થયો; ને તેના મુકાબલામાં પછી આ મીમાંસા તે પૂર્વ મીમાંસા કહેવાઇ. આ મીમાંસાના હાલના જમાનાના સાર્વભૌમ સત્તાદર્શક અશ્વમેધ જેવા યજ્ઞનો ખ્યાલ સામ્રાટ્‌ના દિલ્હિદરબાર જેવા સમારંભ કાંઇક અંશે આપી શકશે.

આ શાસ્ત્રમાં આગળ કહ્યું તેમ કર્મનેજ પ્રાધાન્ય આપ્યું છે. કર્મ તે વૈદિક કર્મ અને તેજ ધર્મ અગર ઇશ્વર અગર મોક્ષ સમજવાનો છે. આ કર્મ માર્ગ સમજવા માટે પાશ્ચાત્યોનો Law of Causation 'કાર્ય કારણાત્મક ઉપપત્તિવાદ,' ઘણે દરજ્જે ઉપયોગી થશે એમ લાગે છે.

જૈમિનિના શિષ્ય **કુમારિલભટ્ટ** અને તેમના શિષ્ય **મંડનમિશ્ર** સાથે **શ્રીશંકરાચાર્યનો** પ્રસિદ્ધ સંવાદ થયો તેમાં જો કે તેમનો વિજય થયો તો પણ તેઓશ્રીનું ઔદાર્ય તથા મોટાઇ જુઓ કે **મંડનમિશ્ર**ની લાગણી તથા સમાધાન ખાતર છેવટ કહે કે શ્રુતિઓનો સમૂહ પરંપરાથી અદ્વિતીય બ્રહ્મને લાગુ પડે છે એ ખરૂં છે તો પણ તેમનો કટાક્ષ માત્ર આત્મબોધ રૂપી ફળના અર્થે કર્મો ઉપરજ પ્રસરે છે અને તેથીજ જૈમિનિએ કર્મને પ્રાધાન્ય આપ્યું છે. આ વાતની વિશેષ ખાત્રી માટે જૈમિનિ ઋષિનું આવ્હાહન કરીને તેમના સમક્ષ **મંડનમિશ્ર**નું સમાધાન કર્યું, અને તે જૈમિનિ ઋષિએ કબુલ રાખ્યું, અને વળી વિશેષમાં બોલ્યા કે વેદનું સ્વતઃપ્રમાણ સિદ્ધ કરવા માટેજ મેં શ્રુતિ તથા લોકથી પણ સિદ્ધ થતા ઇશ્વરનું ખંડન કર્યું છે, બાકી જે ઇશ્વર વિના જગતને કદી પણ સુખ થતું નથી તેનું ખંડન કરવા મારો અભિપ્રાય કિંવા આશય નથી. આ મહાત્માઓનું શું ઔદાર્ય અને ગાંભિર્ય ? આટલાજ માટે આ દૈવી પુરૂષો અવતારી કહેવાય છે. **ભટ્ટપાદ** શાંકરભાષ્યની

પ્રશંસા કરતાં વળી બોલ્યા હતા કે અમારો શ્રમ તર્કશાસ્ત્રીઓની તથા બૌદ્ધ જૈન મતની યુક્તિ રૂપી જાળને તોડી નાંખવા માટેજ હતો ને તેથીજ અમે ઇશ્વરનું ખંડન કર્યું છે.

ઉપરની હકીકતથી સમજાશે કે કર્મ અગર ઉપાસના ગમે તે માર્ગે જાઓ પરંતુ આખર જ્ઞાન માર્ગ વગર છુટકોજ નથી, અને આર્ય શાસ્ત્રની ગમે તે શાખા જોશો તો તે જ્ઞાન મિશ્રિત હોવાની એ નિર્વિવાદ.

આ શાસ્ત્ર આગળ કહ્યા પ્રમાણે કેવળ કર્મ માર્ગ માટેજ મુખ્ય છે: કર્મમાં મુખ્યત્વે કરીને યજ્ઞ યાગાદિક છે. હાલના જમાનામાં આ માર્ગ લગભગ અદૃશ્ય થઈ ગયો છે એમ કહીએ તો ચાલે. હાલના જમાનાનાં કર્મ સ્થળ સમય પરત્વે બદલાયાથી આ દર્શનના યજ્ઞો માટે હવે અવકાશ નથી; અશ્વમેધ અગર 'રાજસૂય' કોણ કરવાના છે ? ખેર. આ યજ્ઞ સંબંધમાં **ચાર્વાક**ના વિવેચનમાં કાંઇક વિશેષ હકીકત આપેલી છે.

પુરૂષસૂક્તમાં 'જગતના હિત'ની વેદિ ઉપર કરવાનો જે યજ્ઞ કહેલો છે તે ઇશ્વરના મહાયજ્ઞ આત્મ ત્યાગ ( Self sacrifice ) ના બળિદાનથી કરવાનો બોધ આપે છે. ગીતાના તપોયજ્ઞ, સ્વાધ્યાયયજ્ઞ, જ્ઞાનયજ્ઞ આદિ અનેક યજ્ઞોમાં આ કર્મ માર્ગના સ્થૂળ યજ્ઞનો સમાવેશ થઈ જાય છે. વળી **ब्रह्मार्पणं ब्रह्महविः ब्रह्माग्नौ ब्रह्मणाहुतम्** પણ શું બોધ આપે છે ? આ જ્ઞાનયજ્ઞ ઉત્તરમીમાંસાના વેદાન્તમાં આવી જાય છે.

## ( ૭ ) ઉત્તરમીમાંસા.

આ મીમાંસાની ઉત્પત્તિ પૂર્વમીમાંસાના પ્રકરણમાં કાંઇક અંશે આવી ગઇ છે. ઉત્તરમીમાંસાનું મૂળ વેદનાં ઉપનિષદોનો ભાગ છે; તે ઉપનિષદાદિ ભાગોમાંથી દોહન કરીને પરાશર પુત્ર **કૃષ્ણદ્વૈપાયન**, અગર બાદરાયણ **વેદ વ્યાસમુનિ**એ બ્રહ્મસૂત્રો એકંદર ૫૫૬ રચ્યાં. જૈમિનિએ જેમ **अथातो धर्मजिज्ञासा**થી શરૂવાત કરી છે તેમ 'ધર્મ' ને ઠેકાણે **ब्रह्म** પ્રતિપાદ્ય વિષય મુખ્ય હોવાથી **ब्रह्म** શબ્દ મૂકીને કેવળ કર્મવાદને જાણે દૂર કરી જ્ઞાન માર્ગ ઉપર લોકોને લઇ જવા હોય તેમ **ब्रह्मजिज्ञासा** પ્રારંભમાં મૂકી. ધર્મ મીમાંસાથી સ્વર્ગ મળે પણ મોક્ષ ન મળે તેથી આ જ્ઞાન મીમાંસા, બ્રહ્મ મીમાંસા અગર ઉત્તર મીમાંસા કહેવાય છે; અદ્વૈત વિશિષ્ટાદ્વૈત, દ્વૈત, શુદ્ધાદ્વૈત આદિ સંપ્રદાયો તથા બીજા પંથો નિકળ્યા તેનું મૂળ પણ આ બ્રહ્મસૂત્રો

છે. સૂત્રોના મુખ્ય ચાર ચાર અધ્યાય, ને તે દરેકના ચાર પાદ છે. પહેલા અધ્યાયમાં સામાન્ય વિષય 'સમન્વય,' બીજામાં 'અવિરોધ,' ત્રીજામાં 'સાધન' અને ચોથામાં 'ફળ' છે. વેદ તથા ગીતા માફક તે એટલાં વ્યાપક છે કે તેના અર્થ કરવામાં દરેક સંપ્રદાયના આચાર્યો તથા વિદ્વાનો મનસ્વીપણે વિહાર કરે છે. આ સૂત્રોનું ભાષ્ય પ્રથમ શ્રી**શંકરાચાર્યે** કર્યું છે; જો કે તેમની પહેલાં પણ ભાષ્યો હતાં એમ ખુદ આચાર્યશ્રીના ભાષ્યમાંથી પણ નિકળે છે: તો પણ હાલમાં જે ભાષ્યો પ્રાપ્ત છે તેમાં તો શ્રી**શંકરાચાર્યનું** ભાષ્ય પ્રથમનું ગણાય છે. આચાર્યશ્રીએ અનેક નાસ્તિક તથા પાખંડી મતોનું ખંડન કરીને સનાતન વૈદિક ધર્મની સ્થાપના ફરીને કરી ત્યારથી બ્રહ્મસૂત્રોના વેદાન્તનું ખરૂં સ્વરૂપ બંધાયું છે, અને તેથી કેટલાક તેને શંકર દર્શન પણ કહે છે. વેદાન્ત તો વેદમાં ને તેમાં ખાસ કરીને વેદના અંતના ભાગનાં ઉપનિષદોમાં છેજ, બ્રહ્મસૂત્રોમાં પણ છેજ; પરંતુ તેનું ખરૂં સ્થૂળ તથા સૂક્ષ્મ સ્વરૂપ જમાના માટે શ્રીશંકરાચાર્યેજ બાંધી આપ્યું. ત્યાર બાદ તેજ ધોરણે પાછળના આચાર્યોએ સ્થળ, સમય તથા સંજોગોને લઇને ભાષ્યો રચીને વધારો ઘટાડો કર્યો, ને તેના અંગે એક મેકનાં ખંડન મંડન થયાં; તેટલા માટે જ્યારે પ્રસંગોપાત્ એકલો 'વેદાન્ત' શબ્દ આવે ત્યાં જો કે બધા આચાર્યોનાં ભાષ્યો જૂદાં વેદાન્ત કહેવાય પણ અનુકૂળતા માટે ઘણે ભાગે **શંકરનું** વેદાન્ત સમજવાનું છે. માત્ર **શંકર** પેહેલા માટે પેહેલો નંબર. બ્રહ્મસૂત્રોને **भिक्षुसूत्र**નું નામ પણ અપાય છે. **भिक्षु** એટલે સંન્યાસી. વેદાન્ત વિચાર સંન્યાસીઓને વધારે યોગ્ય હોવાથી તે નામ કદાચ પડ્યું હશે.

ઉપર કહ્યું તેમ આ શાસ્ત્રની પ્રવૃત્તિ સ્વર્ગ આદિ અનિત્ય સુખ માટે નહિ પણ નિત્ય સુખ મોક્ષ માટે છે. વસ્તુ ગતિ યથાર્થ સમજવી તે મોક્ષ, એટલે કે બંધરૂપ મિથ્યા અધ્યાસનો ભંગ તે મોક્ષ; બંધ એ માત્ર ભ્રમ છે, અને મોક્ષ તે સ્વતઃસિદ્ધ છે એમ નિર્ણય કરેલો છે. સારૂપ્ય, સાલોક્ય, સાયુજ્ય, સાષ્ટિ અને સાન્નિધ્ય મોક્ષ સાંપ્રદાયિક છે તેનાથી અન્ય પ્રકારનો 'મોક્ષ' ઉપર કહ્યા મુજબ વેદાન્તનો છે. **तावद्गर्जन्ति शास्त्राणि जंबुका विपिने यथा । न गर्जति महाशक्ति र्यावद्वेदान्तकेशरी ॥** વેદાન્તની સિંહ ગર્જના થઈ કે બસ ઇતર તમામ મત મતાંતરોની ગર્જના શિયાળીયાં જેવી થઇ જાય છે; વેદાન્તસિંહની આગળ અન્ય સંપ્રદાયો તારાની આગળ આગીયા કીડા જેવા પ્રકાશે છે. એટલે કે જેમ સૂર્યના તેજમાં તારાનું તેજ, તેમ તારાના તેજમાં આગીયાનું તેજ પ્રકાશ આપે છે. વેદાન્ત સૂર્ય આજ

પણ આખી સૃષ્ટિમાં રાત દિવસ પ્રકાશે છે. આજ સુધીમાં સૂર્ય કદી આથ-મ્યોજ નથી તેમ વેદાન્તની સ્થિતિ છે. પાશ્ચાત્યો તો બીચારા છકજ થઈ ગયા છે ને થઇ જાય છે. કેમકે આખી સૃષ્ટિમાં વેદાન્ત શાસ્ત્ર જેવું સ્પષ્ટ શાસ્ત્ર કોઇ સ્થળે થયું નથી એમ એક અવાજે પૃથ્વીના બધા વિદ્વાનો કબુલ કરે છે. પૃથ્વીના સંસ્કારી વિદ્વાનોનાં ચક્ષુ-દિવ્ય ચક્ષુ-વેદાન્તે એકદમ ઉઘાડી નાંખી અંધકાર દૂર કર્યો છે. વેદાન્ત ઉપર દરેક ભાષામાં અનેક પુસ્તકો છે. વેદાન્ત ઉપર જેટલું વિવેચન થાય તેટલું ઓછું છે. આપણે તો બે બોલમાંજ કહીશું, કેમ કે વિદ્વાનોના તે સંબંધમાં જોઇએ તેટલા ગ્રન્થો છે.

આગળ કહેવાયું છે કે ઉત્તર મીમાંસાનું મૂળ ઉપનિષદો છે. ઉપનિષદ્ એટલે 'બ્રહ્મ', અગર પાસે બેસનાર એટલે કે 'ગુરૂ પાસે બેસનાર' એમ થાય છે. પરંતુ શ્રીશંકરાચાર્યે **सद्** ધાતુ ઉપરથી ત્રણ અર્થ કર્યા છે તેજ વાસ્તવિક લાગે છે. (૧) અવિદ્યા રૂપી સંસારનાં બીજ, જેનો મુમુક્ષુઓ વિશરણ એટલે નાશ કરે છે તે વિદ્યા, (૨) મુમુક્ષુઓને બ્રહ્મ પ્રતિ લઈ જાય છે. (**सद्**નો 'ગતિ' વાચક અર્થ લઇને) તે, અને (૩) અગ્નિવિદ્યા અગર યજ્ઞ વિદ્યા.

ઉપર કહ્યું કે ઉત્તર મીમાંસાનાં બ્રહ્મસૂત્રોના જોટાનો લેખ પૃથ્વીમાં નથી, પરંતુ તેટલેથી બસ નથી; આર્યશાસ્ત્રમાં જે જે સૂત્રો છે પછી તે ન્યાય, વ્યાકરણ, પૂર્વમીમાંસા એમ ગમે તે વિદ્યાનાં સૂત્રોના જોટાનાં સૂત્રો પૃથ્વી તટ ઉપર અન્ય સ્થળે નથી. આ સૂત્રોની રચના અપૂર્વ છે. ટુંકમાં અથાગ બોધ અને પ્રકાશ આપ્યો છે. કર્મકાંડની વિધિઓ વધી ગઇ અને શાસ્ત્રો ઘણાં લંબાણવાળાં હોવાથી સંક્ષેપમાં સૂત્રો થયાં ને પાછાં તેના ખુલાસા માટે ભાષ્યો અને વાર્તિકો થયાં. શ્રૌતયજ્ઞોનાં સૂત્રો થયાં તે શ્રૌતસૂત્ર અગર કલ્પસૂત્ર કહેવાયાં, વર્ણ વ્યવસ્થા વિગેરે માટે થયાં તે સ્માર્ત અગર ધર્મસૂત્રો કહેવાયાં, ગૃહસ્થના ધર્મ માટે થયાં તે ગૃહ્યસૂત્રો કહેવાયાં, અને જ્ઞાન માટેનાં સૂત્રો તે બ્રહ્મસૂત્રો કહેવાયાં. વેદનો અંત તે ઉપનિષદો, ને તેનો સંક્ષેપમાં સાર તે ઉત્તરમીમાંસા અને તેજ વેદાન્ત. વેદમાં **ऋग्वेद**-૧૦-૧૨૫ માં **ऋचा**ઓ ૮ બતાવી છે તે શુદ્ધ શંકરનું અદ્વૈત છે. અસ્તુ. માત્ર શ્રી શંકરાચાર્યે આગળ કહ્યું છે તેમ પ્રથમ ભાષ્ય કર્યું તેથી શંકર મત ખાસ વેદાન્ત કહેવાય છે અને તેથી આપણે સાધારણ તે અર્થમાં ગ્રહણ કર્યો છે, પરંતુ બનતા સુધી સર્વ સામાન્ય લાગુ થાય તેમ કરીશું.

આ શાસ્ત્રમાં પણ પૂર્વમીમાંસાની માફક છ પ્રમાણ છે; આ વાદ વિવર્તવાદ કહેવાય છે. નૈયાયિકો અને વૈશેષિકો આરંભવાદ સ્વીકારે છે: કાર્યોથી તે કારણ સુધી તર્ક ચલાવતાં ચલાવતાં એક ઇશ્વરના અસ્તિત્વનું અનુમાન કરે છે; સાંખ્ય તથા યોગ 'પરિણામવાદ' સ્વીકારે છે. સાંખ્યે સ્વતંત્ર ઇશ્વરની જરૂર કાઢી નાંખી પરંતુ પ્રકૃતિના સ્વાતંત્ર્યની સાથે પુરૂષ રૂપી ચૈતન્ય ભેળવી એક વગર બીજું રહી શકે નહિ એમ કહી 'પરિણામ' જ સૃષ્ટિનું કારણ કહે છે. યોગે સ્વતંત્ર ઇશ્વર સ્વીકાર્યો અને પૂર્વ મીમાંસકોએ ન સ્વીકાર્યો. માત્ર ઉત્તરમીમાંસાએ એકંદર સુધારો કરીને ઇશ્વર અગર બ્રહ્મની એકલાનીજ સત્તા તથા અસ્તિત્વ સ્વીકારીને સૃષ્ટિને વિવર્ત રૂપ કહીને 'વિવર્તવાદ' ને પ્રસિદ્ધિ આપી છે.

બારીકીથી જોતાં બધાં શાસ્ત્રોનો મુદ્દો એક છતાં શબ્દના ઝઘડા દેખાશે. વાસ્તવમાં તમામ દર્શણોનાં કર્મ, ઉપાસના અને જ્ઞાન ત્રણે બાહ્ય કિંવા અંતર્ગત દશામાં રહ્યાં છે. ગોળના ગણપતિ અને ગોળનું નૈવેદ્ય જેવો ઘાટ છે; વિદ્યાવિનોદ અને બુદ્ધિની પરાકાષ્ટાઓ છે. ઝીણું ઝીણું કાંતીને તત્ત્વ વિચારો થયા છે, બાકી એકજ માળાના બધા મણકા છે.

બીજાં શાસ્ત્રો કરતાં ઉત્તરમીમાંસાનાં બ્રહ્મસૂત્રોમાં વિશેષ એ છે કે બીજાં શાસ્ત્રો ઉપનિષદોમાંથી ખપ પુરતું લે છે, અને બ્રહ્મસૂત્રોના વેદાન્તમાં બધાં દર્શન અને શ્રુતિનો સંપૂર્ણ સમન્વય છે તે સાથે ઉપનિષદો અને સમગ્ર દર્શનોનો સમગ્ર નિર્ણય કરેલો છે. પૂર્વમીમાંસાનાં છ પ્રમાણ માન્યાં છે, તથા અર્થનિર્ણય પરત્વે વિભાગ પણ માન્ય રાખ્યા છે; ન્યાય વૈશેષિકના સૂક્ષ્મ વિચાર માન્ય રાખ્યા છે; સાંખ્યનો અકર્તા પણ કાંઇક અંશે ગ્રાહ્ય છે. ઇશ્વર આપ્તકામ છે તો પછી તેને ઇચ્છા કેવી એ દલીલ માન્ય રાખી છે; છેવટમાં કર્મ અને ઇશ્વર એવી બે કલ્પનાથી ઘોટાળો થાય છે એમ બતાવી સાંખ્યના 'અનેક' પુરૂષોનો વેદાન્તે 'એક' કર્યો. સાંખ્યનો પુરૂષ તે વેદાન્તનો 'જીવ' થયો. જીવ ભાવ ટળે એજ મોક્ષ. સાંખ્યના પુરૂષનો પુરૂષ રૂપે મોક્ષ; યોગનો ઇશ્વર કૃપાથી મોક્ષ, મીમાંસાનો સ્વર્ગ રૂપી મોક્ષ ઇત્યાદિ આવા અપૂર્ણ અને વિશેષણ યુક્ત વાદગ્રસ્ત મોક્ષ વેદાન્તને માન્ય નથી. સાંખ્યનાં જૂદાં જડ ચેતન, પદાર્થ રૂપે કેમ સંભવે ? જડનો વિચારજ કેવી રીતે થઇ શકે ? વિગેરે દલીલ કરીને છેવટ બધુંજ 'ચેતન' એટલે બ્રહ્મ સ્વરૂપ છે એમ હિંમતથી જણાવ્યું. બીજાં શાસ્ત્રોમાં ગુપ્તપણે રહસ્ય

બતાવ્યું છે; પરંતુ છાતી ઠોકીને વેદાન્તેજ પ્રકાશ આપ્યો. અને વેદાન્તના **આ મતને આધુનિક પાશ્ચાત્ય ભૌતિક શાસ્ત્ર સાબીત કરી આપે છે,** તેમાં પણ વળી આર્ય વીર ભૌતિક શાસ્ત્રોના અગ્રણી **બોસ** મહાત્માએ તો પ્રત્યક્ષ અનુભવ બતાવ્યો છે. હવે પુરાવાની જરૂરજ નથી.

જો કે વેદાન્ત જેવું સ્પષ્ટ શાસ્ત્ર કોઇ પણ બીજા દેશ અગર પ્રજામાં નથી પરંતુ વેદાન્તના સિદ્ધાંતો રૂપાન્તરમાં દુનીયાની સઘળી સુધરેલી પ્રજાઓમાં દેખાય છે. આ સંબંધમાં પ્રકરણ ૩–૪ માં કાંઇક વિશેષ વિવેચન કર્યું છે. હાલના જમાનામાં આ બદલનો વિશેષ પ્રકાશ આપવાનું માન ખાસ થિઓસોફીને ઘટે છે. આ બધી અન્ય પ્રજાઓના મુકાબલામાં બાહ્યાચારમાં તો રાત દિવસ જેટલો તફાવત છે પરંતુ અંતરંગ જ્ઞાનમાં એટલે કે રહસ્યમાં બધાનું તત્વ એકજ દેખાય છે. આર્યનું વેદાન્ત યાહુદીનું કેબાલા પ્રાચીન ડાયોનિશિયસ, ફિલસુફ **બ્રુનો,** ફિલસુફ **સ્પિનોઝા, હેગલ** વિગેરેનું તત્ત્વજ્ઞાન મહમ્મદીય તથા જરથોસ્તીમત, સુફી તરીકા, ચીન વિગેરેના ‘ લિઓત્સા ’ એ પ્રવર્તાવેલા ‘ તાઓ ’ વિગેરે આ સર્વેનો સિદ્ધાંત લગભગ એક છે કે જગત્ મિથ્યા છે અને માયાનોજ સ્વપ્નવત પ્રપંચ છે. ઉપનિષદ્‌ના સમયમાં **શંકરાચાર્ય**ના તથા તે પછીના સમયમાં તેમ આધુનિક **કૅન્ટ, શોપનહોઅરના**સમયમાં પણ માયાવાદ એનો એ દેખાય છે; એટલે કે જગત્ માયારૂપે સ્વપ્ન છે. જરથોસ્ત અને બોદ્ધધર્મમાં તો વેદાન્તનાં તત્ત્વો ઘણાં સ્પષ્ટ છે. હાલની સુધરેલી દુનીયાના પચાસ ટકા ઉપરાંતની વસ્તી ખુલ્લી રીતે વેદાન્તને માન આપે છે, અને ગર્ભિત રીતે અગર અજાણમાં તો આખી દુનિયાં માને છે એમ કહેવા હરકત દેખાતી નથી.

ઉપર મુજબ ષડ્દર્શનોનો અરસ પરસ સંબંધ સાધારણ રીતે દર્શાવ્યો. હવે જરા વધારે વિસ્તારથી મુકાબલો કરીએ. આ એવો ગહન વિષય છે કે તેમાં પુનરૂક્તિ અગર પિષ્ટપેશનના દોષો પણ ક્ષમ્ય છે.

સાંખ્ય દર્શને માણસોને જ્ઞાન તરફ દોર્યા; યોગે આ પરોક્ષ જ્ઞાનને અપરોક્ષ અગર પ્રત્યક્ષ કરી બતાવ્યું: સાંખ્યે પુરૂષાર્થ તથા આત્મબળ ઉપર ભાર મૂક્યો ત્યારે યોગે ઇશ્વરની મદદ વિશેષમાં લીધી. આવા જ્ઞાન વિજ્ઞાનથી તમામ પ્રકારની રૂચિવાળાં મનુષ્યને સંતોષ ન થાય એ સ્વભાવિક છે ને તેથી કરીને જૈમિનિ ઋષિએ અમુક વર્ગના લોકના વલણ તથા રૂચિને અનુસરીને યજ્ઞ દેવપૂજન આદિ કર્મોને અંગે ભવ્ય સમારંભોની પ્રીતિવાળા

માટે કૃપા કરીને પૂર્વ મીમાંસાનાં સૂત્રો રચ્યાં તેમાં ઇશ્વરની પણ દરકાર કાઢી નાંખી. આના પરિણામે કર્મ અને કર્મના દેવતા એજ ધર્મ થયો. રહસ્ય એમ છે કે ગૃહસ્થાશ્રમ માટે તો ખાસ કર્મમાર્ગજ જોઇએ અને પાછળના આશ્રમમાં ભલે સાંખ્ય યોગનો આશ્રય લેવાય, એ પ્રમાણે મનાયું. આ પ્રમાણે જ્ઞાન અને કર્મ એમ બે ભાગ પડયા. આ બે અંતિમ ભાગો વચ્ચેના મધ્યસ્થ જનસમાજને બંનેમાંથી થોડું થોડું ગ્રહણ કરાવીને તેમના "માનસિક ખોરાક" માટે 'ન્યાય' અને વૈશેષિક દર્શનો ઋષિઓએ પ્રસાર્યાં. અંતરના ઉંડાણમાં ઉતર્યા સિવાય–કેમકે જ્ઞાન માટે તે વિના છુટકો નથી–તેમ એકલાં સ્થૂળ કર્મો કર્યા સિવાય માત્ર બુદ્ધિને ખીલવવા માટે આ બે દર્શનો ખાસ ઉપયોગી છે. યુક્તિ એવી કરી કે દરેક વસ્તુનાં પરમાણુને નિત્ય માન્યાં એટલે પછી વેદના આધારની ખાસ અપેક્ષા આદર્શનોને રહી નહિ. સાધારણ બુદ્ધિનો માણસ સહજ સમજી શકે કે એક જાતનાં પરમાણુથી બીજી જાતનાં પરમાણુ જૂદાં દેખાય છે, માટે તેમાં વિશેષ ખોળી કાઢવો તે 'અનુમાન' એટલે કે ન્યાયથી ખોળી કાઢવો જોઇએ એ પ્રમાણે યોજના હોવાથી વેદ વિરૂદ્ધના બૌદ્ધ તથા જૈન મતના વાદ સામે, સાંખ્ય તથા યોગ દર્શનો કરતાં પણ આદર્શન બહુ ઉપયોગી થયું હતું. મનુષ્ય સ્વભાવની બલિહારી છે! ન્યાય વૈશિષિક દર્શનોએ બુદ્ધિ માટે જોઇએ તેટલો ખોરાક આપ્યો પરંતુ બુદ્ધિથી આગળ જતાં હૃદય આવે છે તેને સંતોષ આપી શકયાં નહિ. આર્યરક્તને અનુમાનસિદ્ધ ઇશ્વર તત્ત્વ અગર આત્મ તત્ત્વથી કેમ તૃપ્તિ થાય? જ્ઞાનીને તે સિવાય કેમ શાંતિ મળે? માટે ઇશ્વરની કૃપાથી તમામ દર્શનોનો શિરોમણિ ઉત્તર મીમાંસા અગર વેદાન્ત દર્શન શ્રી વ્યાસ ભગવાને વિસ્તાર્યું. સૃષ્ટિના ક્રમ પ્રમાણે તેમાંથી પાછા આઠ સંપ્રદાય પ્રકટયા, પરંતુ વિશેષ પ્રચારમાં ચારજ રહ્યા. એટલે કે બધા આર્ય ધર્મોનું મૂળ આ ઉત્તર મીમાંસા દર્શન કહેવા હરકત નથી. એક રીતે સાંખ્ય અને વેદાન્ત બંને જ્ઞાન કોટિનાં હોવાથી બહુ સંબંધ ધરાવે છે, માત્ર સાંખ્યની દ્વૈત ભાવના સામે વેદાન્તનો ખાસ પ્રહાર છે. આગળ કહેવાયું છે તેમ સાંખ્યના પુરૂષ પ્રકૃતિનું મૂળ જે બ્રહ્મ તે એકનેજ નિત્ય અને સત્ય માને છે. સત્ય હમેશ એકજ હોય છે; બે થઇ શકેજ નહિ. પુસ્તક તે પુસ્તક અને અશ્વ તે અશ્વ યાવચ્ચંદ્રદિવાકરૌ રહેવાનાં, એ ઉપર ખાસ ધોરણ છે. સાંખ્યની નિત્ય અને સત્ પ્રકૃતિને શંકરે નિત્ય પણ અસત્ માયા રૂપે મિથ્યા માનેલી છે. તેમાં વળી તાંત્રિક અદ્વૈતવાદીઓએ પાછળથી બંનેનું મિશ્રણ કરીને નિષ્કળ શિવ

અને સકળ ( કળા સહિત ) શિવ, એમ પુરૂષ પ્રકૃતિ અગર બ્રહ્મ માયાનો અન્યોન્યાશ્રય બતાવ્યો છે. બ્રહ્મ કર્તવ્ય રહિતનો હોવાથી એકલો નકામો છે; અને પ્રકૃતિ ચેતન રહિત હોવાથી એકલી નકામી છે. માટે બંને છુટાં પડી શકતાં નથી એમ સાંખ્ય કહે છે; અને જગતને પ્રત્યક્ષ જોવા છતાં મિથ્યા કહેવાનું સાહસ વેદાન્ત કરે છે તેનો ભાવાર્થ બ્રહ્મના અદ્વૈતપણાને સાચવી રાખવા માટે છે. સાંખ્યના દ્વૈતથી સંસ્કારી અદ્વૈતની ભુખ કેમ ભાગે ?

ઉપર મુજબ અરસપરસનો સંબંધ એકમેકને મુકાબલે દર્શાવીને વળી આ દર્શનોનું દર્શન બીજી રીતે કરીએ. વિષયની ગહનતાની ખાતર તેમ કરવા હરકત નથી. બધાં દર્શનોનો સમગ્ર સંબંધ તથા ઉદ્દેશ સમજવા માટે હવે એકને મુખ્ય લઇને બીજાં બધાં સાથે સંબંધ અગર મુકાબલો કરી જોઇએ. આ યુક્તિ માટે ઉત્તર મીમાંસાને મુખ્ય ગણવાથી વધારે અનુકૂળતા થશે.

ન્યાય અને સાંખ્ય મતમાં જગતનું નિમિત્ત તથા ઉપાદાન કારણ જૂદાં આપ્યાં છે, અને વેદાન્તમાં એક કારણ ' માયા ' ઠરાવીને બ્રહ્મને અલગ રાખેલ છે: કોઇ કોઇનું કારણ થતું નથી તેમ કોઇ કોઇનું માથે પણ લેતું નથી. સત્ ચિત્ અને આનંદ એ કાંઇ બ્રહ્મનાં વિશેષણ નથી પરંતુ તેનો સ્વભાવ બતાવવા માટેનો માર્ગ અગર સાધન છે. ન્યાય વૈશેષિકમાં પદાર્થની સંખ્યા ઉપર મતભેદ છે, ઇશ્વરને પણ પદાર્થનો વિભાગ દ્રવ્ય કહે છે, ત્યારે વેદાન્ત કહે છે કે જીવ અને ઇશ્વરનો ભેદ કહેવો એ એક દોષ તથા ઇશ્વરની ઇચ્છાથી સૃષ્ટિ ઉત્પન્ન થવાનું કહેવું એટલે કે અનાદિ સૃષ્ટિનો આરંભ કહેવો એ પાછો બીજો દોષ છે. પ્રથમ જો કાંઈ ન હતું તો પછી તેમાંથી કંઇ થાયજ કેમ, અને જો હતું તો પછી તેનો આરંભ કેવો ? સાંખ્ય કહે છે કે સત્‌માંથી સત્ થાય, સત્ તે પ્રકૃતિ, ને તે પરિણામ પામીને ચોવીસ તત્ત્વોદ્વારા જગત્ વિસ્તારે છે; પ્રકૃતિ જડ હોવાથી જ્ઞાન ધર્મવાળી થઇ શકે નહિ; માટે ( યુક્તિથી ) પુરૂષને જ્ઞાનયુક્ત અવિરત ગણીને પ્રકૃતિથી અભિન્ન માનેછે; અને પુરૂષને પ્રકૃતિના સાનિધ્યથી તેના ગુણો પોતાનામાં આરોપાયાની ભ્રાંતિ થાય છે; આ ભ્રાંતિ જ્ઞાનથી ટળે ત્યારે સ્વરૂપાનુસંધાન કૈવલ્યને અનુભવે છે. આ પ્રમાણે સાંખ્યવાદની સંકલના છે તે બધાના જવાબમાં વેદાન્ત કહેશે કે જડ પ્રકૃતિ કર્મ કરે એ અસંભાવિત તથા અસંગત છે, અને તેથી એ કલ્પનાજ તે પ્રમાણે ગણવાની છે. યોગ તો સાંખ્યનોજ

વિસ્તાર છે, માત્ર ઇશ્વરનું છવીસમું તત્ત્વ વિશેષ છે એટલે સાંખ્ય સામેનો વેદાન્તનો વિરોધ 'યોગ' ને પણ તેટલે દરજ્જે 'વિશેષ' લાગુ પડે છે. કેમકે વેદાન્તને તો અભેદમય બ્રહ્મ સિવાય અન્ય કાંઇ છેજ નહિ. પૂર્વમીમાંસા સામે વેદાન્તનો આક્ષેપ એ પ્રમાણે છે કે કર્મનાં ફળ નાશવંત હોવાથી મોક્ષ માટે નિરૂપયોગી છે.

વળી જુઓ કે વૈશેષિકના કહેવા પ્રમાણે આ જગત્ પ્રથમ હતુંજ નહિ પણ ઉત્પન્ન થયું છે; યોગ કહે છે કે જીવમાં બ્રહ્મપણું છેજ નહિ પરંતુ યોગ કરવાને લીધે પાછળથી થાય છે; નૈયાયિક કહે છે કે ૭ ઇન્દ્રિયો, ૭ પ્રકારની ઇન્દ્રિયોનાં જ્ઞાન, ૭ વિષયો, સુખ, દુ:ખ અને શરીર એ એકવીસ પ્રકારનાં દુ:ખોનો નાશ એજ મોક્ષ છે; સાંખ્ય જીવ અને પરમાત્માને ભિન્ન કહે છે; મીમાંસા કર્મફળ એજ સત્ય કહે છે; આ બધાંને ઉપર કહ્યું તેમ વેદાન્ત ભ્રમ કહે છે; કારણ કે આત્મા ત્રિગુણમય હોય તો ઠીક છે પરંતુ તે કલ્પનાજ ખોટી છે ત્યાં પછી શું? 'અજ્ઞાન' જ જ્યાં કલ્પિત પદાર્થ છે ત્યાં ત્રિગુણાત્મક જગત્ મિથ્યા છતાં અધ્યાસથી સાચાનો અધ્યાસ કરાવે એમાં શું આશ્ચર્ય?

ઉપર મુજબ વેદાન્ત બીજા બધા મતોના દોષો બતાવીને પોતાનું સમર્થન કરે છે તેમાં દ્વિતીયપણું એજ ભય કહેલો છે. **द्वितीयाद्वै भयं भवति।** આ સંબંધમાં શ્રીમદ્ભાગવત ૧૦ મો સ્કંધ ૭ મા સર્ગના શ્લોક ૨૫–૨૬ જોવા જેવા છે. આ શ્લોકોના તાત્પર્યમાં અન્ય દર્શનોનો નિરાસ કરીને વેદાન્તનો સિદ્ધાંત પ્રતિપાદન કરેલો છે.

શ્રી માધવાચાર્ય અદ્વૈતના શ્રેષ્ઠપણામાં શ્રીશંકરાચાર્યના પરાક્રમની પ્રશંસામાં કહે છે કે વેદ બાહ્ય ચાર્વાક આદિ મતવાળાઓએ જે ( વેદાન્તની માતા ) ઉપનિષદોને મિથ્યા કહીને ફેંકી દીધી હતી; કર્મવાદીઓએ સેવા અર્થે માની હતી, નૈયાયિકોએ અર્થ નહિ પણ અર્થાભાસવાળી ઠરાવી હતી, તે ઉપનિષદો શ્રી શંકરને શરણે આવીને આનંદ પામી. તે પ્રમાણે આત્માના સંબંધમાં કહે છે કે ચાર્વાક મતે પંચમહાભૂતથી પીગળાઇ ગએલા આત્માને દેખ્યોજ નહિ. બૌદ્ધ મતે હણવા માંડયો, કણાદે કર્તવ્યાદિ વિશેષણ તથા જ્ઞાનાદિ ગુણ અર્પી સંતાડી રાખીને કાંઇક લાભ આપ્યો, કર્મ માર્ગે પોતાની પદવીએ જવા માટે માર્ગદર્શક યોજ્યો તથા મહાભૂતોમાંથી જૂદો પાડીને સ્વર્ગ નરકમાં ભટકતો બનાવ્યો. ક્ષણિકવિજ્ઞાનવાદીએ ક્ષણિકવિજ્ઞાની

બનાવ્યો, તર્ક મીમાંસા આદિ મતે જીવ થકી જૂદો કર્યો, સાંખ્યાદિ મતે સર્વ જીવો તથા તેના ગુણો થકી જૂદો પાડી સ્વર્ગ નરકમાં ખેંચી લઇને નિર્મલ કરી તેના દુઃખનો નાશ કર્યો; પરંતુ ઇતરને અસત્ ઠરાવીને નિર્ણય કર્યા છતાં પણ પ્રધાનના તાબામાં રાખ્યો, યોગે તેને પૂજ્યતા આવી ખરી, પરંતુ શંકરે તો ઇતર સર્વની સત્તાનો નાશ કરીને તેની સાર્વભૌમ સત્તા ઠરાવી નિશ્ચય કરીને સર્વેશ્વર બનાવ્યો. આ પ્રમાણે ષડ્દર્શનોમાંથી ઉત્તર મીમાંસા ઉત્તમ છે, ને તેજ સર્વત્ર ધર્મના રૂપમાં અસ્તિત્વ ભોગવે છે. બાકીનાં દર્શનો માત્ર વિદ્યાવિનોદ માટે છે, ધર્મનું બળ તેમાં નથી.

બુદ્ધિની કસરત તરીકે તત્ત્વજ્ઞાન અને ન્યાય આદિ શાસ્ત્રો ઉત્તમ છે; પરંતુ ધર્મને પારલૌકિક સુખના અર્થમાં આગળ લઇ જઇએ અને તેથી કરીને ઇશ્વર પ્રાપ્તિ કરવાના હુન્નર તરીકે સ્વીકારીએ તો કેવળ શુષ્ક જ્ઞાન અગર શુષ્ક કામને ઓળંગીને આગળ જવું પડશે, કેમકે તત્ત્વજ્ઞાન તથા ઇતર ન્યાય આદિ શાસ્ત્રો કાંઇ ધર્મ નથી અને તેટલા માટેજ ગ્રીક શિલ્પકારોએ ફિલસુફીની મૂર્તિને આંધળી બનાવી છે, તથા બાઇબલમાં તેને વિફળ શાસ્ત્ર કહેલું છે, માટે હવે તત્ત્વજ્ઞાનથી આગળ જઈ પ્રાચીન તથા પ્રચલિત ધર્મોનું કાંઇક અવલોકન કરીશું: સદ્ભાગ્યે આ ષડ્દર્શનોમાં યુરપની અર્વાચીન ફિલસુફી જેવું કેવળ શુષ્ક શાસ્ત્ર નથી પરંતુ ધર્મ મિશ્રિત છે ને તેથી તમામ દર્શનો ધર્મ માટેજ સમજવાનાં હોઇને 'ધર્મ' જ છે; તો પણ 'ધર્મો' એજ ધર્મનું શુદ્ધ સ્વરૂપ હોવાથી 'ધર્મ' ની ખાતર આખા પ્રકરણમાં સ્થાન આપીશું.



આ લેખકનાં હવે પછી બહાર પડનારાં પુસ્તકો.

## મ્હારા ધર્મવિચાર ભાગ બીજો.

તેમાં શું જોશો ?

દુનિયાના બધા મુખ્ય પ્રાચીન તથા અર્વાચિન ધર્મો, હિંદના વિવિધ સમાજો, થીઓસોફી વિગેરે પંથો વિગેરેનું ટુંક અવલોકન તથા સ્પર્શાસ્પર્શ, પુનર્લગ્ન વર્ણાશ્રમ વિગેરે મહત્વના પ્રશ્નોનું વિવેચન દરેકને વાંચવા વંચાવવા તથા વિચારવા જોગ છે.

---

## શ્રીકૃષ્ણ દર્શન (નવી દ્રષ્ટીએ.)

આ દર્શન નવી એટલે જડવાદીની દૃષ્ટિએ પણ કરેલું હોઇ હાલના કર્મયુગને ધર્મયુગ બનાવવાનો કીમીયો તેમા તમને દેખાશે, અને અનેક જુઠાણા વ્હેમો વિગેરેનો નાશ થઇ શ્રીકૃષ્ણ ચરિત્રનો સાચો શાસ્ત્રીય અર્થ સમજાશે.

---

## શ્રીકૃષ્ણ કીર્તનમાળા.

આ માળાના મુખ્ય મણુકા ૧૦૮ છે, અને તે ઉપરાંત બીજાં પચાસ ઉપરાંત કાવ્યો છે. આ કાવ્યો ગુજરાતમાં અતિશય લોકપ્રિય થઇ પડેલા રાગ રાગણીઓ, ગરબા તથા ગાયનના ગેય સ્વરૂપમાં ગુંથવામાં આવેલાં હોઇ દરેક પંથ કે ધર્મના દરેક સ્ત્રી પુરૂષ અને બાળકને મોઢે શોભે તેવાં છે.

